५२२२२

॥ ॐ श्री परमात्मने नमः ॥

# श्री पंचप्रतिक्रमण सूत्र.

## अर्थ सहित.

छपावी प्रसिद्ध करनार.

शा. वाडीलाल हठीसंग.

तथा

शा. हरीलाल मगनलाल.



अमदावाद

"विजय प्रवर्त्तक" प्रेसमां छाप्युं.

संवत १९४९. सने १८९३.

कींमत रु. १-४-०

# अर्पण पत्रिका.



શેઠજી સાહેબ. મનસુખભાઇ ભગુભાઇ.

મુ. અમદાવાદ.

આપ જૈન ધર્મમાં અતિ શ્રદ્ધાવંત, દરેક શુભ
કાર્યોમાં હમેશાં પ્રવર્ત્તનાર, જ્ઞાનની વૃદ્ધિને
અંતઃકરણથી ઇચ્છનાર, અને જૈન
વિદ્યાને સારી પેઠે ઉત્તેજન આ-
પનાર ઈત્યાદિક અનેક
ગુણાલંકૃત જોઈ આપ
સાહેબને અમો આ
પુસ્તક અતિ પ્રેમ
પૂર્વક અર્પ-
ણ કરીએ
છીએ.

લી.

પ્રસિદ્ધ કર્તા.



# प्रस्तावना.



આધુનિક સમયમાં જૈનવિદ્યા અને વિદ્વાનો દિનપ્રતિદિન ઓછા થતા જાયછે હાલનો જૈનધર્મ મોટા ભાગે અજ્ઞાનછે. એટલુંજ નહીં પણ શ્રાવકને હમેશ કરવાનું જે કાર્ય તેથી પણ ઘણા અજાણ છે. આ અજ્ઞાનતાની ખોટ કિંચિત્ પુરી પાડવાને સારૂ હાલમાં કેટલાક શહેરમાં તેમજ આ શ્રી અમદાવાદમાં પણ કેટલીક સભાઓ ને તેને લગતી શાળાઓ સ્થપાયીછે. તેમાં ભણનાર વિદ્યાર્થીઓ શાસ્ત્રી લીપીથી અજાણ હોવાને લીધે શુદ્ધ ગુજરાતીમાં આ પુસ્તક કે જેનું નામ "શ્રી પંચપ્રતિક્રમણ સૂત્ર" અર્થ સહિતછે કે જેમાં શ્રાવકને હમેશાં કરવા યોગ્ય સામાયિક, ચૈત્યવંદન, પ્રતિક્રમણ વીગરે તમામ ષટ્ આવશ્યકના સૂત્રો અને રત્નાકર પચ્ચીશી અર્થ સહીત ને વળી તેની સાથે દરેક જાતના બોલ કે જેથી કાંઈક તત્વનું ગ્રહણ પણ થાય અને શુદ્ધ શ્રદ્ધાનું કારણ થઈ પડે, ને વળી છંદો, ગુણ ગાળાબત્રીશી, જીન નવઅંગી પુજાના દુહા, અષ્ટપ્રકારી પુજાના દુહા, જીનકલ્યાણકની તીથીયો, મૌનએકાદશીનું ગણણું, સ્તવનો, થોયો, સઝાયો, લાવણીયો, અને જીન પુજા વિધિ વીગેરેનો શમાવેશ કરેલોછે.

આ પુસ્તકને બનતા પ્રયાસે શુદ્ધ કરવામાં આવ્યુંછે તેમ છતાં તેની અંદર મતિમંદતાથી તથા આંખદોષથી કેટલીક ભુલો રહી જવાથી પાછળ શુદ્ધ પત્રિકા આપીછે માટે સુજ્ઞ વાંચનારાઓને અમારી વિનંતિ એછે કે વાંચતી વખતે શુદ્ધ પત્રિકા પ્રમાણે સુધારીને વાંચવું. વળી તે સિવાય જીનેશ્વર ભગવાનની આજ્ઞા વિરૂધ જે કાંઇ લખાયું હોય તો તે સર્વે મિચ્છામિદુક્કડં.

લી० પ્રસિદ્ધ કર્ત્તા.

# अनुक्रमणिका.

**સ૦ પચ્ચખ્ખાણ.**



**સાં૦ પચ્ચખ્ખાણ.**

**બોલ.**



**છંદો.**



**પ્રભાતિયાં.**



**ચૈત્યવંદનો.**

### સ્તવનો.

## સ્તુતિયો.



## સઝાયો.



## લાવણીઓ.

# अथ पंचप्रतिक्रमण सूत्र.
## अर्थ सहित.



## १ अथ नवकार मंत्र.

નમો અરિહંતાણં—બારગુણે કરી સહીત એવા કર્મના હણનાર અરિહંત ભગવાનને નમસ્કાર થાઓ.

નમો સિદ્ધાણં—આઠે કર્મનો ક્ષય કરી મોક્ષમાં પહોંચેલા અને આઠ ગુણે કરી સહીત એવા સિદ્ધ ભગવાનને નમસ્કાર થાઓ.

નમો આયરિઆણં—છત્રિસ ગુણે કરી સહીત આચાર્ય ભગવાનને નમસ્કાર થાઓ.

નમો ઉવજ્ઝાયાણં—પચીસ ગુણે કરી સહિત એવા ઉપાધ્યાયજીને નમસ્કાર થાઓ.

નમો લોએ સવ્વ સાહૂણં—લોકની અંદર રહેલા સત્તાવીસ ગુણે કરી વિરાજમાન સર્વ સાધુઓને નમસ્કાર થાઓ.

એસો પંચ નમુક્કારો—એ ઉપર કહેલા પાંચ નમસ્કાર.

સવ્વ પાવપ્પણાસણો—સર્વ પાપના નાશ કરનાર છે.

મંગલાણંચ સવ્વેસિં—આ નવકાર મંત્ર સર્વ મંગળીકને વિશે.

પઢમં હુવઈ મંગલં—પહેલું મંગલ છે.

## २ अथ पंचिंदिअ.

પંચિંદિઅ સંવરણો—ફરસ, રસ, ઘ્રાણ, ચક્ષુ, અને શ્રોત એ

પાંચ ઇંદ્રીના ત્રેવિસ વિષય તેના જે બસે બાવન વિકાર તેને રોકવા તે પાંચ ગુણ.

**તહ નવવિહ બંભચેર ગુત્તિ ધરો**—તથા નવ પ્રકારે શિયલવ્રતની ગુપ્તિને ધારણ કરવી તે નવ ગુણ.

**ચઉવિહ કસાયમુકકો**—ક્રોધ, માન, માયા, અને લોભ એ ચાર કષાયથી છૂટા થવું તે ચાર ગુણ.

**ઇઅ અઠ્ઠારસ ગુણેહિં સંજુતો**—એ ઉપર કહેલા આઢાર ગુણે કરી સહિત હોય.

**પંચમહવ્વય જુતો**—જીવહિંસા ન કરવી, જુઠું ન બોલવું, ચોરી ન કરવી, સ્ત્રીસેવન ન કરવું, પરિગ્રહ ન રાખવો, એ પાંચ મહાવ્રતે કરી સહિત હોય.

**પંચવિહાચાર પાલણ સમથ્થો**—જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ તથા વીર્ય એ પાંચ પ્રકારના આચાર પાળવાને સમર્થ હોય તે પાંચ ગુણ.

**પંચ સમિઓતિ ગુત્તો**—ઇર્યા, ભાષા, એષણા, આદાનભંડ નિક્ષેપણા અને પારિષ્ઠાપનિકા એ પાંચ સમિતિ અને મનોગુપ્તી વચનગુપ્તિ અને કાયગુપ્તિ એ ત્રણગુપ્તિ એ આઠ બરોબર પાલે એ આઠ ગુણ.

**છત્તિસ ગુણો ગુરૂ મજઝ**—એ છત્રિસ ગુણે કરી સહીત મારા ગુરૂછે.

# ૩ अथ इच्छामि खमासमणो.

**ઇચ્છામિ ખમાસમણો**—હે ક્ષમા શ્રમણ? હું ઇચ્છુ છું.

**વંદિઉં જાવણિજજાએ નિસીહિઆએ**—પાપ વ્યાપારનો નિષેધ કરીને શરીરની શક્તિવડે વાંદવાને (હું ઇચ્છું છુ).

**મથ્થએણ વંદામિ**—મસ્તકવડે કરી હું નમસ્કાર કરૂં છું.

## ૪ इच्छकार सुहराइ.

**ઇચ્છકાર સુહરાઇ સુહદેવસિ**—ઇચ્છાએ કરીને સુખે રાત સુખે દિવસ.

**સુખ તપ શરીર નિરાબાધ**—સુખે કરી તપ, રોગ રહિત શરીર.

**સુખ સંજમ જાત્રા નિર્વહોછોજી**—સુખે કરો સંજમ જાત્રા ધારણ કરોછોજી.

**સ્વામિ શાતાછેજી ભાત પાણિનો લાભ દેજોજી.**

## ૫ अथ इरिया वहिया.

**ઇચ્છાકારેણ**—ઇચ્છાએ કરી.

**સંદિસહ ભગવન્**—હે ભગવાન? આદેશ આપો.

**ઇરિયાવહિયં પડિક્કમામિ**—માર્ગમાં ચાલતાં જે પાપ થાય તેથી હું નિવર્તુ છું. ત્યારે ગુરૂ કહે પડિક્કમહ (નિવર્તો).

**ઇચ્છંઇચ્છામિ પડિક્કમિઉં**—પ્રમાણ મારા મનની ઇચ્છાએ પાપને પરિહરવાને ઇચ્છું છું.

**ઇરિયા વહિયાએ**—માર્ગમાં ચાલતા જીવની.

**વિરાહણાએ**—વિરાધના થઈ હોય.

**ગમણા ગમણે, પાણક્કમણે**—જતાં આવતાં કોઈજીવ ચાંપ્યો હોય.

**બીયક્કમણે, હરિયક્કમણે**—સુકા લીલાં બીજ ચાંપ્યા હોય તથા લીલી વસ્તુ ચાંપી હોય.

**ઓસાઉત્તિંગ પણગદગ**—ઠારનું પાણી, કિડીઆરૂ, પાંચવર્ણી સેવાલ નીલફુલ વિગેરે તથા કાચુ પાણી.

**મટ્ટીમક્કડા સંતાણા સંકમણે**—માટી કરોળીઆના પડ તથા જાળ ચાંપ્યા હોય.

**જેમેજીવા વિરાહિયા**—જે મેં જીવની વિરાધના કીધી હોય.
**એગિંદિઆ**—એક ઈંદ્રીવાળા તે પૃથ્વી પાણી વીગેરે.
**બેઇંદિઆ**—બે ઈંદ્રીવાળા કીડા અલસીયાં વીગેરે.
**તેઇંદિઆ**—ત્રણ ઈંદ્રીવાળા માંકણ કીડી મંકોડા વીગેરે.
**ચઉરિંદિઆ**—ચાર ઈંદ્રીવાળા માંખી મચ્છર ડાંસ વિગેરે.
**પંચિંદિઆ**—પાંચ ઈંદ્રીવાળા મનુષ્ય, તિર્યંચ વીગેરે.
**અભિહયા**—સામા આવતા હણ્યા હોય.
**વત્તિયા**—ધુડે કરી ઢાંકયા હોય.
**લેસિયા**—ભુમી સાથે ભીંતે ઘસ્યા.
**સંઘાઇયા**—માંહોમાંહે શરીરે શરીર મેળવ્યાં હોય.
**સંઘટ્ટિયા**—સ્પર્શવડે કરી પીડા કરી.
**પરિયાવિયા**—પરિતાપ ઉપજાવ્યા હોય.
**કિલામિયા**—થકવીને મુડદાલ કીધા હોય.
**ઉદ્દવિયા**—ઉપદ્રવ કર્યા ત્રસવ્યા હોય.
**ઠાણાઓઠાણં સંકામિયા**—એક સ્થાનકથી બીજે સ્થાનકે મુકયા હોય.
**જીવિયાઓ વવરોવિયા**—આઉખા થકી ચુકાવ્યા હોય.
**તસ્સમિચ્છામિ દુક્કડં**—તે પાપ મારૂ નિષ્ફળ થાઓ.

# ૬ अथ तस्स उत्तरी.

**તસ્સ ઉત્તરી કરણેણં**—તે પાપ શુદ્ધ કરવાને.
**પાયચ્છિત કરણેણં**—તે પાપને છેદ કરવાને.
**વિસોહી કરણેણં**—આત્માને શુદ્ધ કરવાને.
**વિસલ્લી કરણેણં**—આત્માને માયા નિયાણને મિથ્યાત્વ એ ત્રણ શલ્ય રહીત કરવાને.

પાવાણ કમ્માણં—પાપ કર્મને.
નિગ્ઘાયણટ્ઠાએ—ટાળવાને અર્થે.
ઠામિકાઉસ્સગ્ગં—કાઉસ્સગ્ગ કરૂં છું.

# ७ अथ अन्नथ्थ ऊससिएणं.

અન્નથ્થઉસસિએણં—નીચે લખેલા આગારોથી બીજે ઠેકાણે ઊંચા સ્વાસ વડે.
નીસસિએણં, ખાસિએણં, છીએણં—નીચા સ્વાસવડે, ઉધરસ વડે, છિંક વડે.
જંભાઇએણં, ઉડ્ડુએણં, વાયનિસગ્ગેણં—બગાસા વડે, ઓડકાર વડે, વા સંચરવાથી.
ભમલિએ, પિ મુચ્છાએ—॥૧॥ તમ્મરવડે પિત્તના ઉછાળાથી.
સુહુમેહિં અંગસંચાલેહિં—અંગના સુક્ષ્મ સંચારથી.
સુહુમેહિં ખેલસંચાલેહિં—સુક્ષ્મ થુંક અથવા કફ ગળવા વડે.
સુહુમેહિં દિટ્ઠિસંચાલેહિં—॥૨॥-સુક્ષ્મ દ્રષ્ટીના સંચાર વડે.
એવમાઇએહિં આગારેહિં—આ પૂર્વોકત બાર આગાર આદે લેઇને બીજા આગારોથી.
અભગ્ગોઅવિરાહિઓ—અખંડિત, અવિરાધિત.
હુજ્જમેકાઉસ્સગ્ગો—॥૩॥-મહારે કાઉસ્સગ્ગ થાઓ.
જાવ, અરિહંતાણં, ભગવંતાણં—જ્યાંસુધી અરિહંતભગવાનના.
નમુક્કારેણં, નપારેમિ—॥૪॥—નમસ્કાર વડે ન પારૂં.
તાવકાયં—ત્યાં સુધી કાયાને.
ઠાણેણં, મોણેણં, ઝાણેણં—સ્થાનકવડે, મૌનપણે, ધ્યાને.
અપ્પાણં વોસિરામિ—આત્માને વોસિરાવું છું.

# ૮ अथ लोगस्स.

**લોગસ્સઉજ્જોઅગરે**—લોકને કેવળ જ્ઞાન વડે ઉદ્યોતના કરનાર.
**ધમ્મતિત્થયરેજિણે**—ધર્મ, તીર્થના કરણહાર.
**અરિહંતેકિત્તઇસ્સં**—કર્મ રૂપ વેરીના હણનારની કીર્તી કરૂંછું.
**ચઉવીસંપિકેવલી**—॥૧॥—એ ચોવીસે કેવળીછે.
**ઉસભમજિઅંચવંદે**—શ્રી રીખભદેવ તથા અજીતનાથને વાંદું છું.
**સંભવ મભિણંદણંચસુમઇંચ**—સંભવનાથ, અભિનંદન, તથા સુમતિનાથને.
**પઉમપ્પહંસુપાસં, જિણંચચંદપ્પહંવંદે**—॥૨॥—પદમપ્રભુ, સુપાર્શ્વ, રાગદ્વેષના જીતનાર, ચંદ્રપ્રભુને વાંદું છું.
**સુવિહિંચપુપ્ફદંતં**—સુવધીનાથ, તથા પુષ્પદંત એ બે નામ ધરનારને. (વાસુપુજ્યને.
**સીઅલસિજ્જંસ વાસુપુજ્જંચ**—શીતળનાથ, શ્રેયાંસનાથ, શ્રી-
**વિમલમણંતંચજિણં**—વિમળનાથ, અનંતનાથ રાગદ્વેષના જીતનારને. (વાંદું છું.
**ધમ્મંસંતિંચવંદામિ**—॥૩॥—શ્રી ધર્મનાથ તથા શાંતીનાથને
**કુંથું અરંચમલ્લિં**—કુંથુનાથ, અરનાથ તથા મલ્લીનાથને.
**વંદેમુણિસુવ્વયંનમિજિણંચ**—મુનીસુવ્રત, તથા નમીનાથ જીનને વાંદું છું.
**વંદામિરિટ્ઠનેમિં**—અરિષ્ટ નેમનાથને વાંદુંછું.
**પાસં, તહવદ્ધમાણંચ**—॥૪॥—પાર્શ્વનાથ, તથા શ્રી વર્ધમાન સ્વામીને પણ વાંદુંછું.
**એવંમએઅભિથુઆ**—એવી રીતે સ્તવ્યા.
**વિહુયરયમલા**—જેણે કર્મરૂપ રજ, મેલ ટાળ્યાછે.

પહીણજરમરણા—જેણે જરા અને મરણનાં દુઃખ ખપાવ્યાંછે.
ચઉવીસંપિજિણવરાતિથ્થયરામેપસીયંતુ-॥૫॥—એ ચોવીસે
તીર્થંકર, રાગદ્વેષના જીતનાર મારા ઉપર પ્રસન્ન થાઓ.
કિત્તિયવંદિયમહિયા—સ્તવ્યા, વાંદ્યા, પૂજ્યા.
જેએલોગસ્સઉત્તમાસિદ્ધા—જે લોકોને વિષે ઉત્તમ સિદ્ધથયા
આરૂગ્ગબોહિલાભં—રોગ રહીતપણું અને સમકિતનો લાભ.
સમાહિવરમુત્તમંદિંતુ-॥૬॥—ઉત્તમ પ્રધાન સમાધિ આપો.
ચંદેસુ નિમ્મલયરા આઇચ્ચેસુ અહિયંપયાસયરા—ચંદ્રમાથી
અધીક નિર્મલ, સૂર્યથી અધીક પ્રકાશ કરણહાર.
સાગરવરગંભીરા—સમુદ્રની પેઠે ગંભીર.
સિદ્ધાસિદ્ધિંમમદિસંતુ-॥૭॥-એહવા સિદ્ધ મુજને સિદ્ધી દેખાડો.

# ૧ अथ मुहुर्तीना ૫૦ बोल.

સુત્રઅર્થતત્વ કરીસદ્દહુ. ૧ સમકિત મોહની ૨ મીશ્રમોહ-
ની ૩ મિથ્યાત્વ મોહની ૪ પરીહરૂં.
કામરાગ ૫ સ્નેહરાગ ૬ દ્રષ્ટીરાગ ૭ પરીહરૂં.
સુદેવ ૮ સુગુરૂ ૯ સુધર્મ ૧૦ આદરૂ.
કુદેવ ૧૧ કુગુરૂ ૧૨ કુધર્મ ૧૩ પરીહરૂં.
જ્ઞાન ૧૪ દર્શન ૧૫ ચારિત્ર ૧૬ આદરૂ.
જ્ઞાન ૧૭ દર્શન ૧૮ ચારિત્ર ૧૯ વિરાધના પરીહરૂં.
મનગુપ્તિ ૨૦ વચનગુપ્તિ ૨૧ કાયગુપ્તિ ૨૨ આદરૂં.
મનડંડ ૨૩ વચનડંડ ૨૪ કાયડંડ ૨૫ પરીહરૂં.

(બાકીના પચીસ અંગના બોલ.)

હાસ્ય ૧ રતિ ૨ અરતિ ૩ પરીહરૂં ડાબે હાથે પડી લેવા.

ભય ૪ સોગ ૫ દુગંચ્છા ૬ પરીહરૂં જમણે હાથે પડી લેવા.
કૃષ્ણલેશ્યા ૭ નિલલેશ્યા ૮ કાપોતલેશ્યા ૯ પરીહરૂં માથા ઉપર પડી લેવા.
રસગારવ ૧૦ રિદ્ધિગારવ ૧૧ સાતાગારવ ૧૨ પરીહરૂં મોંઢે પડી લેવા.
માયાશલ્ય ૧૩ નિયાણશલ્ય ૧૪ મિથ્યાત્વશલ્ય ૧૫ પરીહરૂં છાતી આગળ પડી લેવા.
ક્રોધ ૧૬ માન ૧૭ પરીહરૂં પુંઠે ડાબે ખભે પડી લેહવા.
માયા ૧૮ લોભ ૧૯ પરીહરૂં પુંઠે જમણે ખભે પડી લેવા.
પૃથ્વીકાય ૨૦ અપકાય ૨૧ તેઊકાય ૨૨ નીજયણાકરૂં ડાબે પગે પડી લેવા.
વાઊકાય ૨૩ વનસ્પતિકાય ૨૪ ત્રસકાય ૨૫ ની રક્ષા કરૂં જમણે પગે પડી લેવા.

તે મધ્યે સાધુ શ્રાવકને બોલ ૫૦ કહેવા. અને લેશ્યા ૩ શલ્ય ૩ કખાય ૪ એ દશ શિવાય બોલ ૪૦ સાધ્વી શ્રાવિકાને કહેવા.

## ૧૦ अथ करेमिभंते.

કરેમિભંતે સામાઇયં—હે ભગવંત હું કરૂછું. સમતારૂપ સામાયક.
સાવજ્જં જોગં પચ્ચખ્ખામિ—પાપ સહિત જોગ ત્યાગ કરૂંછું.
જાવ નિઅમં—જ્યાં સુધી નિયમને.
પજ્જુવાસામિ—આરાધુ ભક્તિ કરૂંછું ત્યાં સુધી.
દુવિહં—બે ભેદે કરવું નહીં, કરાવવું નહીં તે.
તિવિહેણં—ત્રણ ભેદે. તે મન, વચન, કાયા તેણે કરી.

**મણેણં વાયાએ કાએણં નકરેમિ નકારવેમિ**—મન, વચન, કાયાએ કરીને ન કરૂં તથા ન કરાવું.
**તસ્સભંતે પડિક્કમામિ**—હે ભગવંત તેથી હું નિવરતું છુ.
**નિંદામિ ગરિહામિ**—નિંદું છું ગુરૂની સાખે ગરહું છું.
**અપ્પાણં વોસિરામિ**—આત્માને વોસિરાવું છું.

# ૧૧ अथ सामाइअ वयजुत्तो.

**સામાઇઅ વયજુત્તો**—સામાયક વ્રતે યુક્ત.
**જાવમણે હોઇ નિયમ સંજુત્તો**—જ્યાં લગી મન નીયમે સંજુક્ત હોય ત્યાં સુધી.
**છિન્નઇ અસુહં કમ્મં**—અસુભ કર્મને છેદે.
**સામાઇય જત્તિઆવારા**—॥૧॥ જેટલીવાર સામાયક કરે તેટલીવાર.
**સામાઇઅં મિઊકએ**—વળી સામાયક કરતી વખતે. (હોય.
**સમણોઇવ સાવઓ હુવઈજમ્હા**—સાધુની પેરેજ શ્રાવક પણ
**એએણં કારણેણં બહુસો સામાઈઅં કુજ્જા**—॥૨॥ એ કારણ થકી ઘણીવાર સામાયક કરવાં.

**સામાયક વિધિ લીધું વિધિ પાર્યું. વિધિ કરતાં જે કોઈ અવિધિ હુઓ હોય તે સવી હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥ દશ મનના, દશ વચનના, બાર કાયાના એવં ૩૨ દોષમાં જે કાંઈ દોષ લાગ્યો તે સવી હુ મન, વચન, કાયાએ કરી તસ્સ મિછામિ દુક્કડં.**

# १२ अथ सामायकना बत्रीश दोष.

| દશ મનના. | દશ વચનના. | બાર કાયાના. |
|---|---|---|
| વૈરી દેખી રીસ કરે. | કુવચન બોલે. | આસન ચપળ. |
| અવિવેક ચિંતવે. | હુંકારા કરે. | ચારે દિશાએ જુએ. |
| અર્થન ચિંતવે. | પાપ આદેશ દીએ. | સાવદ્ય કામ કરે. |
| મનમાં ઉદ્વેગ ધરે. | લવારો કરે. | આળસ મરડે. |
| યશની વાંછા કરે. | કલહ કરે. | અવિનયે બોલે. |
| વિનય ન કરે. | આવો, જાવો કહે. | ઓઠું લેઈ બેસે. |
| ભય ચિંતવે. | ગાળ બોલે. | મેલ ઉતારે. |
| વ્યાપાર ચિંતવે. | બાળક રમાડે. | ખરજ ખણે. |
| ફળનો સંદેહ રાખે. | વિકથા કરે. | પગ ઉપર પગ ચડાવે. |
| નિયાણું કરે. | હાંસી કરે. | અંગ ઉઘાડુ મુકે. |
| | | અંગ ઢાંકે. |
| | | ઉંઘે. |

એ સર્વ મળી બત્રીસ દોષ સામાયકમાં અનુપયોગ થકી લાગે છે તે નિવારવાનો ખપ કરવો.

# १३ अथ सामायकनि विधि.

## લેવાની.

૧ પ્રથમ ઉંચે આસને પુસ્તક પ્રમુખ મુકવું.

૨ શ્રાવક શ્રાવીકાએ કટાસણું, મુહુપત્તી, ચવલો, લઇ શુદ્ધ વસ્ત્ર, જગ્યા પુંજી કટાસણા ઉપર બેસવું.

૩ મુહુપત્તી ડાબા હાથમાં મુખ પાસે રાખી જમણો હાથ થાપના-
જી સન્મુખ રાખવો.

૪ એક નવકાર ગણી પંચિંદિય કહી ઇચ્છાગિખમાસમણ દેઈ ઇરિ-
યાવહિઆ, તસ્સઉત્તરી, અન્નથ્થ ઉસસીએણં કહી એક લો-
ગસ્સનો અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી પ્રગટ
લોગ્ગસ્સ કહેવો.

૫ પછી ખમાસમણ દેઇ ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક
મુહપત્તિ પડિલેહુ. ઇછં એમ કહેવું.

૬ પછી મુહપત્તિ તથા અંગની પડિલેહણના પચાસ બોલ કહી મુ-
હપત્તિ પડિ લેવી.

૭ પછી ખમાસમણ દેઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન્ ગાયિક
સંદીસાહુ.

૮ ઇચ્છં વળી ખમાસમણ દેઈ ઈચ્છા૦ સામાયક ઠાઉં,

૯ ઈચ્છં એમ કહી બે હાથ જોડી એક નવકાર ગણી ઇચ્છકારી
ભગવન્ પસાય કરી સામાયિક ડંડક ઉચરાવોજી-

૧૦ પછી વડિલ કરેમિભંતે કહે.

૧૧ પછી ખમાસગણ દેઇ ઇચ્છા૦ બેસણે સંદિસાહુ ઈચ્છં કહી.

૧૨ ખમા૦ ઈચ્છા૦ બેસણે ઠાઉં. ઇચ્છં કહી ખમા૦ ઇચ્છા૦ સ-
ઝાય સંદિસાહુ. ઈચ્છં કહી ખમા૦ ઇચ્છા૦ સઝાય કરૂં ઇચ્છં
એમ કહેવું.

૧૩ પછી ત્રણ નવકાર ગણી બે ઘડી સઝાય ધર્મ ધ્યાન કરવું.

## પાળવાની.

૧૪ ખમાસમણ દેઇ ઇરિયાવહિ પડિક્કમવાથી યાવત્ લોગસ્સ સુ-
ધી કહેવો.

૧૫ પછી ખમા૦ ઇચ્છા૦ મુહુપત્તિ પડિલેહુ એમ કહી મુહુપત્તિ પડિ લેવી.

૧૬ પછી ખમા૦ ઇચ્છા૦ સામાયક પારૂં યથા શક્તિ.

૧૭ વળી ખમા૦ ઇચ્છા૦ સામાયક પાર્યું તહત્તિ એમ કહેવું.

૧૮ પછી જમણો હાથ ચરવળા ઉપર અથવા કટાસણા ઉપર થાપી એકનવકાર ગણી સામાઇય વયજુત્તો કહેવો.

૧૯ પછી જમણો હાથ થાપના સન્મુખ સવળો રાખીને એક નવકાર ગણવો.

# ૧૪ श्रीजगचिंतामणि.

**જગચિંતામણિજગનાહ**—જગતના જીવોને ચિંતામણિ રત્ન જેવા અને જગતના નાથ.

**જગગુરૂજગરખ્ખણ**—જગતના જીવોના ગુરૂ અને જગતના જીવોનારક્ષક.

**જગબંધવજગસથ્થવાહ**—જગતના જીવોના ભાઇ અને સાધુ પ્રમુખ જગ જનના સાર્થવાહ.

**જગભાવવિઅખ્ખણ**—જગતના પદાર્થોના રહસ્ય દર્શાવવાને વિશે વિચક્ષણ.

**અઠ્ઠાવયસંઠવિયરૂવ**—અષ્ટાપદ ઉપર ભરતેશ્વરે સંસ્થાપિત કર્યાં છે બિંબ જેનાં.

**કમ્મઠ્ઠવિણાસણ**—જ્ઞાનાવરણાદીક આઠ કર્મોનો કીધોછે વિનાશ જેણે.

**ચઉવીસંપિજિણવર**—એવા ચોવિશે જિનવર નિશ્ચય.

**જયંતુઅપ્પડિહયસાસણ—॥૧॥**—વળી કોઇથી નહીં રોકાય એવું સાસનછે જેનું એવા તિર્થંકર દેવો જયવંતા વર્તો ॥૧॥

**કમ્મભૂમિહિંકમ્મભૂમિહિં**—અસિ, મષી અને કૃષિ રૂપ કર્મથી

આજીવિકા ચાલેછે તેને કર્મભૂગિ કહીએ તે કર્મભૂગિના પંદર ક્ષેત્રને વિશે.

**પઢમસંઘયણિ**—પ્રથમ વજ્રૠષભનારાચ સંઘયણવાળા.

**ઉક્કોસયસત્તરિસય**—ઉત્કૃષ્ટપણે એકસો સીતેર.

**જિણવરાણવિહરંત લબ્ભઈ**—તિર્થંકર દેવો વિચરતા લાભે.

**નવકોડિહિં કેવલિણ**—નવકોડિ કેવળજ્ઞાની મહારાજા.

**કોડિસહસ્સનવસાહુગમ્મઈ**—નવ હજાર કોડિ સાધુ જિનાગમથી જાણીએ.

**સંપઇજિણવર વીસમુણિ**—હાલમાં શ્રી મંધરસ્વામિ પ્રમુખ વીશજિનવર અને મુનિ.

**બિહુંકોડિહિં વરનાણ**—એકોડિ અને પ્રધાન કેવલજ્ઞાનના ધરનાર

**સમણહ કોડિ સહસ દુઅ**—બે સહસ્ત્રકોડિ શ્રમણ સાધુ તે સર્વને

**થુણિજિઅ નિચ્ચ વિહાણિ॥૨॥**—નિત્ય પ્રભાતે સ્તવન કરીએ ॥૨॥

**જયઉસામી જયઉસામી**—જયવંતા વર્તો, સ્વામી જયવંતા વર્તો

**રિસહ સત્તુંજિ**—સ્વામિ રિષભદેવ શ્રી શત્રુંજય તીર્થ ઉપર

**ઉજ્જિંત પહુ નેમિજિણ**—શ્રીગીરનારજી ઉપર શ્રીનેમિજીન પ્રભુ

**જયઉ વીર સચ્ચઉરિમંડણ**—સાચોર નગરના આભુષણ રૂપ શ્રી મહાવીરસ્વામી જયવંતા વર્તો

**ભરૂઅચ્છહિં મુણિસુવ્વય**—શ્રી ભરૂચશેહેરમાં શ્રીમુનિસુવ્રતસ્વામિ

**મુહરિપાસ દુહદુરિઅ ખંડણ**—મુહરિ ગામના નાયક શ્રી પાર્શ્વનાથ એ જિનપંચક દુખ અને દુરિતનો નાશ કરનાર.

**અવર વિદેહિં તિથ્થયરા**—બીજા પાંચ મહાવીદેહને વિષે જે તિર્થંકરો.

**ચિહું દિસિ વિદિસિ જિંકેવિ**—ચાર દિશાઓ અને ચારવિદિશાઓ એટલે ખુણાઓમાં જે કોઇપણ

**તીઆણાગય સંપઇઅ**—અતિત, અનાગત અને વર્તમાનકાળ સંબંધિ

**વંદુ જિણસવ્વેવિ ॥૩॥**—સર્વ તિર્થંકર દેવને હું વાંદુંછું ॥૩॥

**સત્તાણવઈ સહસ્સા, લખ્ખાછપ્પન્નઅઠ્ઠકોડીઓ, બત્તીસ બાસિઆઇં (પાઠાંતર) બત્તીસય બાસિઆઇં, તિઅલોએ ચેઇએવંદે ॥૪॥**—આઠક્રોડ, છપનલાખ સત્તાણું હજાર અને બત્રી-સેનેબ્યાશી ત્રણલોકને વિષે સર્વ જિનપ્રાસાદ પ્રતે હું વાંદુંછું ॥૪॥

**પનરસકોડિ સયાઇં**—પંદરસેં ક્રોડ અને

**કોડીબાયાલ લખ્ખ અડવન્ના**—બેતાલીસક્રોડ અઠ્ઠાવનલાખ

**છત્તીસ સહસ અસિઈ (પાઠાંતરં) અસિઆઇં**—છત્રીશહ-જારને એંશી.

**સાસય બિંબાઇં પણમામિ ॥૫॥**—શાશ્વતાં જિનબિંબ છે તે પ્રતે હું પ્રણમું છું ॥૫॥

# १५ अथ जंकिंचि.

**જંકિંચિ નામ તિથ્થં**—જે કોઇ નામ તિર્થ હોય.

**સગ્ગેપાયાલિ માણુસેલોએ**—સ્વર્ગ, પાતાળ, ને મનુષ્ય લોકમાં.

**જાઇં જિણ બિંબાઇં**—જે કોઇ જીનેશ્વરની પ્રતિમા હોય.

**તાઇં સવ્વાઇં વંદામિ**—તે સર્વ પ્રતે હું વાંદુછું.

# १६ अथ नमुथ्थुणं.

**નમુથ્થુણં અરિહંતાણં**—અરિહંતને નમસ્કાર થાઓ.

**ભગવંતાણં-॥૧॥**-ભગવાનને.

**આઇગરાણં**—ધર્મની શરૂઆત કરનારને.

**તિથ્થયરાણં**—તિર્થંના કરનારને.

સયંસંબુદ્ધાણં-॥૨॥-પોતાની મેળે બોધ પામેલા છે તેમને.

પુરિસુત્તમાણં પુરિસ સીહાણં—પુરૂષને વિષે ઉત્તમ ને પુરૂષને
વિષે સિંહ સમાન ને. (રખાને.

પુરિસવર પુંડરીઆણં—પુરૂષને વિષે ઉત્તમ પુંડરીક કમળ સ-

પુરિસવર ગંધહુથ્થીણં-॥૩॥-પુરૂષને વિષે ગંધહસ્તી સરખાને.

લોગુત્તમાણં લોગનાહાણં,—લોકમાં ઉત્તમ ને લોકના નાથને.

લોગહિઆણં—લોકના હિત કરનારને.

લોગપઇવાણં—લોકના વિશે દીવા સમાન.

લોગ પજ્જોઅગરાણં-॥૪॥-લોકમાં પ્રકાશ કરનારને.

અભયદયાણં—અભય દાનના આપનારને.

ચખ્ખુદયાણં—શ્રુત જ્ઞાનરૂપ ચક્ષુ આપનારને. (પનારને.

મગ્ગદયાણં સરણદયાણં—મોક્ષમાર્ગ, આપનારને, શરણુ આ-

બોહિદયાણં-॥૫॥-સમકિત આપનારને.

ધમ્મદયાણં ધમ્મદેસિયાણં—ધર્મના આપનારને, ધર્મના ઉપદેશ
કરનારને.

ધમ્મ નાયગાણં ધમ્મ સારહીણં-ધર્મના નાયકને, ધર્મના સારથીને.

ધમ્મવરચાઊરંત ચકકવટ્ટીણં-॥૬॥-ધર્મરૂપી ઉત્તમ ચાર પ્રકા-
રના ચક્રવર્તિને.

અપ્પડિ હુયવરનાણ દંસણુધરાણં—અસ્ખલિત કેવળ જ્ઞાન
અને કેવળ દર્શનના ધરનારને.

વિઅટ્ટ છઉમાણં-॥૭॥-ઘાતિકર્મ રહિતને.

જિણાણં જાવયાણં—જિનને જાપકને.

તિન્નાણં તારયાણં—તરનારને, તારનારને.

બુદ્ધાણં બોહયાણં—તત્વના જાણુને, તત્વના જણાવનારને.

મુત્તાણં મોઅગાણં-॥૮॥—કર્મથી મુકાયલાને, કર્મથી મુકાવનારને.

સવ્વન્નૂણં સવ્વ દરિસીણં—સર્વ જાણને, સર્વ દેખનારને.
સિવ—ઉપદ્રવરહિત.
મયલ મરૂઅ મણંત મખ્ખય—અચળ, રોગરહિત અનંત અક્ષય.
મવ્વાબાહ—સર્વ બાધારહિત.
મપુણ રાવિત્તિ—ફરીથી જેથી પાછા આવવું નથી.
સિદ્ધિગઈનામધેયં—એવી સિદ્ધિ ગતિ છે. નામજેનું
ઠાણં સંપત્તાણં—એવા સ્થાનકે પામેલાને.
નમો જિણાણં—જીનને નમસ્કાર થાઓ.
જિઅભયાણં-॥૯॥-ભય જીતનારને.
જેઅઅઇઆસિદ્ધા—જે ભુતકાળને વિશે. મોક્ષે પહોંચ્યા
જેઅભવિસ્સંતિણાગ એકાલે—જે અનાગતકાળે સિદ્ધ થશે.
સંપઇઅ વટ્ટમાણા—વર્તમાનકાળને વિષે વર્તતા
સવ્વે તિવિહેણ વંદામિ-॥૧૦॥-ને સર્વ પ્રતે મન, વચન, કાયા-
યે કરી હું વાંદુ છું.

# ૧૭ अथ जावंति चेइ आइं.

જાવંતિ ચેઇ આઇં—જેટલી જીન પ્રતિમા હોય.
ઉઢ્ઢે અ—ઉર્ધ્વ લોકને વિષે વળી.
અહેઅ—અધો લોકને વિષે વળી.
તિરિઅ લોએ અ—તિર્છા લોકને વિષે વળી.
સવ્વાઇં તાઇં વંદે—તે સર્વ પ્રતે હું વાંદુ છું.
ઇહસંતો—અંહિ રહ્યો છતો.
તથ્થ સંતાઇં-॥૧॥-ત્યાં તે પ્રતિમા છે તે પ્રતે.

# ૧૮ अथ जावंतकेवि साहू.

જાવંત કેવિસાહૂ—જેટલા, કોઈપણ સાધુ છે.

**ભરહે રવય**—પાંચ ભરત, પાંચ ઐરવ્રત
**મહા વિદેહેઅ**—પાંચ મહાવિદેહ એ પંદર ક્ષેત્રમાં.
**સવ્વેસિં તેસિં પણુઓ**—તે સર્વેને નમસ્કાર થાઓ.
**તિવિહેણ**—મન, વચન, કાયાએ કરીને.
**તિદંડ વિરયાણું-॥૨॥**-અશુભ ત્રણ દંડથી નિવર્તેલાને.

# ૧૯ अथ नमस्कार.

**નમોઽર્હત્**—નમસ્કાર થાઓ અરિહંત ભગવાનને.
**સિદ્ધા ચાર્યો**—સિદ્ધ ભગવાનને, આચારજ ભગવાનને.
**પાધ્યાય સર્વ સાધુભ્યઃ**-ઉપાધ્યાયને, અને સર્વ સાધુને.

# ૨૦ अथ उवसग्ग हर स्तवन.

**ઉવસગ્ગહરં**—ઉપસર્ગનો હરનાર.
**પાસં**—પાર્શ્વ નામનો યક્ષ છે સેવક જેનો એવા.
**પાસંવંદામિ**—શ્રીપાર્શ્વનાથ મહારાજને હું વાંદું છું.
**કમ્મઘણમુક્કં**—કર્મના સમુહથી મુક્તને.
**વિસહરવિસ નિન્નાસં**—સાપનું ઝેર અતિશયે કરીને નાસ કરનારને.
**મંગલ કલ્લાણ આવાસં-॥૧॥**-મંગળ અને કલ્યાણના ઘરને.
**વિસહર ફુલિંગમંતં**—વિખહર ફુલિંગ મંત્રને.
**કંઠેધારેઈ**—કંઠને વિષે ધારણ કરે.
**જો સયા મણુઓ**—જે કોઈ માણસ હમેંશાં.
**તસ્સ ગહ રોગમારી**—તેના ગ્રહ, રોગ, મરકી.
**દુઠ્ઠ જરાજંતિ ઉવસામં-॥૨॥**-દુષ્ટ જરા ઉપશમ પામે.
**ચિઠ્ઠઉ દૂરેમંતો**—એ મંત્ર દૂર રહો.

**તુજ્જ** પણામોવિ—તમને નમસ્કાર કરવો તે પણ.
**બહુફલો** હોઇ—ઘણુ ફળ આપનાર છે.
**નરતિરિએ સુવિજીવા**—મનુષ્ય, તિર્જંચ ને વિષે પણ જીવો.
**પાવંતિ ન દુખ્ખ દોગચ્ચં**—॥૩॥—દુઃખ દારિદ્ર નથી પામતા.
**તુહ સમ્મત્તે લદ્ધે,**—તમારૂ સમ્યકત્વ દર્શન પામે છતે.
**ચિંતામણિ**—ચિંતામણિરત્ન.
**કપ્પપાય વબ્ભહિએ**—કલ્પવૃક્ષથી પણ અધિક એવું.
**પાવંતિ અવિગ્ઘેણં**—વિઘ્નરહિતપણે પામે છે.
**જીવા અયરામરં ઠાણં**—॥૪॥—ભવ્ય જીવો અજરામર સ્થાનકને.
**ઇઅ સંથુઓ મહાયસ**—એ પ્રમાણે સ્તવ્યો હે! મહાયશ.
**ભત્તિબ્ભર નિબ્ભરેણ**—ભક્તિના સમુહે પુરણ ભરેલ.
**હિઅએણ**ના—હૃદયે કરીને તે કારણ માટે.
**દેવદિજ્જ**—દ દેવ આપો.
**બોહિં ભવેભવે**—બોધબીજ જન્મો જન્મ.
**પાસજિણચંદ**—॥૫॥—હે વ ચંદ.

# ૨૧ अथ जयवीयराय.

**જયવીયરાયજગગુરૂ**—જયપામો, હેશ્રીવીતરાગ, હેજગત્રય ગુરૂ.
**હોઉમમંતુહપભાવઓ**—હોજો, મારે તમારા. પ્રભાવથી.
**ભયવંભવનિવ્વેઓ**—હે ભગવંત, ભવનું ઉદાસપણું.
**મગ્ગાણુસારિઆ ઇટ્ઠફલસિદ્ધિ**—॥૧॥—માર્ગાનુસારી પણું ઇચ્છે-લા ફળની સિદ્ધી.
**લોગવિરૂદ્ધચ્ચાઓ**—લોક વિરૂધનો ત્યાગ.
**ગુરૂજણપૂઆ**—માતા પિતાદિક સદ્દગુરની શેવા.
**પરત્થકરણંચ**—વળી પરોપકાર કરવો તે.

સુહુગુરૂજોગો—શુદ્ધ ગુરૂનો મેળાપ.
તવ્વયણસેવણા—તેમના વચનની સેવા તે સર્વે. (હોજો.
આભવમખંડા—॥૩॥—જ્યાંસુધી મારે સંસારછે ત્યાંસુધી અખંડ.
વારિજ્જઇજઇવિ—નિષેધ્યુંછે યદ્યપિ.
નિયાણબંધણં—નિયાણાનું બાંધવું.
વીઅરાયતુહસમએ—હે શ્રીવીતરાગ તમારા સિદ્ધાંતમાં.
તહવિમમહુજ્જસેવા—તોપણ મારે હોજો સેવા.
ભવેભવેતુમ્હચલણાણં—જન્મો જન્મના વિશે તમારા ચરણની.
દુખ્ખખ્ખઓ—શરીર અને મન સબંધી દુઃખનો ક્ષય. (વળી.
કમ્મખ્ખઓસમાહિમરણંચ—આઠ કરમનો નાશ, સમાધી મરણ.
બોહિલાભોઅસંપજ્જઉ—બોધી બીજનો લાભ થાઓ.
મહએઅંતુહનાહ—મારે એ ચાર બાબતો હે નાથ.
પણામકરણેણં—॥૪॥—તમને પ્રણામ કરવે કરી.
સર્વમંગલ માંગલ્યં—સર્વ મંગલીક માંહે મંગલીકછે.
સર્વકલ્યાણકારણં—સર્વ કલ્યાણનું કારણ.
પ્રધાનંસર્વધર્માણાં—સર્વ ધર્મમાં મુખ્ય.
જૈનંજયતિશાસનં—॥૫॥—એવું જૈન સાસન જયવંતુ વર્તેછે.

# २२ अथ अरिहंतचेइआणं.

અરિહંતચેઈઆણં—અરિહંતની પ્રતિમાને.
કરેમિકાઉસ્સગ્ગં—॥૧॥—હું કાઉસગ કરૂંછું.
વંદણવત્તિઆએ—વાંદવાને નિમિત્તે.
પૂઅણવત્તિઆએ—પૂજવાના નિમિતે.
સક્કારવત્તિઆએ—સત્કારના નિમિત્તે.
સમ્માણવત્તિઆએ—સન્માનના નિમિત્તે.

**બોહિલાભવત્તિઆએ**—બોધી લાભના નિમિત્તે.

**નિરૂવસગ્ગવત્તિઆએ**—॥૨॥—જન્મ જરા મરણના ઉપસર્ગથી રહિત મોક્ષરૂપ સ્થાનક પામવાના નિમિત્તે.

**સદ્ધાએમેહાએ**—શ્રદ્ધાએ, નિર્મળ બુદ્ધિએ.

**ધીઇએ, ધારણાએ**—ચિત્તની સ્થિરતાએ, ધારણાએ.

**અણુપ્પેહાએ, વદ્ધમાણીએ**—વારંવાર વિચાર પૂર્વક ચઢતે ભાવે.

**ઠામિકાઉસ્સગ્ગં-॥૩॥**—હું કાઉસ્સગ્ગ કરૂં છું.

# २३ अथ चैत्यवंदन विधि.

૧ પ્રથમ ત્રણ ખમાસમણાં દેવાં.

૨ ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં ઇચ્છં. એમ કહેવું.

૩ પછી ચૈત્યવંદન, જંકિંચિ, પછી બે હાથ જોડી નાસીકા સુધી ઉંચા રાખી નમુથ્થુણં કહેવું.

૪ પછી જાવંતિ ચેઇઆઇં ખમાસમણું દેઇ જાવંત કેવિસાહૂ પછી નમોર્હત્ સિદ્ધાચાર્યો પાધ્યાય સર્વ સાધુભ્યઃ કહી સ્તવન કહેવું.

૫ બે હાથ જોડી માથા સુધી ઉંચા રાખી જયવીયરાય આ ભવ-મખંડા સુધી કહી હાથ જરા નીચા ઉતારી બાકીના રહેલા જયવીયરાય પુરા કરવા.

૬ પછી ઉભા થઇ અરિહંત ચેઇઆણું કરેમિકાઉસગ્ગ અનથ્થ ઉસસિએણં કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો.

૭ પછી નમો અરિહંતાણં બોલી નમોર્હત્ સિદ્ધાચાર્યો પાધ્યાય સર્વ સાધુભ્યઃ કહી એક થોય કહેવી.

# २४ अथ सव्वलोए अरिहंत चेइआणं.

**સવ્વલોએ અરિહંત ચેઈઆણં**—સર્વ લોકમાં અરિહંતની પ્રતિમાને.

**કરેમિ કાઉસ્સગં-॥૧॥**-હું કાઉસ્સગ્ગ કરૂંછું.
**વંદણ વત્તિઆએ**—વાંદવાના નિમિત્તે.
બાકીનો પાઠ અરિહંત ચેઇઆણં પ્રમાણે લેવો.

# ૨૫ अथ पुक्खर वरदी.

**પુખ્ખરવર દીવઢ્ઢે**—પુષ્કરવરનામા દ્વીપના અર્ધ ભાગમાં.
**ધાયઇસંડે અ જંબુદીવે અ**—ધાતકી ખંડ અને જંબુદ્વીપમાં.
**ભરહે રવય વિદેહે**-પાંચ ભરત, પાંચ ઐરવત ને પાંચ મહાવિદેહમાં.
**ધમ્માઇગરે નમંસામિ—॥૧॥**-ધર્મની આદિના કરનારને હુંનમુંછું.
**તમતિમિર પડલ વિદ્ધં, સણસ્સ**—અજ્ઞાનરૂપી અંધકારના સમુહનો નાશ કરનારને. (ઇંદ્ર તેમણે પુજીતને.
**સુરગણ નરિંદ મહિઅસ્સ**—દેવતાના સમુહ તથા માણસના
**સીમાધરસ્સ વંદે,**—મર્યાદામાં રાખનાર (સિદ્ધાંત) ને વાંદુંછું.
**પપ્ફોડિઅ મોહજાલસ્સ-॥૨॥**-તોડી નાંખી છે મોહરૂપી જાળ તે જેણે એવાને.
**જાઈજરામરણસોગપણાસણસ્સ**—જન્મ, જરા, મરણ, અને શોક તેનો અતિશયે કરીને નાશ કરનારને.
**કલ્લાણ પુખ્ખલ વિસાલસુહાવહસ્સ**—કલ્યાણ તથા સંપુર્ણ વીસ્તિર્ણ એવું મોક્ષ સંબંધી સુખ તેના આપનારને.
**કો દેવ દાણવ નારંદગણચ્ચિઅસ્સ**—કોણ, દેવ, દાનવ, અને માણસના ઇંદ્રોના સમુહ તેમને અર્ચીત=પુજીત.
**ધમ્મસ્સ સાર મુવલભ્ભ કરે પમાયં-॥૩॥**-એવો શ્રૂત ધર્મ તેનો સાર પામીને પ્રમાદ કરે?
**સિધ્ધે ભો પયઓ ણમોજિણમએ**—હે જ્ઞાનવંત લોકો! સિદ્ધ એવા જીનમતને આદર સહિત હું નમસ્કાર કરૂંછું.

**નંદી સયા સંજમે**—સંજમને વિશે સદા સમૃદ્ધિ થાઓ.

**દેવંનાગ સુવન્ન કિન્નરગણ સ્સબ્ભૂય ભાવચ્ચિએ**—દેવ, નાગ, સુવર્ણ કુમારને વ્યંતરના સમુહે સત્યભાવે કરી અર્ચીત=પુજીતછે.

**લોગો જથ્થ પઇટ્ઠિઓજગમિણં**—વળી લોક એટલે ત્રિકાળ જ્ઞાન જેને વિષે કહ્યું છે તથા આ જગત.

**તેલુક્ક મચ્ચાસુરં**—ત્રણ લોક મધ્યે મનુષ્ય અને અસુર તથા ઉપલક્ષણથી નારકી ત્રીજંચ પણ લેવા એ પ્રકારનું કહ્યું છે.

**ધમ્મો વઢ્ઢઉ સાસઓ વિજયઓ, ધમ્મુત્તરં વઢ્ઢઉ**-॥૪॥-એવો શ્રુત ધર્મ તે વૃદ્ધીને પામો, સાશ્વતો છે તે વિશેષ જયવંત છે ધર્મનું પ્રધાનપણું થાય તેમ વૃદ્ધીને પામો.

**સુઅસ્સ ભગવઓ**—હે ભગવાન તે શ્રુતને આરાધવા ભણી.

**કરેમિ કાઉસ્સગં**—હું કાઉસ્સ કરૂંછું.

# ૨૬ अथ सिद्धाणं बुद्धाणं.

**સિદ્ધાણં બુદ્ધાણં પારગયાણં પરંપરગયાણં**—સિદ્ધને, બુદ્ધને, સંસાર સમુદ્રથી પારગત થયેલાને, અનુક્રમે મોક્ષ પોંહોચેલાને.

**લોઅગ્ગ મુવગયાણં નમોસયા સવ્વ સિદ્ધાણં**-॥૧॥-લોકના અગ્રભાગને પોંચેલા એવા સર્વે સિદ્ધોને સદા નમસ્કાર થાઓ.

**જો દેવાણવિ દેવો**—જે દેવોનો પણ દેવ છે.

**જંદેવા પંજલી નમંસંતિ**—જેને દેવો હાથ જોડીને નમે છે.

**તં દેવ દેવમહિઅં**—દેવતાનો દેવ જે ઇંદ્ર તેણે પુજીત એવા તે.

**સિરસા વંદે મહાવીરં**-॥૨॥-મહાવીર સ્વામીને મસ્તકે કરીને હું વાંદુંછું.

**ઇક્કોવિ નમુકારો**—એક પણ નમસ્કાર.

**જીણવર વ સહસ્સ વદ્ધમાણસ્સ**—જીનવરમાં વૃષભ સરખા એ-

ટલે પ્રધાન એવા વર્ધમાન સ્વામીને.

**સંસાર સાગરાઓ, તારેઇ નરં વ નારિંવા**—॥૩॥—સંસાર સમુ-
દ્રથી પુરૂષ અથવા સ્ત્રીને તારે.

**ઉજ્જિંત સેલ સિહરે**—ગીરનાર પર્વતના શિખર ઉપર.

**દિખ્ખાનાણં નિસિહિઆ જસ્સ**—દિક્ષા કલ્યાણક, અને જ્ઞાન
કલ્યાણક, અને નિષેધીકા=મોક્ષ કલ્યાણક થયા છે જેનાં.

**તં ધમ્મ ચક્કવટ્ટિં**—તે ધર્મ ચક્રવર્તી.

**અરિટ્ઠ નેમિં નમંસામિ**—॥૪॥—અરિષ્ટ નેમીને હું નમસ્કાર કરૂં છું.

**ચત્તારિ અટ્ઠ દસ દોઅ,**—ચાર, આઠ, દસ, અને બે.

**વંદીઆ જિણવરા ચઉવ્વીસં**—ઇંદ્રાદીકે પણ ચોવીસ તિર્થંકરો
ને વાંધા. [જેણે એવા.

**પરમટ્ઠ નિટ્ઠિઅટ્ઠા**—પરમાર્થે કરી સ્થીર અચળ કર્યું છે પ્રયોજન

**સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ**—॥૫॥ સીદ્ધો મુજને સિદ્ધિ દેખાડો.

# ૨૭ अथ वेयावच्चगराणं.

**વેયાવચ્ચગરાણં સંતિગરાણં**—શ્રી જીન સાસનની વૈયાવચ કર-
નાર, અને શાંતીના કરનાર. (નાર દેવોને આશ્રીને.

**સમ્મદિટ્ઠિ સમાહિગરાણં**—સમકિત દ્રષ્ટિ જીવોને સમાધિના કર-

**કરેમિ કાઉસ્સગ્ગં**—॥૧॥—હું કાઉસગ્ગ કરૂં છું.

# ૨૮ अथ परमेष्टी नमस्कार.

**નમો ऽર્હત્સિદ્ધાચાર્યો પાધ્યાય સર્વ સાધુભ્યઃ**—॥૧॥—અરિહંત,
સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સર્વ સાધુ એ પાંચ પરમેષ્ટીને
નમસ્કાર હો.

# ૨૯ अथ संसारदावानी स्तुति.

**સંસારદાવાનલદાહનીરં**—સંસારરૂપી દાવાનળ=અગ્નિ તેના તાપને ઓલવવાને પાણી સમાન. (વાને પવન સમાન.

**સંમોહધૂલીહરણેસમીરં**—મોહ=અજ્ઞાનરૂપ ધુળ તેને હરણ કર-

**માયારસાદારણસારસીરં**—કપટરૂપ પૃથ્વી તેને ખોદવાને ઘણા તીક્ષણ હળ સમાન એવા.

**નમામિવિરંગિરિસારધીરં**—॥૧॥ વીર સ્વામી જે મેરૂ પર્વતની પેઠે ધીર છે એવાને હું નમું છું.

**ભાવાવનામસુરદાનવમાનવેન**—ભાવે કરીને નમ્યા એવા દેવતા અને દાનવ અને મનુષ્ય તેના સ્વામી.

**ચૂલાવિલોલકમલાવલિમાલિતાનિ**—તેમના મસ્તકને વિશે જે મુગટ તે ઉપર રહેલી દેદીપ્યમાન કમળની શ્રેણીઓ તેવડે કરી પૂજીત છે એવા.

**સંપૂરિતાભિનતલોકસમીહિતાનિ**—બરાબર રીતે પુરણ કર્યા છે નમનાર લોકના મનોવાંચ્છિત જેમણે એવા.

**કામંનમામિજીનરાજપદાનિતાનિ**—॥૨॥—જીનેશ્વર ભગવાનના તે ચરણ પ્રતે યથેચ્છપણે હું નમું છું.

**બોધાગાધંસુપદપદવીનીરપૂરાભિરામં**—અગાધ છે બોધ જેનો વળી સુંદર પદની રચના તે રૂપ પાણીના સમૂહે કરી શોભાયમાન.

**જીવાહિંસાવિરલલહરિસંગમાગાહદેહં**—વળી જીવ દયારૂપ અંતરરહીત એવા તરંગો તેના સંગમે કરી અપાર છે દેહ જેનો.

**ચૂલાવેલંગુરૂગમમણિસંકુલંદૂરપારં**—વળી સિદ્ધાંતોની ચૂલીકારૂપી વેલો છે જેને વિષે એવો વળી મોટા પાઠ રૂપરત્ને કરી ભરેલો વળી અત્યંત દુર છે પાર જેનો.

**સારંવીરાગમજલનિધિંસાદરંસાધુસેવે--॥૩॥--** વળી સારભૂત એવો વીરજીનેશ્વરનો આગમરૂપી સમુદ્ર તે પ્રત્યે આદરસહિત સમ્યક પ્રકારે હું સેવુંછું.

**આમૂલાલોલધૂલીબહુલપરિમલાલીઢલોલાલિમાલા**—મુળ સુધી ચપળ વળી મકરંદ સુગંધના કણીઆ તેના ઘણા સુગંધ તેને વિષે આશક્ત એવા જે ચપળ ભમરાઓ તેની=એણી.

**ઝંકારારાવસારામલદલકમલાગારભૂમિનિવાસે**—તેના શબ્દે કરી પ્રધાન એવું, વળી નિર્મળ એ પાંદડાંએ કરી સહિત એવા કમળ ઉપર રહેલા ઘરની મધ્ય ભાગની ભૂમિને વિષે વાસ છે જેનો.

**છાયાસંભારસારેવરકમલકરેતારહારાભિરામે**—કાંતિના સમૂહે કરી પ્રધાન વળી સુંદર કમળ છે જેના હાથને વિશે વળી દેદીપ્યમાન હારે કરીને સુંદર એવી.

**વાણીસંદોહદેહેભવવિરહવરંદેહિમેદેવિસારં**—॥૪॥ દ્વાદશાંગી રૂપ વાણી તેનો સમુહ તેજ છે શરીર જેનું એવી હે દેવી મને સુંદર મોક્ષ રૂપી વરદાન આપ.

# ३० अथ कल्लाण कंदं.

**કલ્લાણ કંદંપઢમં જિણંદં**—સુખ વૃદ્ધિના મૂળ એવા પ્રથમ જીનેંદ્ર પ્રતે.

**સંતિંતઓ નેમિજિણં મુણિંદં**—શ્રી શાંતિનાથ પ્રતે તે વાર પછી મુનિઓના ઈંદ્ર શ્રી નેમિજીનેશ્વર તે પ્રતે.

**પાસં પયાસં સુગુણિક્કઠાણં**—પાર્શ્વનાથ, જે ત્રણ ભુવનને વિષે પ્રકાશના કરનાર વળી સારા ગુણનું એક સ્થાન એવા.

**ભત્તીઈ વંદે સિરિ વદ્ધમાણં**—॥૧॥ શ્રી વર્ધમાન સ્વામી પ્રતે ભક્તિએ કરી વાંદું છું. [મુદ્રના અન્તને.

**અપાર સસાર સમુદ્દપારં**—નથી પાર જેનો એવા સંસાર સ-
**પત્તાસિવં દિંતુ સુઈક્કસારં**—પામેલા એવા, પવિત્ર વસ્તુઓનો
એક સાર એવું મોક્ષ તે પ્રતે દો. (તેને જે વાંદવા યોગ્ય.
**સવ્વે જિણંદા સુરવિંદ વંદા**—સર્વે જીનેંદ્રો દેવતાઓના સમુહ
**કલ્લાણ વલ્લીણ વિસાલકંદા-॥૨॥**-કલ્યાણરૂપ વેલીના મોટા મુ-
ળ જેવા છે. (સુંદર રથ સમાન એવા.
**નિવ્વાણમગ્ગેવરજાણકપ્પં**—મોક્ષ મારગને વિષે પોંચાડવાને
**પણાસિયાસેસ કુવાઇદપ્પં**—અતિશયપણે નાશ કર્યો છે સંપુ-
ર્ણ પાખંડિઓનો અહંકાર જેણે એવા.
**મયંજિણાણં સરણં બુહાણં**—જીનેશ્વર ભગવાનના મતને પ-
ડિત પુરૂષોને આધારભુત એવાને.
**નમામિ નિચ્ચં તિજગપ્પહાણં-॥૩॥**-ત્રણ જગતને વિષે પ-
ધાન એવાને હું નમસ્કાર કરૂં છું. ॥૩॥
**કુંદિંદુ ગોક્ખીર તુસારવન્ના**—મચકુંદ જાતિના ફુલ, ચંદ્રમા,
ગાયનું દુધ, તથા હિમ એ ચારની પેઠે ઉજ્વળ છે રંગ જેનો.
**સરોજહત્થા કમલે નિસન્ના**—કમળ છે હાથમાં જેને એવી,
અને કમળને વિષે બેઠેલી એવી. (એવી શ્રુતદેવી.
**વાએસિરી પુથ્થગ વગ્ગહથ્થા**-પુસ્તકનો સમુહ જેના હાથમાં છે
**સુહાયસા અમ્હ સયા પસથ્થા-॥૪॥**-તે અમને હમેશાં સુખને
માટે થાઓ વળી શ્રી. સંઘની ભક્તિ કરવાથી ઉત્તમ છે.

# ૩૧ अथ गुरु वांदणां.

**ઇચ્છામિ ખમાસમણો વંદિઉ**—હે ક્ષમા શ્રમણ હું ઇચ્છું છુ
વાંદવાને.

**જાવંણિજ્જાએ નિસીહિઆએ-॥૧॥**-શક્તિ એ (કાળક્ષેપ કરવાની) કરી, જીવહિંસાદિક નિવૃત્તિરૂપ, પ્રયોજનવાળા શરીરવડે.

**અણુજાણહ, મે, મિઉગ્ગહં-॥૨॥**-મિત અવગ્રહ (સાડા ત્રણ હાથ પ્રમાણ ક્ષેત્ર માંહે પ્રવેશ કરવાની, મુજને આજ્ઞા આપો, ગુરૂ કહે હું આજ્ઞા આપુછું.

**નિસિહી**—પછી શીષ્યનિસિહી=ગુરૂ વંદણ સીવાય બીજી ક્રીયા નિષેધ એમ કહેતો થકો અવગ્રહમાં પેશીને બેસી સાધુ ડાબા ઢીંચણ ઉપર અને શ્રાવક ચવળા ઉપર મુહપત્તી મુકી બે હાથ કપાળે લગાડી ગુરૂના ચરણ પ્રતે સ્પર્શ કરવા આ રીતે કહે.

**અહો, કાયં, કાય, સંફાસં**—નીચલીકાય એટલે પગ તે પ્રતે મારા હાથ અને લલાટે કરી સ્પર્શવુંછે તેની આજ્ઞા આપો, તે ગુરૂની આજ્ઞા પામી ગુરૂના ચરણ પ્રતે પોતાના હાથ તથા મસ્તકે કરી રૂડી રીતે સ્પર્શ કરે પછી ઉભો થઇ મસ્તકે બે હાથ ચઢાવી ગુરૂના સામી દ્રષ્ટી રાખી. (હોય તે ખમજો.

**ખમણિજ્જો, ભે, કિલામો**—હે ભગવંત કંઇ ખેદ ઉપજાવ્યો

**અપ્પકિલંતાણં, બહુસુભેણભે, દિવસો, વઇક્કંતો-॥૩॥**—થોડા થાકવાળા એવા ઘણા સુખે કરીને આપ સાહેબનો દીવસ વીત્યો ? ગુરૂ કહે તહત્તિ=તેમજ પછી શીષ્ય કહે.

**જત્તાભે-॥૪॥**-હે કરૂણા સમુદ્ર, આપ સાહેબની તપ, નિયમ, સંયમ, સ્વાધ્યાય રૂપયાત્રા, અવ્યાબાધ પણે વર્ત્તછે ? તે સાંભળી ગુરૂ કહે (તુજઝંપિવટ્ટએ) તને પણ વર્ત્તછે.

**જવણિજ્જં, ચ, ભે-॥૫॥**—ઇંદ્રીય અને નોઇંદ્રીએ પીડીત નહી એવું તમારૂં શરીરછે ? ગુરૂ કહે (એવં) એમજછે.

**ખામેમિ, ખમાસમણો,**—હું ખામુ છું હે ક્ષમા શ્રમણ.

**દેવસિઅં વઇક્કમ્મં—॥૬॥**—દીવસ સબંધી અપરાધ પ્રતે ક્ર

ખામુચ્છું. એટલે ગુરૂ કહે (અહંવિખામેમિ) હું પણ ખમાવું છું પછી શીષ્ય, પગે જીનમુદ્રા અને હાથે યોગમુદ્રા સાચવતો ઉભો રહી નીચે પ્રમાણે કહે.

**આવસિઆએ, પડિક્કમામિ**—અવસ્ય કર્ત્તવ્ય જે ચરણ સીતરી અને કરણ સીત્તરી રૂપ ક્રિયા પડિલેહણ પ્રમુખ કરતાં જે અતિચાર લાગ્યો હોય, માઠું આચર્યું હોય તેથકી નિવર્તું છું.

**ખમાસમણાણં, દેવસિઆએ, આસાયણાએ**—ક્ષમા શ્રમણ સંબંધીની દીવસને વિષે થઇ એવી આશાતનાએ કરીને ?

**તિતીસન્નયરાએ, જંકિંચિમિચ્છાએ**—તેત્રીસ અનેરી આશાતના માંહેની જે કંઇ મિથ્યાભાવ રૂપ આશાતના થઇ હોય તેને કરીને.

**મણદુક્કડાએ, વયદુક્કડાએ**—મન સંબંધી પાપ તે રૂપ આશાતનાએ, વચન સંબંધી પાપ તે રૂપ આશાતનાએ કરી.

**કાયદુક્કડાએ**—કાયા સંબંધી પાપ તે રૂપ આશાતનાએ કરી.

**કોહાએ, માણાએ, માયાએ, લોહાએ**-ક્રોધ રૂપ આશાતનાએ કરી, માનરૂપ આશાતનાએ કરી, માયા એટલે કપટ રૂપ આશાતનાએ કરી, લોભરૂપ આશાતનાએ કરીને.

**સવ્વ કાલિઆએ, સવ્વ મિચ્છો વયારાયે**—સવ કાલ સબંધી અને સર્વ મિથ્યા ઉપચારરૂપ એટલે કુડ કપટરૂપ આશાતનાયે કરી.

**સવ્વધમ્માઇક્કમણાએ, આશાયણાએ**—સર્વ ધર્મ તે આઠ પ્રવચન માતારૂપ અથવા સર્વ ધર્મની કરણીને ઓળંગવા રૂપ આશાતનાએ કરીને.

**જો, મે, અઇઆરો, કઓ, તસ્સ, ખમાસમણો**—જે મારે

જીવે અતિચાર કર્યો હોય તે પ્રતે હે ક્ષમા શ્રમણ તમારી સમીપે
**પડિક્કમામિનિંદામિ, ગરિહામિ, અપ્પાણં, વોસિરામિ**-॥૭॥
પડિક્કમુંછું તેમ હું નિંદુછું, ગુરૂની સાખે ગરહુંછુ=વિશેષ નિંદુછું. દુષ્ટ પાપિષ્ટ આત્માપ્રત્યે હું છોડાવુંછું.

**અહીઆં બીજીવારને વાંદણે આવસ્સિઆએ પદ ન કહેવું.**

# ૩૨ अथ अतिचारनी आठ गाथा.

**નાણંમિ દંસણંમિઅ**—જ્ઞાનને વિષે. દર્શણને વિષે.
**ચરણંમિ, તવંમિ, તહય વિરિયંમિ**—ચારિત્રને વિષે, તપને વિષે, તેમજ વિર્યને વિષે.
**આયરણંઆયારો**—જે આચરણ તેને આચાર કહીયે.
**ઇઅએસો પંચહા ભણિઓ ॥૧॥**—એ પાંચ પ્રકારે આચાર કહ્યો છે. ॥૧॥
**કાલે વિણએ બહુમાણે**—જે કાલે જે ભણવાનું હોય તેજ ભણવું તેને કાલ કહીએ. બીજું વિણએ કહેતાં જ્ઞાનીનો વિનય વંદનાદિક કરવું, જ્ઞાની તથા જ્ઞાનને વિષે બહુ માન કરવું.
**ઉવહાણે તહ અનિણ્હવણે**—ઉપધાન વહેવું તેમજ વિદ્યાગુરૂ તેને વિસારવો નહીં. (ણવો તે બે શુદ્ધ ભણવાં.
**વંજણ અથ્થ તદુભએ**—સૂત્ર, અક્ષર, શુદ્ધ ભણવો અર્થ શુભ ભ-
**અટ્ઠવિહોનાણમાયારો ॥૨॥**—એ પાઠ પ્રકારે જ્ઞાનાચાર જાણવો॥૨॥
**નિસ્સંકિઅ, નિક્કંખિઅ**—નિઃશંક્તિ=વીતરાગના વચનમાં શંકા ન કરવી, નિઃકાંક્ષિત=જીનમત વિના બીજા મતની ઇચ્છા કરવી નહીં.
**નિવ્વિતિગિચ્છા અમૂઢ દિટ્ઠીઅ**—નિર્વીતિગિચ્છા=સાધુ, સાધવીના મેલાં વસ્ત્ર દેખી દુગંચ્છા કરવી નહીં, અમૂઢદષ્ટિ=બીજા

મંત્રના યાકના ચમત્કાર દેખી એ મતમાં કાંઇક છે એમ [illegible] નહીં.

**ઉવવૂહ થિરીકરણે**—ઉપ વૃંહક=સમકિત ધારી ગુણવંતના અલ્પ ગુણની શ્રદ્ધાપુર્વક પ્રશંસા મોઢે પ્રકાશવી તે, સ્થિરીકાર=જીન મતથી પડતા પ્રાણીને થિર કરવો,

**વચ્છલ્લ પ્પભાવણે, અટ્ઠ ॥૩॥**—સાધર્મીકની વિશેષ ભક્તિ કરવી તથા સર્વ જીવોને વિષે મૈત્રીભાવ રાખવો તે પ્રભાવિક બીજા ધર્મના લોક જીવ ધર્મની અનુમોદના કરે એવાં કામ કરવાં. ॥૩॥ એ આઠ લક્ષણ દર્શનાચારનાં જાણવાં.

**પણિહાણ જોગજુત્તા**—પ્રણિધાન=એકાગ્ર સાવધાનપણે કરી મન વચન કાયાના યોગયુક્ત. (ગુપ્તિ તેણે કરી.

**પંચહિં સમિઇહિં તિહિં ગુત્તીહિં ॥**—પાંચ સમિતિ તથા ત્રણ

**એસ ચરિત્તાયારો**—એ ચારિત્રાચાર.

**અટ્ઠવિહો હોઇ નાયવ્વો ॥૪॥**—એ આઠ પ્રકારે છે તે જાણવું॥૪॥

**બારસવિહંમિવિ તવે**—બાર વિધ તપને વિષે નિશ્ચે.

**સબ્ભિંતર બાહિરે કુસલદિઠે**—છ ભેદ અભ્યંતર અને છ ભેદ બાહ્ય સહીત વળી તીર્થંકરોએ પ્રકાશ્યું છે એવા તપમાં પ્રવર્તવું.

**અગિલાઇ અણાજીવી**—દુર્ગંછાભાવરહિત છે, વળી ચાશનાદિક આજીવિકાએ કરી રહિત છે, એટલે હું જો તપ કરૂ તો પેટ ભરાઇ ચાલે એવી બુદ્ધિથી તપ ના કરવો.

**નાયવ્વો સો તવાયારો ॥૫॥**—જાણવો તે તપ્પાચાર ॥૫॥

**અણસણ મૂણોયરિયા**—અનશનતપ=ચાર આહારનો ત્યાગ થોડા કાળસુધી અથવા જાવજીવ સુધી કરવો તે, ઉનોદરિકા=વસ્ત્રપાત્ર ઓછાં કરવાં અથવા ઓછું જમવું તે.

**વિત્તિ સંખેવણં રસચ્ચાઓ**—વૃત્તિસંક્ષેપતપ=આજીવિકાનો સંક્ષેપ

કરવો તે અને રસનો ત્યાગ કરવો.

**કાયકિલેસો સંલીણયાય**—કાયાને દમવી; અંગોપાંગ કુકડીની પેઠે સંવરી રાખવા તેને સંલીનતા તપ કહીએ.

**બજ્ઝો તવો હોઇ ॥ ૬ ॥**—એ બાહ્ય તપ ॥ ૬ ॥

**પાયચ્છિતં વિણઓ**—પ્રાયશ્ચિત તપ=કરેલા અપરાધની ગુરૂ પાસે આલોયણ લેવા તે; વિનય તપ=ગુરૂનો વિનય ભક્તિ સાચવવી તે.

**વેયાવચ્ચંતહેવ સજ્ઝાઓ**—વૈયાવૃત્યતપ=ગુરૂની વૈયાવચ્ચ કરવી તે; તેમજ ભણવું ઈત્યાદીક પાંચ પ્રકારનો સ્વાધ્યાય તપ.

**ઝાણં ઉસ્સગ્ગો વિઅ**—ધ્યાન તપ=શુભધ્યાનનું ધ્યાવવું; ઉત્સર્ગતપ=કર્મ ક્ષય અર્થે કાઉસગ્ગ કરવો; નિશ્ચે.

**અબ્ભિંતરઓ તવો હોઈ ॥ ૭ ॥**—એ છ પ્રકારે અભ્યંતર તપ છે ॥ ૭ ॥

**અણિગૂહિઅ બલ વિરિઓ**—અનિગૂહિત=અણુઢાંકેલું પ્રગટ છે. બલ વીર્ય જેનું.

**પડિક્કમઇ જો જહુત્તમાઉત્તો**—પરાક્રમ કરે જે યથોક્ત=શ્રીતિર્થંકર દેવે કહ્યુ છે તેમાં ખેદ નહીં પામતો ધર્મને વિશે ઉદ્યમ કરે તથા ઉપયુક્ત=સાવધાન થકો કરે. (ધર્મ કાર્યને વિશે પ્રવર્ત્તે.

**જુંજઇ અ જહા થામં**—પોતાના બળના અનુસારે યથાશક્તિ

**નાયવ્વો વીરિઆયારો ॥ ૮ ॥**—એ વીર્યાચાર જાણવો.

# ૩૩ अथ देवसिअंआलोउं लिख्यते.

**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન**—પોતાની ઈચ્છાએ કરીને આજ્ઞા કરો હે ભગવંત.

**દેવસિઅં આલોઉં**—દિવસ સંબંધી જે અતિચાર તે પ્રત્યે પ્રકાશું.

**ઇચ્છં આલોએમિ**—ઈચ્છાએ કરી પ્રકાશુ છું. (અતિચાર કીધો હોય.

**જોમે દેવસિઓ અઇયારો કઓ**—જે મારે જીવે દિવસ સંબંધી

**કાઇઓ વાઇઓ માણસિઓ**—કાયા સંબંધી, વચન સંબંધી, અને મન સંબંધી.

**ઉસ્સુત્તો ઉમ્મગ્ગો અકપ્પો**—ઉત્સૂત્રથી તથા ઉન્માર્ગના યોગે નીપજ્યો જે, અકલ્પ=વિધિ થકી રહિતપણાના હેતુ થકી ઉત્પન્ન થયેલો એવો.

**અકરણિજ્જો દુજ્જાઓ**—અકરણિય=નહીં કરવા યોગ્ય એવો, દુર્ધ્યાન તે દુષ્ટ ધ્યાન ધ્યાવવાથી.

**દુવિચિંતિઓ અણાયારો**—દુષ્ટ કાર્યને મનમાં ચીંતવવાથી અનાચાર=જે થકી વ્રતાદીકનો સર્વથા ભંગ થાય તેથી.

**અણિચ્છિઅવ્વો અસાવગ પાઉગ્ગો**—જે ઇચ્છવા યોગ્ય નથી તથા શ્રાવકને અનુચિત કરવાથી થયેલા અતિચાર.

**નાણે દંસણે ચરિત્તા ચિરિત્તે**—જ્ઞાનને વિષે, દર્શનને વિષે, કંઇક વિરતિ રૂપ, કંઇક અવિરતિ રૂપ એવું જે દેશવિરતીરૂપ શ્રાવકનું ચારિત્ર તેને વિષે.

**સુએ સામાઇએ તિન્હં ગુત્તીણં**—શ્રુતસિદ્ધાંતને વીષે, સામાઇકને વિષે, મનગુપ્તિ, વચનગુપ્તિ અને કાય ગુપ્તિ એ ત્રણ ગુપ્તિને વિષે.

**ચઉન્હં કસાયાણં**—ક્રોધ, માન, માયા, લોભ એ ચાર કસાયે કરી.

**પંચન્હ મણુવ્વયાણં**—પાંચ અનુવ્રત માંહેથી,

**તિન્હં ગુણવ્વયાણં, ચઉન્હં સિખ્ખા વયાણં**—ત્રણ ગુણવ્રત માંહેથી તથા ચાર શિક્ષાવ્રત માંહેથી.

**બારસવિહસ્સ સાવગધમ્મસ્સ**—એ બાર પ્રકારના વ્રત રૂપ જે શ્રાવક ધર્મ તે માંહેથી.

**જંખંડિઅં જંવિરાહિઅં**—જે ખંડયું=દેશ થકી ભાગ્યું અને જે વિરાધ્યું=સર્વ થકી ભાગ્યું હોય.

**તસ્સ મિચ્છામિ દુક્કડં**—તેહ મારૂં પાપ નીષ્ફળ થાઓ.

# ३४ अथ सात लाख.

સાત લાખ પૃથ્વીકાય, સાત લાખ અપ્પકાય, સાત લાખ તેઉકાય, સાત લાખ વાઉકાય, દશ લાખ પ્રત્યેક વનસ્પતિકાય ચૌદ લાખ સાધારણ વનસ્પતિકાય, બે લાખ બેરેંદ્રિય, બે લાખ તેરેંદ્રિય, બે લાખ ચારેંદ્રિય, ચાર લાખ દેવતા, ચાર લાખ નારકી, ચાર લાખ તિર્યંચપંચેંદ્રિય, ચૌદ લાખ મનુષ્ય, એવંકારે (એ પ્રમાણે) ચોરાશી લાખ જીવાયોનિ માંહે માહારે જીવે જે કોઇ જીવ હણ્યો હોય, હણાવ્યો હોય, હણતાં (મારતાં) પ્રત્યે અનુમોદ્યો (વખાણ્યો) હોય, તે સર્વે મને, વચને, કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં

# ३५ अथ अढार पाप स्थान.

પહેલે પ્રાણાતિપાત (જીવહીંસા) બીજે મૃષાવાદ (જુઠું) ત્રીજે અદત્તાદાન (નહીં આપેલું લેવું તે=ચોરી) ચોથે મૈથુન (સ્ત્રીસેવન) પાંચમે પરિગ્રહ (પૈસો રાખવો) છઠે ક્રોધ, સાતમે માન (અહંકાર) આઠમે માયા (કપટ) નવમે લોભ, દશમે રાગ, ઇગિઆરમે દ્વેષ, બારમે કલહ (ક્લેશ) તેરમે અભ્યાખ્યાન(આળદેવું) ચૌદમે પૈશુન્ય (ચાડી) પનરમે રતિઅરતિ, (સુખ દુઃખે હરખ શોક કરવો.) શોળમે પરપરિવાદ (પારકી નીંદા) સતરમે માયા મૃષાવાદ (મનમાં બીજી વાત હોય ને મોંડે મીઠું બોલવું એ રીતે છળ કરીને ઠગવું) અઢારમે મિથ્યાત્વ શલ્ય (મિથ્યાત્વ સેવવારૂપ પરીણામ) એ અઢાર પાપ સ્થાનક માંહે માહારે જીવે જે કોઈ સેવ્યું હોય સેવરાવ્યું હોય, સેવતાં

પ્રત્યે અનુમોદ્યું હોય તે સર્વે મને, વચને, કાયાએ કરી તસ્સમિચ્છામિદુક્કડં ॥

## ૩૬ अथ देवसिअ पडिक्कमणे ठाउं.

**સવ્વસવિ, દેવસિઅ**—સર્વે પણ દિવસ સબંધી અતિચારતે **દુચ્ચિંતિઅ, દુબ્ભાસિઅ, દુચ્ચિટ્ઠિઅ, તસ્સમિચ્છામિદુ ક્કડં**—દુશ્ચિંતિત તે માઠું ચિંતવેલું તે થકી, વળી દુર્ભાષિત જે ઉપયોગ રહિત ખોટું બોલવું તે થકી, વળી દુશ્ચેષ્ટિત એટલે દુષ્ટ ચેષ્ટારૂપ પ્રવૃત્તિ કરવા થકી, જે અતિચાર લાગ્યો હોય તે મારૂં પાપ મીથ્યા થાઓ.

## ૩૭ अथ वंदिता सूत्र.

**વંદિત્તુ સવ્વ સિદ્ધે**—સર્વજ્ઞ એવા તિર્થંકર તથા સિદ્ધભગવાનને વાંદીને.

**ધમ્માયરિએ અ સવ્વસાહૂઅ**—ધર્માચાર્ય=ધર્મના દાતાર, તથા ઉપાધ્યાય=સિદ્ધાંતના ભણાવનાર, તથા સર્વ સાધુ મુનિરાજને (વાંદીને)

**ઇચ્છામિ પડિક્કમિઉં, સાવગ ધમ્માઇઆરસ્સ ॥૧॥**—શ્રાવક ધર્મને વિષે લાગેલા અતિચાર થકી પ્રતિક્રમવાને હું ઈચ્છું છું ॥૧॥

**જોમે વયાઇઆરો, નાણે તહ દંસણેચરિત્તેઅ**—જે મારે વ્રતોના અતિચાર જ્ઞાનને વિષે તથા દર્શનને વિષે તથા ચારિત્રને વિષે અને ચ શબ્દ થકિ તપાચારના તથા વિર્યાચારના અતિચાર.

**સુહુમો અ બાયરો વા, તંનિંદે તંચ ગરિહામિ ॥૨॥**—સુક્ષ્મ તથા બાદર જાણવામાં આવે તેવો જે કોઇ અતિચાર લાગ્યો હોય તેને નિંદુછું તથા ગુરૂ સમક્ષ હું ગરહું છું ॥૨॥

**દુવિહે પરિગ્ગહંમિ, સાવજ્જે બહુવિહે અ આરંભે**—બે

પ્રકારના પરિગ્રહ છે સાવદ્ય=પાપ સહીત એવો વળી બહુવિધ=ઘણા પ્રકારના આરંભ, તેને.

**કારાવણે અ કરણે, પડિક્કમે દેસિઅં સવ્વં ॥૩॥**—પોતે કરવા થકી તથા કરતાંને અનુમોદવા થકી જે અતિચાર લાગ્યો હોય તે દિવસ સંબંધી અતિચાર પ્રત્યે હું પ્રતિક્રમુછું. ॥૩॥

**જંબદ્ધમિં દિઅેહિં, ચઉહિંકસાએહિં અપ્પસત્થેહિં**—જે બાંધ્યું હોય ઇંદ્રીઓવડે કરી ચાર કષાયવડે કરી અપ્રશસ્ત ભાવે કરી.

**રાગેણ વદોસેણ વ, તંનિંદે તંચ ગરિહામિ ॥૪॥**—રાગે કરી અથવા દ્વેષે કરી તેને નિંદુછું અને તેને ગુરૂ સાખે ગર્હુછું ॥૪॥

**આગમણે નિગમણે,**—આવતા જતાંમાં.

**ઠાણે ચંકમણે અણાભોગે**—મિથ્યાત્વીને સ્થાનકે ઉભું રહેતાં, ત્યાંજ આમ તેમ ફરતાં, અનુપયોગ થકી,

**અભિઓગે, અ નિઓગે,**—રાજાના આદેશ તથા ઘણા લોકના આગ્રહ થકી, વળી, પરાધીનપણા થકી મિથ્યાદૃષ્ટિ સંબંધિ રથ યાત્રા પ્રમુખ જોવાને અર્થે જે કરવું પડે તેથી જે અતિચાર લાગે તે. (છું તેથી નિવરતુંછું ॥ ૫ ॥

**પડિક્કમે દેસિયં સવ્વં ॥૫॥**—દીવસ સંબંધી સર્વને પ્રતિક્રમું-

**સંકા કંખ વિગિચ્છા**—જીન વચનમાં સંદેહ, અન્ય મતની વાંછા ઉપજે, સાધુ સાધ્વીનાં મેલાં શરીર વસ્ત્ર દેખી નિંદા કરવી.

**પસંસ તહ સંથવો કુલિંગીસુ**—મિથ્યાત્વીના વખાણ કરવા તથા પરિચય કરવો.

**સમ્મત્તસ્સ ઇઆરે**—સમકીત આશ્રયી પાંચ અતિચારમાંહે.

**પડિક્કમે દેસિયંસવ્વં ॥૬॥**—દીવસ સંબંધી જે પાપ બાંધ્યું તે સર્વ પડિક્કમુછું ॥૬॥

**છક્કાય સમારંભે**—પૃથ્વી કાયાદિક છકાય જીવોના આરંભમાં.
**પયણે અ પયાવણેઅ જે દોસા**—પોતે રાંધતે, વળી પચાવતે
બીજા પાસે રંધાવતે, વળી રાંધતાને અનુમોદતે જે પાપ.
**અત્તટ્ઠાય પરટ્ઠા**—પોતાને વાસ્તે. અથવા બીજાને અર્થે.
**ઉભયટ્ઠા ચેવ તં નિંદે ॥૭॥**—તે બેઉને અર્થે કરવામાં જે દોષ લાગ્યા હોય તે નિશ્ચય હું નિંદું છું. ॥૭॥
**પંચન્હમણુવ્વયાણં**—પાંચ અણુવ્રત વિષે. (તિચાર લાગ્યા હોય.
**ગુણવ્વયાણંચ તિન્હમઇયારે**—અને ત્રણ ગુણ વ્રતને વિષે અ-
**સિક્ખાણંચ ચઉન્હં**—ચાર શિક્ષા વ્રતને વિષે વળી તપસંલેખ-
ણા દીકને વિષે અતિચાર લાગ્યો હોય તે સર્વ. (ક્રમું છું ॥૮॥
**પડિક્કમેદેસિયંસવ્વં॥૮॥**—દીવસ સંબંધી અતિચારને હું પડિ-
**પઢમે અણુવ્વયંમિ**—પહેલા અણુવ્રતને વિષે
**થુલગ પાણાઇવાય વિરઇઓ**—બાદર ત્રસજીવ સંબંધી પ્રાણ-
નો વિનાશ તેની નિવૃત્તિ તે થકી.
**આયરિઅમપ્પસત્થે**—જે દોષ ગાઢા ભાવ હુવે છતે સેવ્યો હોય.
**ઇત્થ પમાય પ્પસંગેણં ॥૯॥**—આ વ્રતને વિષે પ્રમાદના પ્રસં-
ગથી સેવ્યો હોય તે આગલી ગાથામાં પડિક્કમીશ. ॥૯॥
**વહ બંધ છવિચ્છેએ**—મારવું, દોરડાદિકે બાંધવું, બળદાદિકના
અવયવને છેદવાં. (ણીનો અંતરાય કરવો.
**અઇભારે ભત્તપાણ વુચ્છેએ**—ઘણો ભાર ભરવો, ભાત પા-
**પઢમ વયસ્સ ઇઆરે**—પેહેલા વ્રતના અતિચાર મધ્યે જે અતિચાર
**પડિક્કમે દેસિયં સવ્વં ॥૧૦॥**—દિવસ સંબંધી લાગ્યો હોય તે
સર્વે હું પડિક્કમું છું ॥૧૦॥
**બીએ અણુવ્વયંમિ**—બીજા અણુવ્રતને વિષે. (તેની વિરતિ થકી.

**પરિથુલગ અલિઅવયણ વિરઇઓ**—અતિશયે કરી મોટું જુઠું
**આયરિઅ મપ્પસથ્થે**—જે અશુભ ભાવ હુએછતે આચર્યું હોય.
**ઇથ્થ પમાય પ્પસંગેણં ॥૧૧॥**—પ્રમાદના પ્રસંગથી લાગેલા
આ વ્રતના દોષ આગલી ગાથામાં પડિક્કમિશ ॥૧૧॥
**સહસ્સા રહસ્સ દારે**—સહસાત્કારે, એકાંતે, સ્ત્રીની ગુપ્ત વાત
બીજાને કહેવાથી (પવાથી અને જુઠાં ખત વિગેરે લેખથી.
**મોસુવએસેઅ કુડલેહેઅ**—ખોટો ઉપદેશ અથવા કુડી બુદ્ધિ આ
**બીઅં વયસ્સ ઇઆરે**—બીજા વ્રતના અતિચાર વિષે જે કોઇ
અતિચાર. (ધી સર્વ અતિચારને હું પડિકકમુંછું ॥૧૨॥
**પડિક્કમે દેસિઅં સવ્વં ॥૧૨॥**—લાગ્યો હોય તે દિવસ સંબં-
**તઇએ અણુવ્વયંમિ**—ત્રીજા અણુવ્રતને વિષે. (રતી થકી.
**થુલગ પરદવ્વહરણવિરઇઓ**—મોટી પારકા ધનની ચોરીની વિ-
**આયરિઅમપ્પસથ્થે**—અપ્રશસ્તભાવે આચરવાથી.
**ઇથ્થ પમાયપ્પસંગેણં ॥૧૩॥**—પ્રમાદના પ્રસંગવડે આ વ્રતને
વિષે જે અતિચાર લાગ્યો હોય તે આવતી ગાથામાં પડિક્ક-
મિશ ॥ ૧૩ ॥ (ચોરને સહાય આપવી.
**તેનાહડપ્પઓગે**—ચોરની હરણ કરેલી વસ્તુને સોંગી જાણી લેવી.
**તપ્પડિરૂવે વિરૂદ્ધ ગમણેઅ**—ખોટી વસ્તુને ખરીના જેવી કરી
વેચવી, તે દાનચોરી પ્રમુખ રાજ વિરૂદ્ધ આચરવું તેથી.
**કૂડતુલ કૂડમાણે**—ખોટુ તોલ તથા ખોટુ માપ રાખવું વીગે-
રેથી લાગેલા. (પડીક્કમુછું ॥ ૧૪ ॥
**પડિક્કમેદેસિયં સવ્વં ॥૧૪॥**—સર્વ દીવસ સંબંધી અતિચારને
**ચઉથ્થે અણુવ્વયંમિ**—ચોથા અણુવ્રતને વિષે.
**નિચ્ચં પરદાર ગમણ વિરઇઓ**—હમેશાં પરસ્ત્રીની સાથે કામ

ભોગ ભોગવવાની વિરતિથી.

**આયરિય મપ્પસથ્થે**—અશુભ ભાવે કરી આચરવાથી.

**ઇથ્થ પમાય પ્પસંગેણં** ॥૧૫॥—આ વ્રતમાં જે અતિચાર પ્રમાદના પ્રસંગથી લાગ્યો હોય તે આગલી ગાથાગાં પડીક્રમીશ ॥ ૧૫ ॥

**અપરિગ્ગહિઆઇત્તર**—અપરિગ્રહીતા=બીજા કોઇએ નહીં ગ્રહણ કરેલી એટલે કુમારી અથવા વિધવા સાથે મૈથુન સેવવું તે, વેશ્યાદિકની સાથે મૈથુન સેવવું તે બીજું.

**અણંગ વીવાહ તિવ્વ અણુરાગે**—કામ ક્રીડા, પરસ્ત્રીની સાથે હાંસી, પોતાનાં છોકરાં સિવાય પારકાના વિવાહ કરવા કરાવવા તે-કામભોગને વિષે તીવ્ર અનુરાગ કરવો.

**ચઉથ્થ વયસ્સ ઇઆરે**—ચોથા વ્રતના અતિચારને.

**પડિક્કમે દેસિયં સવ્વં ॥૧૬॥**—દીવસ સંબંધી સર્વ અતિચારને પડીકમુછું ॥ ૧૬ ॥

**ઇત્તો અણુવ્વએ પંચમંમિ**—એ પછી પાંચમા અણુવ્રતને વિષે.

**આયરિઅમપ્પસથ્થંમિ**—અશુભ ભાવે કરી જે આચર્યો હોય.

**પરિમાણ પરિચ્છેએ**—પરિગ્રહના પરિગાણનો પરિછેદ કરે તેથી.

**ઇથ્થ પમયપ્પસંગેણં ॥૧૭॥**—આ વ્રતને વિષે પ્રગાદના પ્રસંગથી જે અતિચાર થયો હોય તે આગલી ગાથાગાં પડીક્રમીશ ॥ ૧૭ ॥

**ધણધન્નખિત્તવથ્થુ**—ધન, ધાન્ય, ખેતર, ઘર હાટ વિગેરે.

**રૂપ્પ સુવન્ને અ કુવિઅ પરિમાણે**—રૂપું, સોનું; અને થાળ. વિગેરેનું પરિગાણ.

**દુપ્પએ ચઉપ્પયંમિ**—બે પગવાળાં=દાસદાસી વિગેરે, ચાર પગ-

વાળાં=ઢોર વિગેરે પ્રમાણુ ઉપરાંત રાખવાથી લાગેલા.

**પડિક્કમે દેસિયં સવ્વં ॥૧૮॥**—સર્વ દીવસ સંબંધી અતિચારને હું પડીક્રમું છું ॥૧૮॥

**ગમણુસ્સ ઉ પરિમાણે**—જવાના નિયમથી.

**દિસાસુઉ્ઢ્ઢં અહે અ તિરિઅંચ**—ઉર્ધ્વ અધો ને ત્રિછિ દિશાઓમાં જવાના નિયમથી વધારે જવું.

**વુઢ્ઢિસઈ અંતરદ્ધા**—બીજી દીશી ઘટાડી એક દીશી વધારવી તે તથા મારગમાં ભૂલી જવાથી નિયમથી વધારે ચાલવું એ પાંચે અતિચાર. (॥૧૯॥

**પઢમંમિગુણવ્વએનિંદે ॥૧૯॥**—પ્રથમ ગુણ વ્રતને વિષે હું નિંદુછું.

**મજ્જંમિ અ મંસંમિઅ**—મદીરા અને વળી માંસ વળી બીજા પણ નહિં ખાવા યોગ્ય પદાર્થ. (દીકની માળા ભોગવવાથી.

**પુફ્ફે અ ફલે અ ગંધ મલ્લેઅ**—ફુલ, ફળ, ગંધ અને ફુલા-

**ઉવભોગ પરિભોગે**—ઉપભોગ પરીભોગ નામે.

**બીઅંમિ ગુણવ્વએનિંદે ॥૨૦॥**—બીજા ગુણવ્રતને વિષે લાગેલા અતિચારને હું નિંદુ છું ॥૨૦॥

**સચ્ચિતે પડિબધ્ધે**—સચ્ચિત્તનો ત્યાગ કરીને અથવા તેનો નિયમ કરીને પ્રમાદને વશે અધિક સચ્ચિત લેવું તે પેહેલો અતિચાર, પ્રતિબદ્ધ=સચ્ચિતની સાથે બાંધેલી વસ્તુ જેમકે ઝાડ પરનો ગુંદર ખાવો તથા ગોટલી સહીત કેરી, ખાવી તે સચ્ચિત પ્રતિબદ્ધ નામે બીજો અતિચાર.

**અપોલ દુપ્પોલિઅંચ આહારે**—નહી પકાવેલો પદાર્થ અને કાચા પાકા ઓળા, પુંખ, પાપડી વિગેરે ખાવાં એ ચોથો અતિચાર.

**તુચ્છોસહિ ભખ્ખણયા**—બોર વિગેરે તુચ્છ વસ્તુ ખાવી તે પાં-

ચમો અતિચાર એ સચ્ચિત વસ્તુનો ત્યાગ હોય તેને પાંચ અતિચાર સંભવે તેમાંનો કોઇ અતિચાર લાગ્યો હોય તે.

**પડિકકમે દેસિયં સવ્વં ॥૨૧॥**—સર્વ દીવસ સંબંધી અતિચારને હું પડીકમુ છું. ॥૨૧॥

**ઇંગાલી વણ સાડી**—કુંભાર, ભાડભુંજા વિગેરેનાં અગ્નિ સંબંધી કામ તે, અંગાર કર્મ વનકર્મ=પાન, ફળ, ફુલ તથા વનસ્પતિ ઇત્યાદીનું ઉગાડવું તથા છેદવું ઇત્યાદીક તે; શકટ કર્મ=ગાડાં વિગેરે વેચે વેચાવે તે.

**ભાડી ફોડી સુવજ્જએ કમ્મં**—ભાટિકકર્મ=ઘોડા, ઊંટ, ઘર વિગેરે ભાડે આપવાં; સ્ફોટિકકર્મ=કુવા, વાવ, ખોદવા ખોદાવવા વિગેરે ફોડતોડ કરવી તે; પાંચ સામાન્ય કર્મ શ્રાવકે અવશ્ય ત્યાગ કરવા.

**વાણિજ્જંચેવયદંતલખ્ખરસકેસવિસવિસયં ॥૨૨॥**—ખરાબ વેપાર કહે છે, દાંત, લાખ રસ=ગોળ, તેલ વિગેરે ઘોડાના વાળની ચમરી વીગેરેનો વેપાર અને પાચમું વિષ=વિષયાદીક =શસ્ત્રાદીકનો વિષય તે પાંચ દુષ્ટ વ્યાપારનો શ્રાવકે ત્યાગ કરવો. ॥૨૨॥

**એવં ખુ જંતપિલ્લણ**—એમ નિશ્ચે ઘંટી, ચરખો પ્રમુખ યંત્રમાં શેરડી તલ વીગેરે પીલાવવું.

**કમ્મં નિલ્લછણં ચ દવદાણં**—નાક, કાંન વીંધવા વીંધાવવાં તે નિર્લછન કર્મ. અને અગ્નિદાન કરવું તે. (કાવી નાંખવું.

**સર દહ તલાય સોસં,**—સરોવર, દ્રહ અને તળાવ વિગેરેને સુ-

**અસઈ પોસં ચ વજ્જિજ્જા ॥૨૩॥**—અસતિપોષણ=હીંસક જીવોનું તથા વ્યભીચારી સ્ત્રી વિગેરેનું પોષણ કરવું તે, એ

પાંચ કર્મને નિશ્ચયે કરી શ્રાવકે વર્જવાં. ॥૨૩॥

**સત્થગ્ગિ મુસલ જંતગ**—શસ્ત્ર, અગ્નિ, મુશળ, યંત્ર.

**તણકટ્ઠમંત મૂલ ભેસજ્જે**—તૃણ, કાષ્ટ, સાપ ખીલવા પ્રમુખના મંત્ર મૂલ=નાગદમણી પ્રમુખ જડીબુટ્ટી, ભૈષજ્ય=ગોળી ચુરણ વિગેરે ઉપદ્રવકારી વસ્તુઓ.

**દિન્ને દવાવિએવા**—બીજાને આપવા થકી બીજા પાસે અપાવવા થકી પણ વળી આપનારને વખાણવાથી જે અતિચાર લાગ્યા હોય.

**પડિક્કમે દેસિયં સવ્વં ॥૨૪॥**—સર્વ દીવસ સંબંધી અતિચારને હું પડિક્મું છું. ॥૨૪॥

**ન્હાણુ વટ્ટણવન્નગ**—સ્નાન=અજતનાએ નાહાતું, ઉદ્ધર્તન=પીઠી વિગેરે કરી, શરીરનો મેલ ઉતારવો, વર્ણક=અળતો ગુલાલ વગેરે પદાર્થ.

**વિલેવણે સદ્દ રૂવ રસ ગંધે**—વિલેપન, શબ્દ, રૂપ, રસ, ગંધ.

**વત્થાસણ આભરણે**—વસ્ત્ર, આસન, આભરણ વિગેરે રાગથી જોવાં તેથી લાગેલા. (રને હું પડિકમુછું ॥૨૫॥

**પડિક્કમે દેસિયં સવ્વં ॥૨૫॥**—દીવસ સંબંધી સર્વ અતિચા-

**કંદપ્પે કુક્કુઇએ**—કામ ભોગની કથાનું કરવું તે, કૌકુચ્ચ=જેથી લોકોને હાંસી આવે તે.

**મોહરિ અહિગરણ ભોગ અઇરિત્તે**—મુખરીપણું, શસ્ત્ર વિગેરે સજ્જ કરવાં. ભોગની વસ્તુ ખપ કરતાં વધારે રાખવી.

**દંડંમિ અણટ્ઠાએ**—અનર્થ દંડ વિરમણ નામે.

**તઇઅંમિ ગુણવ્વએનિંદે ॥૨૬॥**—ત્રીજા ગુણવ્રતને વિષે પુર્વોક્ત જે અતિચાર લાગ્યો હોય તેને હું નિંદુ છું. ॥૨૬॥

**તિવિહે દુપ્પણિહાણે**—ત્રણ પ્રકારે દુઃપ્રણિધાન=દુષ્ટ વ્યાપાર છે

તેના ત્રણ અતિચાર એટલે મન વચન અને કાયાના જાણવા.

**અણવટ્ઠાણે તહા સંઇવિહુણે**—અનવસ્થાન=અવિનયપણે તથા બે ઘડી કરતાં ઓછે વખતે સમાયક પારવું તે તથા સ્મૃતિવિહીન =પ્રમાદથી સામાયક કીધું કે નહીં તે યાદ ન રહે તે પાંચમો અતિચાર એ રીતે.

**સામાઇઅ વિતહ કએ**—સમાયક પ્રતે જુદો કીધે થકે.

**પઢમે સિક્ખાવએ નિંદે ॥૨૭॥**—પ્રથમ સામાયિક નામે શિક્ષા વ્રતને વિષે ઉપર કહેલો કોઇ અતિચાર લાગ્યો હોય તે પ્રતે હું નિંદુ છું. ॥૨૭॥

**આણવણે પેસવણે**—કંઇ ચીજ નિયમિત ભૂમી મહીં બહારથી મંગાવવી તે, દાસદાસી પ્રમુખને નીમેલી જગાથી બહાર મોકલવા તે.

**સદ્દે રૂવે અ પુગ્ગલક્ખેવે**—શબ્દવડે પોતાપણું જણાવવું ને શબ્દાનુપાતિ અતિચાર, રૂપ દેખાડી અગવા કાંકરો નાંખી પોતાપણું જણાવવું તે પાંચ આતચારમાંથી જે.

**દેસાવગાસિઅંમિ બીએ સિક્ખાવએ નિંદે ॥૨૮॥**—અતિચાર દેશાવકાશિકનામે બીજા શિક્ષા વ્રતને વિષે લાગ્યો હોય તે પ્રત્યે હું નિંદુછું. ॥૨૮॥ (ના વિધિના વિષે.

**સંથારુચ્ચારવિહી**—સંથારો વડિનીતિ અને લઘુ નીતિના ઠંડિલ-

**પમાય તહ ચેવ ભોઅણાભોએ**—પ્રમાદ કરવો તેમજ વળી પોસો કરી ભોજનની ચિંતા કરે તે.

**પોસહ વિહિ વિવરીએ તઇએ સિક્ખાવએનિંદે ॥૨૯॥**—પોસાનો વિધિ વિપરીત કરવાથી ત્રીજા શિક્ષાવ્રતને વિષે જે અતિચાર લાગ્યો હોય તેને હું નિંદુ છુ. ॥૨૯॥

**સચ્ચિત્તે નિક્ખિવણે**—સાધુને દેવા જોગ જે ભોજન તેના ઉપર સચ્ચિત વસ્તુ મુકવી.

**પહિણે વવએસ મચ્છરે ચેવ**—દેવા જોગ વસ્તુને સચ્ચિત વસ્તુથી ઢાંકવી, પોતાની વસ્તુને પારકી તથા પારકીને પોતાની કહેવી, ક્રોધભાવે દાન આપવું નિશ્ચે.

**કાલાઇક્કિમ દાણે**—મુનીનો ગોચરીનો કાળ વીત્યા પછી મુનિને તેડે કે સાધુ વ્હોરશે નહીં અને મારો નિયમ પણ ભાગશે નહીં

**ચઉથ્થે સિખ્ખાવએ નિંદે ॥૩૦॥**—ચોથા અતિથિ સંવિભાગ નામે શિક્ષાવ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને હું નિંદુછું ॥ ૩૦ ॥

**સુહિએસુ અ દુહિએસુઅ**—સમ્યક્જ્ઞાન દર્શન અને ચારિત્રનું હિતછે જેમને અથવા વસ્ત્ર પાત્રાદિકે કરી સુખીયા વળી રોગ વડે પીડાયેલા એવા. (સાધુઓને વિષે જે મારી અનુકંપા.

**જા મે અસ્સંજએસુ અણુકંપા**—સુસાધુ અથવા અસંજતિ

**રાગેણવદોસેણ વ**—રાગથી અથવા દ્વેષભાવથી થઇ હોય.

**તંનિંદે તંચ ગરિહામિ ॥૩૧॥**—તેને હું નિંદુછું અને ગુરૂ સાખે વધારે નિંદુછું ॥૩૧॥

**સાહુસુ સંવિભાગો**—સાધુઓને વિષે સંવિભાગ.

**ન કઓ તવ ચરણ કરણ જુત્તેસુ**—તપ, ચારિત્ર, અને કરણ સિત્તરિએ કરીને સહીત એવા સાધુને વિષે ન કીધો.

**સંતે ફાસુઅદાણે**—ફાસુદાન=નિર્દોષદાન છતે પણ ન આપ્યું હોય

**તં નિંદે તંચ ગરિહામિ ॥૩૨॥**—તેને હું નિંદુછુ અને ગુરૂ સાખે નિંદુછું ॥૩૨॥

**ઇહ લોએ પરલોએ**—આ લોકને વિષે તથા પરલોકને વિષે.

**જીવિઅ મરણેઅ આસંસ પઓગે**—જીવિત અને મરણને વિષે વળી કામભોગને વિષે એ પાંચને વિષે ઇચ્છાનો પ્રયોગ કરવો તે.

**પંચવિહો અઇઆરો**—પાંચ પ્રકારના અતિચારમાંને। કોઈપણ.
**મા મજઝં હુજ્જમરણંતે॥૩૩॥**—મરણાંતસૂધી મને નથશો ॥૩૩॥
**કાએણ કાઇઅસ્સ**—કાયાના શુભ વ્યાપારથી કાયા સંબંધી અતિચાર.
**પડિકકમે વાઇઅસ્સ વાયાએ**—હું પડિક્રમુછું, વચન સંબંધી અતિચાર તે મિચ્છામિ દુક્કડં એવા શુભ વચને કરીને.
**મણસા માણસિઅસ્સ**—શુભ મને કરી મન સંબંધી અતિચારને
**સવ્વસ્સ વયાઇઆરસ્સ ॥૩૪॥**—સર્વ વ્રતના અતિચારને હું પડિક્રમુછું ॥૩૪॥
**વંદણ વય સિખ્ખા ગારવેસુ**—૧ દેવ વંદન તથા ગુરૂ વંદન ૨ વ્રત બાર ૩ શિક્ષા, ૪ રિદ્ધિ ગારવ, રસ ગારવ તથા સાતા ગારવ એ ત્રણ પ્રકારના અહંકાર વીગેરેને સેવવાથી.
**સન્ના કસાય દંડેસુ**—આહાર, ભય, મૈથુન. પરિગ્રહ એ ચાર તથા ક્રોધ, માન, માયા, લોભ, લોક અને ઓઘ એછસંજ્ઞા ચારકષાય, મન દંડ, વચન દંડ અને કાય દંડ સંબંધી.
**ગુત્તીસુઅ સમિઈસુ અ**—મનાદિ ત્રણ ગુપ્તિ, તથા પાંચ સમિતિ વળી શ્રાવકની અગીઆર પડિમા વિગેરે ને વિષે.
**જો અઇઆરો અ તંનિંદે ॥૩૫॥**—જે અતિચાર લાગ્યો હોય તે હું નિંદુછું ॥૩૫॥
**સમ્મદિટ્ઠી જીવો**—સમ્યક્ દૃષ્ટિ જીવ.
**જઇવિ હુ પાવં સમાયરઈ કિંચિ**—જો થોડું પણ પાપ કરે
**અપ્પો સિ હોઈ બંધો**—તે શ્રાવકને થોડો કર્મનો બંધ હોય.
**જેણ ન નિદ્ધંધસં કુણઇ ॥૩૬॥**—જે કારણુ માટે નિર્દયપણે પાપનો બંધ તે કરતો નથી ॥૩૬॥

**તંપિ હુ સપડિક્કમણં**—તેને પણ નિશ્ચે પ્રતિક્રમણ કરવે કરી.

**સપ્પરિઆવં સઉત્તરગુણંચ**—પશ્ચાતાપ તથા ઉત્તરગુણ એટલે ગુરૂએ દીધેલા પાયશ્ચિત સહિત.

**ખિપ્પં ઉવસામેઇ**—જલદીથી નાશ કરેછે.

**વાહિ વ્વ સુસિક્ખિઓ વિજ્જો ॥૩૭॥**—જેમ સારો શિખેલો વૈદ્ય રોગ જલદી કાઢે છે તેમ ॥૩૭॥

**જહાવિસં કુટ્ઠગયં**—જે શરીરમાં વ્યાપેલું સર્પાદિકનું વિષ.

**મંત મૂલવિસારયા**—મંત્ર મૂળના જાણ.

**વિજ્જા હણંતિ મંતેહિં**—વૈદ્ય, મંત્રોએ કરીને હણે છે.

**તો તં હવઇ નિવ્વિસં ॥૩૮॥**—તો તે ઝેરરહિત થાય છે તેમજ પાપ સહિત શ્રાવક પ્રતિક્રમણ સાંભળવે કરી પણ પાપરહિત થાય છે ॥૩૮॥

**એવં અટ્ઠવિહં કમ્મં**—એ રીતે આઠ પ્રકારનાં કર્મ.

**રાગ દોસ સમજ્જિયં**—રાગદ્વેષે કરી ઉપાર્જેલાં તે પ્રત્યે.

**આલોઅંતો અ નિંદંતો**—આળોવતો અને વળી નિંદતો થકો.

**ખિપ્પં હણઇ સુસાવઓ ॥૩૯॥**—જલદીથી ભલો શ્રાવક હણે છે ॥ ૩૯ ॥

**કય પાવોવિ મણુસ્સો**—પાપનો કરનાર એવો પણ માણસ.

**આલોઇયનિંદિઅ ગુરૂ સગાસે**—ગુરૂની પાસે આલોઇને તથા નિંદીને.

**હોઇ અઇરેગ લહુઓ**—અત્યંત પાપ થકી હળવો થાય.

**ઓહ રિઅ ભરૂ વ્વ ભારવહો ॥૪૦॥**—જેમ ભારનો વેહેનાર ભારને ઉતારીને હલવો થાય તેમ ॥૪૦॥

**આવસ્સએણ એએણ**—આ આવશ્યકે કરીને.

**સાવઓ જઇવિ બહુરઓ હોઇ**—શ્રાવક જો પણ ઘણા પાપે

સહિત હોય તોપણ. (ત ક્રિયાને.
**દુઃખાણ મંતકિરિઅં**—શરીરીક તથા માનસિક દુખોની અં-
**કાહી અચિરેણ કાલેણ ॥૪૧॥**—થોડા કાળ માંહે કરશે ॥૪૧॥
**આલોઅણા બહુ વિહા**—આલોઅણા ઘણા પ્રકારની છે.
**નયસંભરિઆ પડિક્કમણકાલે**—તે પડિકમણું કરવાના વખતે ન સાંભરી હોય તે થકી.
**મૂલગુણ ઉત્તરગુણે**—મૂળ ગુણને વિષે તથા ઉત્તર ગુણને વિષે એટલે પાંચ અણુવ્રત અને ત્રણ ગુણવ્રત તથા ચાર શિક્ષાવ્રતને વિષે જે અતિચાર લાગ્યો હોય. ગર્હુંછું ॥૪૨॥
**તંનિંદે તંચ ગરિહામિ ॥૪૨॥**—તેને નિંદુછું તથા ગુરૂ સાખે
**(પછી ઉભો રહીને અથવા જમણો પગ નીચો એ-સાડી નીચેની આઠ ગાથા બોલે.)**
**તસ્સ ધમ્મસ્સ કેવલિપન્નત્તસ્સ**—તે કેવળી ભાષીત ધર્મની.
**અબ્ભુટ્ઠિઓમિ આરાહણાએ**—આરાધનાને માટે હું ઉઠયોછું.
**વિરઓામ વિરાહણાએ**—તે ધર્મની વિરાધના થકી હું નિવર્ત્યોછું.
**તિવિહેણ પડિક્કંતો**—મન, વચન, કાયાએ કરી પ્રતિક્રમતો થકો.
**વંદામિ જિણે ચઉવ્વીસં ॥૪૩॥**—ચોવીસ જીન પ્રતે હું વાંદુછું ॥ ૪૩ ॥
**જાવંતિ ચેઈઆઈં**—જેટલાં જીનબિંબ છે. (ર્છા લોકને વિષે.
**ઉઢ્ઢ અ અહે અ તિરિઅ લોએ અ**—ઉર્ધ્વ, અધો, અને તિ-
**સવ્વાઇં તાઇંવંદે**—તે સર્વ પ્રતે હું વાંદુછું.
**ઇહ સંતો તથ્થ સંતાઇં ॥૪૪॥**—અહીં રહ્યો થકો ત્યાં રહેલા જીનબિંબ પ્રતે વાંદુછું ॥૪૪॥
**જાવંત કેવિ સાહૂ**—જેટલા કોઇ પણ સાધુ હોય.

**ભરહેરવય મહાવિદેહેઅ**—પાંચભરત, પાંચઐરવૃત તથા પાંચ મહા વિદેહ ક્ષેત્રમાં.

**સવ્વેસિં તેસિં પણુઓ**—તે સર્વે પ્રતે મારો નમસ્કાર હજો.

**તિવિહેણ તિદંડવિરયાણં ॥૪૫॥**—જે મન વચન કાયાના ત્રણ દંડથી વિરામ પામેલાછે તે પ્રતે મન વચન કાયાયે કરી હું વાંદુછું.

**ચિરસંચિય પાવપણાસણીઈ**—લાંબા વખતનાં સંચેલાં પાપનો નાશ કરનારી.

**ભવસય સહસ્સ મહણીએ**—સો હજાર ભવને મથન કરનારી એવી

**ચઉવીસ જિણ વિણિગ્ગય કહાઇં**—ચોવીસ તિર્થંકરના મુખમાંથી નિકળેળી કથા કરવે કરીને.

**વોલંતુ મે દિઅહા ॥૪૬॥**—મારા દિવસો જાઓ ॥૪૬॥

**મમ મંગલ મરિહંતા**—મારે માંગલિક છે એક અરિહંહ દેવ.

**સિદ્ધા સાહુસુઅં ચ ધમ્મોઅ**—બીજા સિદ્ધ ભગવાન વળી ત્રીજા સાધુ મુનિરાજ, ચોથો શ્રુત ધર્મ.

**સમ્મદિઠ્ઠી દેવા, દિંતુ સમાહિંચ બોહિંચ ॥૪૭॥**—સમ્યક્ દ્રષ્ટિ દેવતા મને સમાધિ અને જીન ધર્મની પ્રાપ્તિ તે આપો ॥૪૭॥

**પડિસિદ્ધાણં કરણે**—નિષેધવા યોગ્ય કાર્ય કરવાથી.

**કિચ્ચાણમકરણે પડિક્કમણં**—કરવા યોગ્ય ન કરવાથી પ્રતિક્રમણછે.

**અસદ્દહણે અ તહા**—તેમજ વળી અશ્રાધનને વિષે પણ.

**વિવરીય પરૂવણાએ અ ॥૪૮॥** અને વળી વિપરીત પ્રરૂપણા વિષે પણ મિચ્છામિ દુક્કડં છે ॥૪૮॥

**ખામેમિ સવ્વજીવે**—સર્વ જીવને હુ ખમાવુંછું.

**સવ્વે જીવા ખમંતુમે**—સર્વે જીવ મારા અપરાધ પ્રતે ખમો.

**મિત્તી મે સવ્વભૂએસુ**—સર્વ જીવને વિષે મારે મૈત્રી ભાવ છે.

**વેરં મજ્ઝં ન કેણઈ ॥૪૯॥**—મારે કોઇ સાથે વેરભાવ નથી.
**એવમહં આલોઇઅ**—એ પ્રકારે હું આલોવીને.
**નિંદિઅ ગરહિઅ દુગંછિઅંસમ્મં**—આત્મસાખે નિંદીને, ગુરુસાખે ગર્હિને સમ્યક્ પ્રકારે ખોટું જાણી.
**તિવિહેણ પડિક્કંતો**—ત્રણ પ્રકારે પડિક્કમતો.
**વંદામિ જિણેચઉવ્વીસં ॥૫૦॥**—ચોવીસજીન પ્રતે હું વાંદુછું॥૫૦॥

# ૩૮ अथ अब्भुट्ठिओ हं गुरुखामणां.

**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્**—હે ભગવાન ઇચ્છાએ કરીને મને આદેશ આપો.
**અબ્ભુટ્ઠિઓમિ અબ્ભિંતર દેવસિઅં ખામેઉં**—દીવસમાં કીધેલા અપરાધ પ્રતે ખમાવવાને હું ઉઠયો છું (ત્યારે ગુરુ કહે ખામેહ=ખમાવ.)
**ઇચ્છં ખામેમિદેવસિઅં**—એજ હું ઇચ્છુંછું, દીવસ સંબંધી અપરાધ પ્રતે, ખામુંછું.
**જંકિંચિ અપત્તિઅં પરપત્તિઅં ભત્તે પાણે**—જેકાંઈ અપ્રીતિભાવ, વિશેષ અપ્રીતિભાવ ઉપજાવ્યો હોય ભોજનને વિષે, પાણીને વિષે.
**વિણએ વેઆવચ્ચે,આલાવે સંલાવે ઉચ્ચાસણે,સમાસણે**—વિનયને વિષે, વૈયાવચને વિષે,એકવાર બોલાવવાને વિષે,વારંવાર બોલાવવાને વિષે, ગુરુથી ઊંચા આસને બેસવાને વિષે, ગુરુની બરાબર આસન કરી બેસવાને વિષે.
**અંતરભાસાએ ઉવરિભાસાએજંકિંચિ, મજ્ઝવિણય, પરિહીણં સુહુમં વા બાયરંવા**—ગુરુ બોલતા હોય તેની વચ્ચે બોલવામાં, ગુરુએ કહેલું તે વિશેષ પણે કહેવામાં જે કંઇ માહારે

વિનય રહિતપણું થયું હોય તે નાનું કે મોટું થયું હોય તે.

**તુબ્ભે જાણહ, અહં ન યાણામિ તસ્સ મિચ્છામિદુક્કડં ॥૧॥**—તમે જાણો છો હું નથી જાણતો તે પાપ મારૂં મિથ્યા થાઓ ॥ ૧ ॥

# ૩૯ अथ आयरिय उवज्झाए.

**આયરિય ઉવજ્ઝાએ**—આચાર્ય તથા ઉપાધ્યાયજી તેમને.

**સીસે સાહમ્મિએ કુલ ગણે અ**—શિષ્ય, સાધર્મિક, કુલ જે એક આચાર્યનો પરિવાર, ગણ જે ઘણા આચાર્યના પરિવાર એ સર્વ ઉપર.

**જે મે કેઇ કસાયા, સવ્વે તિવિહેણ ખામેમિ॥૧॥**—જે કોઇ પણ કષાય મારે જીવે કીધા હોય તે સર્વ ત્રિવિધે કરી હું ખામું છું,॥૧॥

**સવ્વસ્સ સમણ સંઘસ્સ**—સર્વ શ્રમણ સંઘરૂપ.

**ભગવઓ અંજલિં કરિય સીસે**—ભગવંતના મેં કીધેલા અપરાધ પ્રત્યે અંજલિ=બે હાથ જોડી મસ્તકે લગાડી.

**સવ્વં ખમાવઇત્તા**—સર્વ પ્રત્યે ખમાવીને.

**ખમામિ સવ્વસ્સ અહયંપિ ॥૨॥**—સર્વના અપરાધ પ્રત્યે હું પણ ખમું છું. ॥૨॥

**સવ્વસ્સ જીવરાસિસ્સ**—સર્વ જીવના સમૂહ તેના કીધેલા અપરાધ પ્રત્યે.

**ભાવઓ ધમ્મ નિહિય નિયચિત્તો**—ભાવથી ધર્મને વિષે સ્થાપ્યું છે પોતાનું ચિત્ત જેણે એવો.

**સવ્વં ખમાવઇત્તા**—સર્વને ખમાવીને.

**ખમામિ સવ્વસ્સ અહયંપિ ॥૩॥**—હું પણ સર્વ પ્રત્યે ખમું છું.

# ४० अथ नमोस्तु वर्द्धमानाय.

**ઇચ્છામોઅણુસટ્ઠિં નમો ખમાસમણાણં નમોર્હત૦**--હમે સ્તુતિ કરવા ઇચ્છીએ છીએ ક્ષમાશ્રમણ પ્રત્યે નમસ્કાર થાઓ.
**નમોડસ્તુ વર્દ્ધમાનાય**—વર્ધમાન સ્વામી પ્રત્યે નમસ્કાર થાઓ.
**સ્પર્દ્ધમાનાયકર્મણા**—જે કર્મના વેરી છે.
**તજ્જયાવાપ્તમોક્ષાય**—તે કર્મનો જય કરીને મોક્ષ પ્રત્યે પામેલા એવા.
**પરોક્ષાય કુતીર્થિનાં ॥૧॥**—કુતીર્થિ જીવને દ્રષ્ટિથી દૂર એવાં.॥૧॥
**યેષાં વિકચારવિંદરાજ્યા**—જેમની વિકસ્વર કમળની શ્રેણીએ કરીને.
**જ્યાયઃ ક્રમકમલાવલિં દધત્યા**—વખાણવા જોગ ચરણ કમળની હાર ધારણ કરતી એવી. (ણવા યોગ્ય છે.
**સદ્દશૈરિતિ સંગતં પ્રશસ્યં**—સરખાની સાથે મળવું ઘણું વખા·
**કથિતં સંતુ શિવાય તે જિનેંદ્રાઃ ॥૨॥**—એમ કહ્યું છે તે જીનેંદ્ર ભગવાન કલ્યાણને અર્થે થાઓ. ॥૨॥
**કષાયતાપાર્દિતજંતુનિવૃતિં**—કષાય રૂપ તાપથી પીડાયેલા પ્રાણીઓને શાંતિ પ્રત્યે. (મેઘથી નીકળેલો એવો.
**કરોતિ યો જૈનમુખાંબુદોદ્દગતઃ**—જે કરે છે, જીનરાજના મુખરૂપ
**સ શુક્રમાસોદ્‌ભવવૃષ્ટિસંનિભો**—તે જેઠમાસથી ઉત્પન્ન થએલી વૃષ્ટના જેવો.
**દધાતુ તુષ્ટિં મયિ વિસ્તરો ગિરાં ॥૩॥**—વાણીઓનો વિસ્તાર મારે વિષે સંતોષ કરો ॥૩॥

# ४१ अथ श्रुतदेवतानीस्तुति.

**સુઅદેવયાએ કરેમિકાઉસ્સગ્ગં**-શ્રુતદેવતાને અર્થે કાઉસ્સગ્ગકરૂછું
**સુઅદેવયા ભગવઇ**—શ્રુતદેવતા વળી ભગવતી.

**નાણાવરણીય કમ્મસંઘાયં**—જ્ઞાનાવરણી કર્મના સમૂહ પ્રત્યે.
**તેસિં ખવેઉ સયયં**—તેઓના, હમેશાં ક્ષય કરો.
**જેસિં સુયસાયરે ભત્તી ॥૧॥**—જેઓની શ્રુતસાગરને વિષે ભક્તિછે॥૧॥

# ४२ अथ क्षेत्र देवतानी स्तुति.

**જીસે ખિત્તે સાહુ**—જેના ક્ષેત્રને વિષે સાધુમુનિરાજ.
**દંસણ નાણેહિં ચરણ સહિએહિં**—દર્શન જ્ઞાન અને ચારિત્ર સહિત એવા.
**સાહંતિ મુખ્ખમગ્ગં**—મોક્ષ મારગને સાધે છે.
**સા દેવી હરઉ દુરિયાઇં ॥૨॥**—તે દેવી દુરિત પ્રત્યે હરો.

# ४३ अथ कमलदल स्तुति.

**કમલદલવિપુલનયના**—કમલના પત્ર સરખી વિસ્તીર્ણ નેત્રવાળી.
**કમલમુખી કમલગર્ભસમગૌરી**—કમલના જેવા મુખવાળી, વળી કમલના ગર્ભની પેરે ગૌરવર્ણ વાળી એવી.
**કમલે સ્થિતા ભગવતી**--કમળને વિષે રહેલી એવી ઠકુરાઇ વાળી
**દદાતુ શ્રુતદેવતા સિદ્ધિં ॥૧॥**—શ્રુતની અધિષ્ઠાયિકા દેવી સિદ્ધિ પ્રત્યે આપો ॥૧॥
**ભુવણદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં**—ભુવનદેવતાને અર્થે કાઉસ્સગ્ગ કરૂંછું.
**યસ્યાઃક્ષેત્રંસમાશ્રિત્ય**—જે દેવીના ક્ષેત્રને આશ્રયે રહિને.
**સાધુભિઃસાધ્યતેક્રિયા**—સાધુઓવડે તપ સંયમ રૂપ ક્રિયા સધાયછે.
**સા ક્ષેત્રદેવતા નિત્યં**—તે ક્ષેત્ર દેવી હમેશાં.
**ભૂયાન્નઃસુખદાયિની ॥૨॥**—અમને સુખ આપનારી થાઓ ॥૨॥



# ૪૪ अथ भुवनदेवतानीस्तुति.

**જ્ઞાનાદિગુણયુતાનાં**—જ્ઞાનાદિક ગુણે સહિત એવા.
**નિત્યં સ્વાધ્યાયસંયમરતાનાં**—હમેશાં વાંચનાદિક સ્વાધ્યાય અને સંયમને વિષે આનંદ માનનારા એવા.
**વિદધાતુ ભુવનદેવી, શિવંસદા સર્વ સાધૂનાં ॥૧॥**—સર્વ સાધુઓનું ભુવન દેવી હમેશા કલ્યાણ કરો. ॥૧॥

# ૪૫ अथ अड्ढाइज्जेसु मुनिवंदन.

**અડ્ઢાઇજ્જેસુ દીવસમુદ્દેસુ**—અઢીદ્વીપ અને બે સમુદ્ર સંબંધી.
**પનરસસુ કમ્મભૂમીસુ**—પંદર કર્મ ભૂમિને વિષે.
**જાવંતકેવિસાહૂ**—જેટલા કોઇ પણ સાધુ.
**રયહરણ ગુચ્છપડિગ્ગહધારા ॥૧॥**—રજોહરણ=ઓઘો. અને ગુછો=પાત્રાંની ઝોલીનું લુગડું અને પાત્રાં વીગરે ધર્મોપકરણ ધરનારા એવા ॥૧॥
**પંચમહવ્વયધારા**—પાંચ માહાવ્રતધરનારા (ધરનારા
**અટ્ઠારસ સહસ્સ સીલંગધારા**—અઢાર હજાર ચારિત્રના અંગના
**અખ્ખયાયારચરિત્તા**—સંપૂર્ણ આચાર રૂપ ચારિત્રના ધરનાર
**તે સવ્વે સિરસા મણસા મથ્થએણ વંદામિ ॥૨॥**—તે સર્વેને લલાટે કરીને. મને કરીને અને મસ્તકવડે હું નમસ્કાર કરૂં છું ॥૨॥

# ૪૬ अथ वरकनक.

**વરકનક શંખ વિદ્રુમ**—સુંદર સોનું, શંખ, પરવાળાં
**મરકતઘન સન્નિભં વિગતમોહં**—લીલમ અને સજલ મેઘ તેના જેવા વર્ણવાળા અને મોહ રહિત.
**સપ્તતિશતં જિનાનાં**—એકસોને સીતેર તીર્થંકરોને.

સર્વામરપૂજિતંવદે ॥૧॥—સમસ્ત દેવતાઓવડે કરી પૂજીત એવાને હું નમુંછું. ॥૧॥

# ૪૭ अथ तीर्थ वंदना.

સકલ તીર્થ વંદૂ કરજોડ, જિનવરનામે મંગળ કોડ; પહેલે સ્વર્ગે લાખબત્રીશ, જિનવર ચૈત્ય નમું નિશદિસ ॥૧॥ બીજે લાખ અઠ્ઠાવીસ કહ્યાં, ત્રીજે બારલાખ સદ્દહ્યાં, ચોથે સ્વર્ગે અડ લખધાર, પાંચમે વંદૂ લાખજ ચાર ॥૨॥ છઠ્ઠે સ્વર્ગે સહુસ પંચાસ, સાતમે ચાલીશ સહુસ પ્રાસાદ, આઠમે સ્વર્ગે છ હજાર, નવદશમે વંદૂ શત ચાર ॥૩॥ અગીયાર બારમે ત્રણસેં સાર, નવગ્રૈવેકે ત્રણસેં અઢાર, પાંચ અનુત્તર સર્વે મળી, લાખ ચોરાશી અધિકાં વળી ॥૪॥ સહુસસત્તાણું ત્રેવીસ સાર, જિનવર ભુવન તણો અધિકાર, લાંબાં સો જોજન વિસ્તાર, પંચાસ ઉંચાં બોહોતેર ધાર ॥૫॥ એકસોએંસી બિંબ પ્રમાણ, સભા સહિત એક ચૈત્યે જાણ, સો કોડ બાવનકોડ સંભાળ, લાખ ચોરાણું સહુસ ચોંઆળ ॥૬॥ સાતસેં ઉપર શાઠ વિશાળ, સવી બિંબ પ્રણમુ ત્રણકાળ, સાતકોડને બોહુતેર લાખ, ભુવનપતિમાં દેવલ ભાખ ॥૭॥ એકસો એંશી બિંબ પ્રમાણ, એક એક ચૈત્યે સંખ્યા જાણ, તેરશેં કોડ નવ્યાશીકોડ, સાઠ લાખ વંદૂ કરજોડ ॥૮॥ બત્રીશેંને ઓગણસાઠ, તીર્છા લોકમાં ચૈત્યનોપાઠ, ત્રણલાખ એકાણું હજાર, ત્રણશેં વીશ તે બિંબ જુહાર ॥૯॥ વ્યંતર જયોતિષિમાં વળી જેહ, શાશ્વતા જિન વંદૂ તેહ, રિષભ ચંદ્રાનન વારિખેણ, વર્દ્ધમાન નામે ગુણશેણ ॥૧૦॥ સમેત શિખર વંદૂ જિનવીશ, અષ્ટાપદ વંદૂં

ચોવીશ, વિમલાચલને ગઢગિરનાર, આબુ ઉપર જિનવર જુહાર ॥૧૧॥ શંખેશ્વર કેસરિયો સાર, તારંગે શ્રી અજિત જુહાર, અંતરિક વરકાણો પાસ, જીરાવલોને થંભણપાસ. ॥૧૨॥ ગામનગર પુરપાટણ જેહ, જિનવર ચૈત્યનમું ગુણ ગેહ, વિહરમાન વંદૂં જિનવીશ, સિદ્ધ અનંત નમું નિશાદીશ ॥૧૩॥ અઢી દ્વીપમાં જે અણગાર, અઢાર સહસસિલાંગના ધાર, પંચમહાવ્રત સમિતિ સાર, પાલે પલાવે પંચાચાર ॥૧૪॥ બાહ્ય અભ્યિંતર તપ ઉજમાલ, તે મુનિ વંદૂ ગુણ મણિમાલ, નિત્ય નિત્ય ઉઠી કીર્તિ કરૂં, જીવ કહે ભવ સાયર તરૂં. ॥૧૫॥

# ४८ अथ लघु शांति स्तव प्रारंभः

**શાંતિં શાંતિ નિશાંતં**—શ્રીશાંતિનાથ સ્વામી જે શાંતિના સ્થાનક છે તેમને.

**શાંતં શાંતાऽશિવં નમસ્કૃત્ય**—રાગદ્વેષ રહિત છે અને શાંત પામ્યા છે અકલ્યાણકારક ઉપદ્રવો જે થકી એવા શ્રીશાંતિનાથ પ્રતે નમસ્કાર કરીને.

**સ્તોતુઃ શાંતિનિમિત્તં**—સ્તુતિ કરનારની શાંતિના હેતુ છે માટે.

**મંત્રપદૈઃ શાંતયેસ્તૌમિ ॥૧॥**—મંત્રોના પદોએ કરીને હું શાંતિને અર્થે સ્તુતિ કરૂં છું. ॥૧॥ (જેમનું.

**ઓમિતિ નિશ્ચિતવચસે**—ઓં એ પ્રકારે નક્કી કર્યું છે. વાચક પદ

**નમોનમો ભગવતેऽર્હતે પૂજાં**—પૂજાને યોગ્ય એવા ભગવાનને વારંવાર નમસ્કાર થાઓ.

**શાંતિજિનાય જયવતે**—શ્રી શાંતિજિન જે જયયુક્ત છે તેમને.

**યશસ્વિને સ્વામિને દમિનાં ॥૨॥**—પ્રસિદ્ધ યશ છે જેમનો વળી

ઇંદ્રિયોને દમન કરનાર જે મુની મહારાજ તેમના સ્વામિને.॥૨॥

**સકલાતિશેષકમહા**—સમસ્ત ચોત્રીશ અતિશય રૂપ મોટી.

**સંપત્તિ સમન્વિતાય શસ્યાય**—સંપદાએ કરીને સહીત તથા પ્રશંસવા યોગ્ય એવા.

**ત્રૈલોક્ય પૂજિતાયચ**—વળી સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ રૂપ ત્રણ (લોકે પૂજિત એવા.

**નમોનમઃ શાંતિદેવાય ॥૩॥**—વારંવાર શ્રી શાંતિનાથને નમસ્કાર થાઓ. ॥૩॥

**સર્વામર સસમૂહ**—સમસ્ત દેવતા પોતાના સમૂહ સહીત તેના.

**સ્વામિકસંપૂજિતાય નિર્જિતાય**—સ્વામિ જે ચોસઠ ઇંદ્રો છે તેમને સમ્યક્ પ્રકારે પૂજિત એવા છે વળી દેવાદિકોએ કરી નહીં જીતાએલા એવા.

**ભુવનજન પાલનોદ્યત, તમાય**—ત્રણ ભુવનના લોકોને પાલણ કરવામાં અત્યંત સાવધાન એવા. (મસ્કાર થાઓ.

**સતતં નમસ્તસ્મૈ ॥૪॥**—જે શાંતિનાથ મહારાજને નિરંતર ન-

**સર્વદુરિતૌઘનાશન,કરાય**—સર્વ પાપના સમૂહનો નાશ કરનાર એવા.

**સર્વાશિવપ્રશમનાય**—સર્વ ઉપદ્રવને પ્રકર્ષે કરી સમાવનાર એવા.

**દુષ્ટગ્રહભૂતપિશાચ**—દુષ્ટ ગ્રહ ભૂત અને પિશાચ.

**શાકિનીનાંપ્રમથનાય ॥૫॥**—એને શાકિનીથી થતાં ઉપદ્રવોને નાશ કરનાર છે. ॥૫॥

**યસ્યેતિ નામમંત્ર**—જે શાંતિજિનનો એ રીતે નામ મંત્ર રૂપ.

**પ્રધાન વાક્યોપયોગ કૃતતોષા**—સર્વોતમ પવિત્ર વચનના ઉપયોગે કરી કર્યો છે ચિતને વિષે સંતોષ જેણે એવી.

**વિજયે કુરૂતે જનહિત**—વિજયાદેવી માણસનું હીત કરે છે.

**ઙિતિ ચ નુતા નમત તં શાંતિં ॥૬॥**—એ પ્રકારે વળી તે

દેવી નમેલી છે (શાંતિનાથને) હે ભવ્યજનો! તમે એ શાંતિનાથને પ્રણામ કરો. ॥૬॥

**ભવતુ નમસ્તે ભગવતિ**—તને નમસ્કાર થાઓ હે ભગવત્તિ!

**વિજય સુજયે પરા પૅરૈરજિતે**—હે વિજયા! હે સુજયા! તથા બીજા દેવોથી નથી જીતાએલી એવી હે અજીતા! તું.

**અપરાજિતે જગત્યાં**—કોઇ ઠેકાણે પરાભવ ન પામેલી એવી હે અપરાજિતા! તું પૃથ્વીને વિષે.

**જયતીતિ જયાવહેભવતિ ॥૭॥**—જયવંતી વર્તો એમ સ્તુતિ કરે છતે ભક્તજનને જય આવહન કરનાર એવી હે જયાવહા દેવી! એ પ્રકારે હે દેવીઓ તમને નમસ્કાર થાઓ. ॥૭॥

**સર્વસ્યાપિચ સંઘસ્ય**—ચતુર્વિધ એવા સર્વપણ સંઘને.

**ભદ્રકલ્યાણ મંગલ પ્રદદે**—સૌખ્ય, નિરૂપદ્રવપણુ, માંગલીક ઇત્યાદિકને અતિશયે કરી આપનારી એવી દેવી!

**સાધૂનાં ચ સદાશિવ**—વળી મુનિઓને સર્વદા ઉપદ્રવ રહીતપણું.

**સુતુષ્ટિપુષ્ટિપ્રદે જીયાઃ ॥૮॥**—શોભન ચિત્તની શાંતિ, ધર્મની વૃદ્ધિ તેને, દેનારી એવી હે દેવી? તું જયવંતિહો. ॥૮॥

**ભવ્યાનાં કૃતસિધે**—ભવ્યજીવોને કરીછે સિદ્ધિ જેણે એવી

**નિર્વૃતિ નિર્વાણજનનિ સત્વાનાં**—વળી પ્રાણીઓને ચિત્ત સમાધિ તથા મોક્ષ ઉત્પન્ન કરનારી એવી

**અભયપ્રદાન નિરતે**—નિર્ભયપણું, ઉત્કૃષ્ટ રીતે દેવાને તત્પર એવી

**નમોસ્તુસ્વસ્તિપ્રદે તુભ્યં ॥૯॥**—તથા કલ્યાણને પ્રકર્ષે કરી દેનાર હે દેવી તને નમસ્કાર હો. ॥૯॥

**ભક્તાનાં જંતૂનાં**—પોતાના ભક્ત જીવોને.

**શુભાવહે નિત્યમુદ્યતે દેવિ**—હમેશાં કલ્યાણ પમાડવામાં તત્પર એવી હે દેવી! તું છે.

**સમ્યગ્દ્રષ્ટીનાં** **ધૃતિ**—સમ્યગ્ દૃષ્ટિ જીવને સંતોષ.
**રતિ મતિ બુદ્ધિ પ્રદાનાય ॥૧૦॥**—પ્રિતિ, ભવિષ્યકાળ જાણુ-
નારી મતિ વર્તમાનકાળ વિષે જાણુનારી બુદ્ધિ પ્રકર્ષે આપવાને
(નિત્ય ઉદ્યમવંત) ॥૧૦॥
**જિનશાસન નિરતાનાં**—જિનશાસનને વિશે રકત એવા.
**શાંતિનતાનાં ચ જગતિજનતાનાં**—અને શ્રીશાંતિનાથ પ્રતે ન-
મસ્કાર કરનારા એવા જગતને વિષે જનસમુદાયો છે તેમને.
**શ્રીસંપત્કીર્ત્તિ યશો**—લક્ષ્મી, સંપદ, કીર્તી તે એક દિશા વ્યાપિ,
યશ તે સર્વ દિશાવ્યાપિ તેની. (દેવી, તું જય પામ. ॥૧૧॥
**વર્દ્ધનિ જયદેવિવિજયસ્વ ॥૧૧॥**—વધારનારી એવી હે જયા નામે
**સાલિલાનલ વિષ વિષધર**—જલ, અગ્નિ, ઝેર, અને સાપ.
**દુષ્ટગ્રહ રાજરોગ રણભયત:**—ખરાબ ગ્રહ, અને મોટા જે રાજ,
રોગ તે થકી અને લડાઇના ભયથી.
**રાક્ષસ રિપુગણ મારી**—રાક્ષસ, શત્રુના સમુહ, મરકીનો રોગ.
**ચૌરેતિ શ્વાપદાદિભ્ય: ॥૧૨॥**—ચોર સાતઇતિના ભય અને મદો-
ન્મત હાથી ઇત્યાદિ જીવોના ભયથી. ॥૧૨॥
**અથરક્ષરક્ષ સુશિવં**—હવે રક્ષણ કર રક્ષણ કર અને અતિશય
નિરૂપદ્રવપણું તેને. (રંતર એ પ્રમાણે કર.
**કુરૂકુરૂ શાંતિં ચ કુરૂકુરૂસદેતિ**—કર વળી શાંતિને કર, અને નિ-
**તુષ્ટિંકુરૂકુરૂપુષ્ટિં**—સંતોષપણાને કર અને શરીરનું નિરોગપણું કર
**કુરૂકુરૂ સ્વસ્તિં ચ કુરૂકુરૂત્વં ॥૧૩॥**—કલ્યાણ કર વળી એટલાં
વાંનાં તું કર. ॥૧૩॥
**ભગવતિ ગુણવતિ શિવશાંતિ**—હે ભગવતિ તથા હે ગુણવતી
હે કલ્યાણ શાંતિ.

**તુષ્ટિ પુષ્ટિ સ્વસ્તીહ કુરૂકુરૂજનાનાં**—તુષ્ટિ અને પુષ્ટિ તથા કલ્યાણ એટલાંવાંનાં આ લોકોને વિષે માણસોને કર.

**ઓમિતિ નમો નમો -હ્રાં -હ્રીં -હ્રું -હ્રઃ**—જ્યોતિસ્વરૂપિણિ એવી હે દેવી ! તને નમસ્કાર થાઓ નમસ્કાર થાઓ તથા (-હ્રાં, -હ્રી -હ્રું -હ્રઃ યઃ ક્ષઃ -હ્રીં)

**યઃ ક્ષઃ -હ્રીં ફુટ્ ફુટ્ સ્વાહા ॥૧૪॥**—ફુટ્, ફુટ્ સ્વાહા આ સર્વે મંત્રાક્ષર છે તેમાં પહેલાં સાત શાંતિના મંત્રના બીજ છે અને બાકીના ત્રણ વિઘ્નનો વિનાસ કરનાર છે.

**એવં યન્નામાક્ષર**—એ પ્રકારે જેનાં નામાક્ષર મંત્ર. (દેવી તે.

**પુરસ્સરં સંસ્તુતા જયાદેવી**—પુર્વક સ્તુતિ કરેલી એવી જયાનામા

**કુરૂતે શાંતિં નમતાં**—(પાઠાંતરે **કુરૂતે શાંતિ નિમિત્તં**) શ્રી શાંતિનાથ પ્રતે નમસ્કાર કરનારાઓને શાંતિ પ્રતે કરે છે. (પાઠાંતરે) શાંતિનું હેતુ તેને કરે છે. (નમસ્કાર થાઓ ॥૧૫॥

**નમો નમઃ શાંતયે તસ્મૈ ॥૧૫॥**—તે શાંતિનાથ પ્રતે વારંવાર

**ઇતિ પૂર્વ સૂરિ દર્શિત**—એ પ્રમાણે પૂર્વાચાર્યે બતાવેલા એવા.

**મંત્ર પદ વિદર્ભિતઃ સ્તવઃ શાંતેઃ**—મંત્રના પદ જે બીજ તેણે કરી સહિત એવું શ્રી શાંતિનાથજીનું સ્તવ જેતે.

**સલિલાદિભય વિનાશી**—પાણી આદિકના ભયનો નાશ કરનાર.

**શાંત્યાદિકરશ્ચ ભક્તિમતામ્ ॥૧૬॥**—અને ભક્તિમાન પુરૂષોને શાંતિ આદિ સુખનો કરનાર.

**યશ્ચૈનં પઠતિ સદા**—વળી જે માણસ આ સ્તવને હમેશાં ભણેછે.

**શૃણોતિ ભાવયતિ વા યથાયોગં**—યોગ ઠેકાણે રાખીને જે સાંભળે છે અથવા મનમાં સ્મરણ કરે છે.

**સહિ શાંતિપદં યાયાત્**—તે પુરૂષ નિશ્ચય શાંતિનું સ્થાનક પામે.

**(પાઠાંતરે) શિવ શાંતિ પદં યાયાત્**—અથવા પાઠાંતરે કલ્યાણ અને શાંતિનું સ્થાનક પામે.

**સૂરિ શ્રી માનદેવસ્ય ॥૧૭॥**—શ્રી માનદેવ સૂરિ પણ શાંતિ પદને પામે એમાં કર્તાનું નામ સુચવ્યું છે ॥૧૭॥

**ઉપસર્ગાઃ ક્ષયં યાંતિ**—ઉપસર્ગો ક્ષય પામે છે.

**ચ્છિદ્યન્તે વિઘ્નવલ્લયઃ**—વિઘ્નરૂપિ વેલો છેદાય છે.

**મનઃ પ્રસન્નતામેતિ**—મન પ્રસન્નતા પ્રતે પામે છે. [॥૧૮॥

**પૂજ્યમાને જિનેશ્વરે ॥૧૮॥**—જિનેશ્વર ભગવાનને પૂજતા થકાં

**સર્વ મંગલ માંગલ્યં**—સર્વ માંગલ્ય માંહે માંગલીક એવું વળી.

**સર્વ કલ્યાણ કારણં**—સમસ્ત કલ્યાણનું કારણ.

**પ્રધાનં સર્વ ધર્માણાં**—સર્વ ધર્મમાં મુખ્ય એવું.

**જૈનંજયતિ શાસનં ॥૧૯॥**—જૈન શાસન જયવંતુ વર્તેછે.॥૧૯॥

# ૪૧ अथ चउक्कसायप्रारंभ.

**ચઉક્કસાય પડિમલ્લુલ્લૂરણુ**—ચાર કષાયરૂપ જે વેરી તેના ટાળનાર.

**દુજ્જય મયણ બાણ મુસુમૂરણૂ**—દુઃખે જીતાય એવા કામદેવનાં બાણના ભાગનાર.

**સરસ પિઅંગુવન્નુ ગયગામિઉ**—પાકી રાંયણના ઝાડ જેવા નીલા વર્ણવાળા, વળી હાથીના જેવી ગતિવાળા.

**જયઉ પાસુ ભુવણત્તય સામિઉ ॥૧॥**—ત્રણ ભુવનના સ્વામી શ્રી પાર્શ્વનાથ મહારાજ જયવંતા વર્તો ॥૧॥

**જસુતણુકંતિકડપ્પસિણિદ્ધઉ**-જેના શરીરની કાંતીની સમુહસ્નિગ્ધછે.

**સોહઇ ફણમિણ કિરણાલિદ્ધઉ**—નાગેંદ્રની મણી તેના કિરણે કરી વ્યાપ્ત શોભે છે.

**નં નવ જલહર તડિલ્લય લંછિઉ**—વિજળીની લતાએ કરીને

સાહત જેમ નવો મેઘ શોભે છે તેમ તે કાંતિ સમુહે શોભેછે.

**સોજિણુ પાસુ પયચ્છઉ, વંછિઉ ॥૨॥**—તે પાર્શ્વનાથ જીનરાજ મારા વંછિત પ્રતે આપો ॥૨॥

# ૫૦ अथ भरहेसरनी सज्झाय.

**ભરહેસરબાહુબલી**—શ્રી ભર્તેશ્વર તથા બાહુબળી.

**અભયકુમારો અ ઢંઢણ કુમારો**—અભયકુમાર વળી ઢંઢણકુમાર.

**સિરિઓ અણિયાઉત્તો**—શ્રી થુળીભદ્રના નાનાભાઇ શ્રીક, છઠ્ઠા અનિકાપુત્ર આચાર્ય.

**અઇમુત્તા નાગદત્તોઅ ॥૧॥**—અતિમુક્ત કુમાર વળી નાગદત્ત ॥૧॥

**મેઅજજ થૂલિભદ્દો**—મેહતારજમૂનિ, શ્રી થૂલિભદ્રમુનિ.

**વયર રિસી નંદિસેણ સીંહગિરી**—વજ્રરૂષિ એટલે વજ્રસ્વામી, નંદિષેણજી શ્રી સીંહગિરિજી મહારાજ જે વજ્રસ્વામીના ગુરૂ.

**કયવન્નો અ સુકોસલ**—કૃતવર્ણ કુમાર વળી સુકોશલ મુનિ.

**પુંડરિઓ કેસિકરકંડુ ॥૨॥**—શ્રી આદિનાથના પેહેલા ગણધર પુંડરિકજી કેશિકુમાર કરકંડુ પ્રત્યેક બુદ્ધમુનિ ॥૨॥

**હલ્લ વિહલ્લ સુદંસણ**—હલ્લકુમાર વિહલ્લકુમાર એ બંને શ્રેણિક રાજાના પૂત્ર સુદર્શન શેઠ.

**સાલમાહાસાલસાલિભદ્દોઅ**—સાલમુનિ તથા માહાસાલમુનિ તથા શાલિભદ્ર પ્રસિદ્ધ ભોગી.

**ભદ્દો દસન્નભદ્દો**—ભદ્રબાહુ સ્વામિ તથા દશાર્ણભદ્ર.

**પસન્નચંદોઅ જસભદ્દો ॥૩॥**—પ્રસન્નચંદ્રજરિષી શ્રીયશોભસૂરિ ॥૩॥

**જંબુપહુ વંકચુલો**—જંબુપ્રભુ સ્વામિ, વંકચુલરાજ કુમાર.

**ગયસુકુમાલો અવંતિ સુકુમાલો**—ગજસુકુમાલ અવંતિ સુકુમાર

**ધન્નો ઇલાઇપુત્તો**—ધનાશેઠ વળી એલાચી પૂત્ર.

**ચિલાઈપુતો અ બાહુમુણી ॥૪॥**—ચિલાતિ પુત્ર વળી યુગ બાહુમુનિ ॥૪॥ [ક્ષિતસૂરિ.

**અજ્જગિરિ અજ્જરક્ખિઅ**—આર્ય મહાગિરિજી તથા આર્ય ર-

**અજ્જસુહથ્થીઉદાયગો મણગો**—આર્ય સુહસ્તિ સૂરિ ઉદાઈ રાજા વળી મનક પૂત્ર.

**કાલયસૂરિ સંબો**—કાલિકાચાર્ય સાંબકુમાર.

**પજ્જુન્નો મુલદેવો અ ॥૫॥**—પ્રદ્યુમ્નકુમાર, મૂલ દેવરાજા. ॥૫॥

**પભવો વિન્હુકુમારો**—પ્રભવસ્વામિજી તથા વિષ્ણુ કુમાર.

**અદ્દકુમારો દઢપ્પહારીઅ**—આર્દ્રકુમાર વળી દઢપ્રહારીચોર.

**સિજ્જંસ કુરગડુઅ**—શ્રેયાંસકુમાર તથા કૂરગડુ સાધુ.

**સિજ્જંભવ મેહકુમારોઅ ॥૬॥**—શ્રી જંભવ આચાર્ય અને મેઘકુમાર. ॥૬॥

**એમાઈ મહાસત્તા**—ઇત્યાદિક બીજા પણ મોટા પરાક્રમી પુરૂષો.

**દિંતુસુહં ગુણગણેહિં સંજુત્તા**—જ્ઞાનાદિ ગુણોના સમૂહે કરી સહીત એવા સુખ પ્રત્યે આપો.

**જેસિં નામગ્ગહણે**—જેમના નામ લેવાથી.

**પાવપબંધા વિલયજંતિ ॥૭॥**—પાપના બંધ તે વિનાશ પામેછે ॥૭॥

**સુલસા ચંદનબાલા**—સુલસા શ્રાવિકા તથા ચંદનબાલા.

**મણોરમામયણરેહા દમયંતી**—મનોરમા, મદનરેખા, વળી દમયંતી.

**નમયા સુંદરી સીયા**—નર્મદા સુંદરી, સીતાસતિ.

**નંદા ભદ્દાસુભદ્દાય ॥૮॥**—નંદા, ભદ્રા શેઠાણી, સુભદ્રા. ॥૮॥

**રાય મઇ રિસિદત્તા**—રાજીમતી ને ઋષિ દત્તા. (શ્રીદેવી.

**પઉમાવઈ અંજણા સિરીદેવી**—પદ્માવતી, અંજના સુંદરી, વળી

**જિટ્ઠ સુજિટ્ઠ મિગાવઇ**—જયેષ્ટા, સુજયેષ્ટા, મૃગાવતી.

**પભાવઇ ચિલ્લણા દેવી ॥૯॥**—પ્રભાવતી, ચિલણા રાણી. એ પાંચે ચેલારાજાની પુત્રીઓ જાણવી. ॥૯॥

**બંભી સુંદરી રૂપ્પિણિ**—બ્રાહ્મી, સુંદરી, રૂક્મિણી.

**રેવઇ કુંતી સિવા જયંતીય**—રેવતિ, શ્રાવિકા, કુંતી, શિવા, અને જયંતી શ્રાવિકા.

**દેવઈ દોવઈ ધારણી**—દેવકી, દ્રૌપદી, ધારણી.

**કલાવઈ પુફ્ફચૂલાય ॥૧૦॥**—કલાવતી તથા પુષ્પચૂલા. ॥૧૦॥

**પઉમાવઈ ય ગોરી**—પદ્માવતી, ગોરી.

**ગંધારી લખ્ખમણા સુસીમાય**—ગંધારી, લક્ષ્મણા, સુસીમા.

**જંબુવઇ સચ્ચભામા**—જંબુવતી, સત્યભામા.

**રૂપ્પિણિ કન્હટ્ઠ મહિસીઓ ॥૧૧॥**—રૂક્મિણિ, શ્રીકૃષ્ણની એ આઠ પટરાણીઓ છે ॥૧૧॥

**જખ્ખાય જખ્ખદિન્ના**—જક્ષા, યક્ષદિન્ના.

**ભૂઆ તહ ચેવ ભૂઅદિન્ના ય,**—ભૂતા. તથા વળી નિશ્ચે ભૂતદિન્ના.

**સેણા વેણા રેણા**—સેના, વેણા, રેણા એ સાત. ॥૧૨॥

**ભયણીઓ થૂલિભદ્દસ્સ॥૧૨॥**—શ્રીસ્થુલિભદ્રજીની બેનો જાણવી.

**ઇચ્ચાઈ મહાસઇઓ**—ઇત્યાદી મોટી સતીઓ.

**જયંતિ અકલંક સીલ કલિઆઓ**—નીરમળ, શીલગુણે કરીને સહીત જયવંતી વર્તેછે.

**અજ્જવિ વજ્જઈ જાસિં**—વળી જેના આજ પણ વાગે છે.

**જસ પડહો તિહુઅણે સયલે ॥૧૩॥**—સકળ ત્રીભુવનને વિષે જશના ડંકા. ॥૧૩॥

# ૫૧ अथ विशाल लोचन.

**વિશાલલોચનદલં**—વિશાળ નેત્ર રૂપ પત્ર છે જેમાં.

**પ્રોદ્યદ્દંતાંશુકેસરં**—વળી અત્યંત ઝળહળતા દાંતના કીરણરૂપ કેસર સુગંધના કણીઆ છે જેને વિષે એવું.

**પ્રાતર્વીર જિનેંદ્રસ્ય**—પ્રભાત સમયે શ્રી વીરસ્વામિનું.

**મુખ પદ્મં પુનાતુ વઃ ॥૧॥**—મુખ રૂપી કમલ તમને ભવ્ય જીવોને પવિત્ર કરે. ॥૧॥

**યેષામભિષેક કર્મ કૃત્વા**—જેઓના અભિષેકનું કામ કરીને.

**મત્તા હર્ષભરાત્ સુખં સુરેંદ્રાઃ**—હરખના સમુહથી માતા એવા દેવતાઓ ઇંદ્રના સુખને.

**તૃણમપિ ગણયંતિ નૈવનાકં**—દેવતા સબંધી સુખને તૃણ માત્ર પણ ગણતા નથી.

**પ્રાતઃ સંતુ શિવાય તે જિનેંદ્રાઃ ॥૨॥**—પ્રભાત સમયે તે તિર્થંકર દેવો કલ્યાણને અર્થે થાઓ. ॥૨॥

**કલંકનિર્મુક્તમમુક્તપૂર્ણતં**—કલંક રહિત એવું અને નથી મુકાઇ પૂર્ણતા જેની એટલે સંપૂર્ણ એવું.

**કુતર્કરાહુગ્રસનં સદોદયં**—કુતર્ક કરનારા એવા પરદરશની રૂપ રાહુ તેને ભક્ષણ કરનાર એવું તથા હમેશાં ઉદય છે એવું.

**અપૂર્વચંદ્રંજિનચંદ્રભાષિતં**—અપૂર્વચંદ્ર અને જીનચંદ્રે ભાષિત જે આગમ.

**દિનાગમે નૌમિ બુધૈર્નમસ્કૃતં ॥૩॥**—પંડિત પુરૂષોએ નમસ્કાર કરેલા આગમ પ્રતે પ્રભાત સમયે હું સ્તવું છું. ॥૩॥

# ૯૨ अथ मन्हजिणाणं सज्झाय.

**મન્હ જિણાણં આણં**—જીનેશ્વર ભગવાનની આજ્ઞા માનવી.

**મિચ્છં પરિહરહ ધર સમ્મત્તં**—મિથ્યાતનો ત્યાગ કરવો અને સમકિતને ધારણ કરવું.

**છવ્વિહ આવસયંમિ**—છ પ્રકારના આવશ્યકમાં.
**ઉજ્જુતો હોઇ પઈ દિવસં ॥૧॥**—પ્રતિદિવસ ઉદ્યમવંત થવું॥૧॥
**પવ્વેસુ પોસહવયં**—પર્વ દીવસને વિષે પોષધ વ્રત કરવો.
**દાણં સીલં તવોઅ ભાવોઅ**—દાન શીયળ તપ અને ભાવના.
**સઝઝાય નમુક્કારો**—સ્વાધ્યાય અને નમસ્કાર.
**પરોવયારો અ જયણા અ ॥૨॥**—પરોપકાર અને વળી જતના રાખવી. ॥૨॥
**જિણપુઆ જિણથુણિણં**—જીનેશ્વર ભગવાનની પૂજા અને જીનેશ્વર ભગવાનની સ્તુતિ.
**ગુરૂ થુઅ સાહમ્મિ આણવચ્છલ્લં**—ગુરૂની સ્તુતિ અને સાધરમીઓને વિશે વાત્સલ્ય.
**વવહારસ્સય સુદ્ધિ**—વ્યવહારની શુદ્ધિ. (॥૩॥
**રહજુત્તા તિથ્થજુત્તાય ॥૩॥**—રથ યાત્રા અને તીર્થ યાત્રા સહિત.
**ઉવસમ વિવેક સંવર**—ઉપશમ, વિવેક, અને સંવર.
**ભાસા સમિઇ છ જીવ કરૂણાય**—ભાષા સમિતી અને છકાયની રક્ષા.
**ધમ્મિઅ જણસંસગ્ગો**—ધાર્મિક માણસનો સંસર્ગ.
**કરણ દમો ચરિણ પરિણામો ॥૪॥**—ઇંદ્રિઓનું દમવું અને ચારિત્રનો પરિણામ. ॥૪॥
**સંઘોવરિ બહુમાણો**—શ્રી સંઘ ઉપર બહુમાન.
**પુથ્થય લિહણં પભાવણા તિથ્થે**—પુસ્તક લખાવવું અને તીર્થને વિશે પ્રભાવના કરવી.
**સઠ્ઠાણ કિચ્ચ મેઅં**—શ્રાવક લોકોનાં આ કૃત્ય છે.
**નિચ્ચં સુગુરૂ વએશેણં ॥૫॥**—તે નિત્ય સુગુરૂના ઉપદેશથી જાણી લેવું. ॥૫॥

# ૫૩ अथ पोसहनुं पच्चक्खाण.

**કરેમિભંતે પોસહં**—હે ભગવંત હું પોષધ વ્રત કરૂં છું.
**આહાર પોસહં દેસઓ સવ્વઓ**—આહારનો પોષધ દેશથકી
તથા સર્વ થકી.
**સરીર સક્કાર પોસહં સવ્વઓ**—શરીરનો સત્કાર પોષધ સર્વ
થકી એટલે શરીરની જરા પણ શોભા ન કરવી.
**બંભચેર પોસહં સવ્વઓ**—બ્રહ્મચર્યનો નિયમ સર્વ થકી.
**અવ્વાવાર પોસહં સવ્વઓ**—અવ્યાપારનો નિયમ સર્વથકી.
**ચઉવ્વિહે પોસહં ઠામિ**—ચાર પ્રકારના પોસા વડે હું રહુંછું.
**જાવદિવસં અહોરત્તં પજ્જુવાસામિ**—આખો દિવસ અથવા
રાત દિવસ પાળુ.
**દુવિહં તિવિહેણં**—બે કરણ ને ત્રણ જોગવડે.
**મણેણં વાયાએ કાએણં**—મન વચનને કાયાના ત્રણ જોગવડે.
**નકરેમિ નકારવેમિ**—ન કરૂં અને ન કરાવું એ બે કરણથી.
**તસ્સ ભંતે પડિક્કમામિ**—હે ભગવંત તે થકી હું પ્રતિક્રમુંછું.
**નિંદામિ ગરિહામિ**—નિંદું છું અને ગુરૂ સાખે ગર્હું છું.
**અપ્પાણં વોસિરામિ ॥૧॥**—આત્માને હું વોસિરાવું છું.॥૧॥

# ૫૪ अथ पोसह पारतांगाथा.

**સાગરચંદો કામો**—સાગરચંદ અને કામદેવ (ધન્નાજી.
**ચંદવડિંસો સુદંસણો ધન્નો**—ચંદ્રાવતંસક, સુદરશણ શેઠ અને
**જેસિં પોસહ પડિમા**—જેની પોષધ પ્રતિમા.
**અખંડિયા જીવિયંતેવિ ॥૧॥**—જીવિતના અંતસુધી મરણાંત કષ્ટ
આવે છતે પણ અખંડિત રહી. ॥૧॥

**ધન્ના સલાહુણિજ્જા**—ધન્ય છે તે પુરૂષોને અને તેઓ વખાણુવા લાયક છે.

**સુલસાઆણુંદ કામદેવાય**—સુલસા શ્રાવિકા, આણુંદ અને કામદેવ નામે શ્રાવક.

**જેસિં પસંસઈ ભયવં દઢવ્વયંતં મહાવીરો ॥૨॥**—જેમને ભગવાન મહાવીર સ્વામિ દ્રઢ વ્રતને સારૂ વખાણે છે. ॥૨॥

**પોસહ વિધિ લીધું વિધિ પારિઉં વિધિ કરતાં જે કોઇ અવિધિ હુઓ હુઇ તે સવિ હું મન વચન કાયાએ કરી મિચ્છામિ દુક્કડં.**

# ૫૫ अथ देवसिप्रतिक्रमणविधि.

૧ પ્રથમ સામાયિક લિજે (૧૯ મા સુત્ર પ્રમાણે.)

૨ પછી પાણી વાપર્યું હોય તો મુહપત્તી પડિલેહવી.

૩ આહાર વાવર્યો હોય તો વાંદણાં બે દેવાં ત્યાં બીજા વાંદણાગાં આવસીઆએ પાઠ ન કહેવો.

૪ યથાશક્તિ પચ્ચખાણ કરવું.

૫ ખમાસણું દેઈ ઇછાકારેણ સંદિસહ ભગવન ચૈત્યવંદન કરૂં. ઈચ્છં કહી વડેરા અથવા પોતે ચૈત્યવંદન કહિને પછી જંકિંચી કહેવું.

૬ નમુથ્થુણં કહી ઉભા થઇને અરિહંતચેઇયાણં કહિને એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી નમોઽર્હત૦ કહીને પ્રથમ થોય કહેવી.

૭ લોગસ્સ કહેવો સવ્વલોએ અરિહંત ચેઇયાણં કહીને એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારીને બીજી થોય કહેવી.

૮ પુખ્ખરવરદી કહી સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં વંદણ૦ એક નવકારનો કાઉસ્સગ્ગ પારી ત્રીજી થોય કહેવી.

૯ સિદ્ધાણું બુદ્ધાણું કહી વેયાવચ્ચ ગરાણું કરેમિ કાઉસ્સગ્ગં

અન્નથ૦ પછી એક નવકારનો કાઉસગ્ગ કરી પારી નમોડર્હત૦ કહી ચોથી થોય કહેવી.

૧૦ પછી બેસીને નમુથ્થુણું કહેવું.

૧૧ ચારખમાસણ દેવા પૂર્વક ૧ ભગવાન, ૨ આચાર્ય, ૩ ઉપાધ્યાય, ૪ સર્વ સાધુ, પ્રત્યે થોભવંદન કરીયે.

૧૨ ઇચ્છા કારેણ સંદિસહ ભગવન દેવસિ પ્રતિક્રમણે ઠાઉં એમ કહી જમણો હાથ ચવલા અથવા કટાસણા ઉપર થાપીને ઇછં સવ્વસવી દેવસિઅ કહેવું. (તસ્સ ઉત્તરી કહેવું.

૧૩ ઉભા થઇ કરેમિભંતે, ઇછામિઠામિ કાઉસ્સગ્ગં, જો મે દેવસિઓ,

૧૪ અતિચારની આઠ ગાથાનો કાઉસ્સગ્ગ કરવો આઠ ગાથા ન આવડે તો આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવો ત પારીને પછી.

૧૫ લોગસ્સ કહેવો પછી બેસીને ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડિલેહીને વાંદણાં બે દેવાં. (મિ જોમે દેવસિઓ કહીને.

૧૬ પછી ઉભા થઇને ઇછાકા૦ દેવસિઅં આલોઊં ઇછં આલોએ-

૧૭ પછી સાતલાખ કહેવા પછી અઢાર પાપસ્થાનક આલોવવાં.

૧૮ સવ્વસ્સવિ દેવસિઅ દુચિંતિઅ દુબ્ભાસિઅ દુચ્ચિઠિઅ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન ઇચ્છં તસ્સમિચ્છામિ દુક્કડં કહેવું.

૧૯ બેસીને એક નવકાર ગણી કરેમિ ભંતે૦ ઇછામિ પાડક્કમિઊં જોમેદેવસિઓ૦ કહીને

૨૦ વંદિતુ કહીને વાંદણાં બે દેવાં. (પછી ઉભા થઇ.

૨૧ અબ્ભુઠ્ઠિઓહં અબ્ભિંતર દેવસિઅં ખામિને વાંદણાં બે દેવાં

૨૨ આયરિય ઉવઝાએ કહીને કરેમિ ભંતે ઇચ્છામિઠામિ કાઉસ્સગ્ગં જોમે દેવસિઓ કહી તસ્સ ઉતરી કહેવું.

૨૩ પછી બે લોગસ્સનો અથવા આઠનવકારનો કાઉસ્સગ્ગ કરવો.

૨૪ પછી લોગસ્સ કહેવો નેં સવ્વલોએ અરિહંત ચેઈયાણં કહી એક લોગસ્સ અથવા ચારનવકારનો કાઉસ્સગ્ગ કરવો.

૨૫ પુખ્ખરવરદી સુઅસ્સ ભગવઓ કરેમિ૦ વંદણ૦ એક લોગસ્સ અથવા ચારનવકારનો કાઉસ્સગ્ગ કરવો.

૨૬ સિદ્ધાણં બુદ્ધાણં કહી સુઅદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં અન્નથ્થ ઉસસિએણં કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી નમોઽર્હત્૦ કહી પુરૂષે સુઅદેવયાની થોય અને સ્ત્રીયેં કમલદલની પહેલી થોય કહેવી પછી આદેશ લેવો.

૨૭ પછી ખેત્ર દેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં એક નવકારનો કાઉસ્સગ્ગ પારી નમોઽર્હત્ કહી ક્ષેત્ર દેવતાની થોય સ્ત્રીને તથા પુરૂપને કહેવી.

૨૮ પછી પ્રગટ એક નવકાર ગણી બેસવું.

૨૯ પછી છઠ્ઠાઆવસ્યકની મુહપત્તી પડિલેહી બે વાંદણાં દેવાં.

૩૦ પછી ૧ સામાયિક, ૨ ચઉવ્વિસથ્થો, ૩ વંદણ, ૪ પડિક્કમણું, ૫ કાઉસ્સગ, ૬ પચ્ચખ્ખાણ, કર્યું છેજી, એ છઆવશ્યક સંભારવા.

૩૧ ઇછામો અણુસઠ્ઠીં, નમો ખમાસમણાણં, નમોર્હત્ કહીને પુરૂષ, નમોસ્તુવર્દ્ધનાનાય કહે, સ્ત્રીએ સંસાર દાવાની ત્રણ થોયો કહેવી.

૩૨ પછી નમુથ્થુણં કહી સ્તવન કહેવું.

૩૩ પછી વરકનક કહી ભગવાન આદે વાંદવા.

૩૪ પછી જમણો હાથ ઉપધી ઊપર થાપી અઢ્ઢાઇજ્જેસુ કહેવું.

૩૫ પછી દેવસિઅ પાયછિત્તનો કાઉસ્સગ્ગ ચારલોગસ્સનો અથવા સોલ નવકારનો કરવો તે કાઉસ્સગ્ગ પારવો.

૩૬ પ્રગટ લોગસ્સ કહી બેસવું.

૩૭ ખમાસમણ બે દેઇ સઝાયનો આદેશ માગી એક નવકાર ગણી સઝાય કરી પછી એક નવકાર ગણવો.

૩૮ પછી દુખ્ખખ્ખઓ કમ્મખ્ખઓનો કાઉસ્સગ્ગ ચાર લોગસ્સનો સંપુર્ણ અથવા સોલ નવકારનો સંપૂર્ણ કરવો એ વડેરે અથવા પોતે પારીને નમોઽર્હત્ કહી લઘુશાંતિ કહેવી.

૩૯ પછી પ્રગટ લોગસ્સ કહેવો.

૪૦ ઇરિયાવહી તસ્સઉત્તરી કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પ્રગટ લોગસ્સ કહેવો.

૪૧ પછી ચઉક્કસાય નમુથ્થુણં કહી જાવંતિ એકહીઉવસગ્ગહરં જય વીયરાય કહી મુહપત્તિ પડિલેહવી ઈચ્છામિ૦ ઇચ્છાકા૦ સામાયિક પારું યથાશક્તિ કહી ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ સામાયિક પાર્યું તહત્તિ કહી. (માઈઅ વયજુત્તો કહેવો.

૪૨ પછી જમણોહાથ ઊપધી ઉપર થાપી એક નવકાર ગણીને સા-

૪૩ પછી થાપેલી થાપના હોય તો એક નવકાર ગણી ઉઠવું.

# ૯૬ अथ राइप्रातिक्रमणाविधि.

૧ પ્રથમ પુર્વ રીતે સામાયક લઇ કુસુમિણ દુસુમિણનો કાઉસ્સગ્ગ ૪ લોગસ્સનો અથવા ૧૬ નવકારનો કરી પ્રગટ લોગસ્સ કહેવો.

૨ પછી ખમાસમણ દેઇ જગચિંતામણીનું ચૈત્યવંદન જયવિયરાય સુધી કહેવું. (ત્યે વાંદવા.

૩ ચાર ખમાસણાં દેઇ ભગવાન આચાર્ય ઉપાધ્યાય સર્વ સાધુ પ્ર-

૪ ખમાસમણ બે દઇ સઝાયનો આદેશમાગી એક નવકાર ગણીને ભરહેસરની સઝાય કહીને નવકાર એક ગણવો.

૫ પછી ઇચ્છકાર સુહરાઇ પાઠ કહેવો.

૬ પછી ઈચ્છાકા૦ રાઇ પ્રતિક્રમણે ઠાઉ કહીને જમણો હાથ ઉપધી ઉપર થાપીને ઈચ્છં સવ્વસવિ રાઇય દુચિંતીય કહેવું.

૭ પછી નમુથ્થુણં કરેમિભંતે કહી ઈચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં તસ્સ

ઉત્તરી કહી એક લોગ્ગરસને અથવા ચાર નવકારને કાઉસ્સગ્ગ પારી પ્રગટ લોગસ્સ કહેવો.

૮ સવ્વલોએ અરિહંત કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ પુખ્ખરવરદી૦ સુઅસ્સ૦ વંદણ કહી અતિચારની આઠ ગાથાનો અથવા આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરી પારવો.

૯ પછી સિદ્ધાણું બુદ્ધાણું કહીને ત્રીજા આવશ્યકની મુહપત્તી પડિલેહી વાંદણા બે દેવાં.

૧૦ પછી અબ્ભુટ્ઠિઓ ખામિ વાંદણાં બે દે ત્યાં સુધી દેવસિની રીતે પણ જે ઠેકાણે દેવસિયં આવે છે, તે ઠેકાણે રાઈયં કહેવું.

૧૧ પછી આયરિય ઊવઝાએ કરેમિભંતે ઇચ્છામિઠામિ કાઉસ્સગ્ગ તસ્સ ઉતરી કહી તપચિંતામણિ અથવા ચાર લોગસ્સનો અથવા સોળનવકારનો કાઉસ્સગ્ગ કરવો..

૧૨ તે પારીને પ્રગટ લોગસ્સ કહી છઠ્ઠા આવશ્યકની મુહપત્તી પડિલેહિને વાંદણાં બે દેવાં.

૧૩ પછી તીર્થવંદન કરીને યથાશક્તિયેં પચ્ચખ્ખાણ કરવું.

૧૪ ઇચ્છાકારેણ સંદીસહ ભગવાન સામાયિક ચઉવ્વિસથ્થો વંદણ પડિક્કમણું કાગસ્સગ્ગ પચ્ચખ્ખાણ કર્યુંછેજી એ છ આવશ્યક સંભારવાં.

૧૫ પચ્ચખ્ખાણ કર્યું હોય તો કર્યું છેજી કહેવું ને ધાર્યું હોય તો ધાર્યું છેજી કહેવું.

૧૬ ઇચ્છામો અણુસટ્ઠિંનમો ખમાસમણાણું નમોઽર્હત્૦ કહીને પછી વિશાલલોચન કહેવું.

૧૭ નમુથ્થુણં કહી અરિહંત ચેઇયાણું કહીને એક નવકારનો કાઉસ્સગ્ગ પારી નમોઽર્હત૦ કહી કલ્લાણકંદંની પ્રથમ થોય કહેવી.

૧૮ પછી લોગસ્સ પુખ્ખરવરદિ, સિદ્ધાણં બુદ્ધાણં કહી અનુક્રમે ચાર થોયો કહીયેં છૈયેં ત્યાં સુધી સર્વ કહેવું. (એ વાંદવા.
૧૯ પછી નમુથ્થુણં કહી ભગવાન આદિ ચારને ચાર ખમાસમણાં
૨૦ પછી જમણો હાથ ઊપધી ઉપર થાપી અઢ્ઢાઇજ્જેસુ કહેવું.
૨૧ પછી સીમંધર સ્વામીનું ચૈત્યવંદન સ્તવન જયવીયરાય કાઉસ્સગ્ગ થોય પર્યંત કરવું.
૨૨ પછી ખમાસમણ પૂર્વક શ્રી સિદ્ધાચલનું ચૈત્યવંદન સ્તવન જયવીયરાય કાઉસ્સગ્ગ થોય કહીયે ત્યાં સુધી કરવું.
૨૩ પછી સામાયિક પારવાની વિધિની રીતે સામાયક પારી લેવું.

# ૫૭ अथ पडिलेहण करवानो विधि.

૧ પુર્વ રીતે ઇરિયાવહિ પડિક્કમી જાવત લોગસ્સ સુધી કહેવું.
૨ ઉભે પગે બેસી મુહપતિ કટાસણું ચવલો વસ્ત્ર કંદોરો આદે પડિલેહવાં. (વહિ પડિક્કમવા.
૩ પછી કાજો કાહાડી પોતે થાપનાની સામો ઉભો રહી ઇરિયા-
૪ પછી કાજો પરઠવવા જગ્યા સોધિ અણુજાણહજસ્સગ્ગો કહી કાજો પરઠવવો.
૫ પછી વાર ૩ વોસિરે વોસિરે કહેવું.

# ૫૮ अथ देववांदवानो विधि.

૧ પ્રથમ ઇરિયાવહિ પડિક્કમી જાવત્ પ્રગટ લોગસ્સ સુધી કહેવુ.
૨ ઉત્રાસણ નાંખી ચૈત્યવંદન કહી જયવીઅરાય આડધા કહેવા.
૩ બીજુ ચૈત્યવંદન કરી જાવત ચાર થોયો કહી નમુથ્થુણં એવુ કહી બીજી ચાર થોયો કહેવી.

૪ પછી નમુથ્થુણું કહી જાવંતિ સ્તવન કહી અડધા જયવીયરાય આભવમખંડા સુધી કહેવા.

૫ પછી ચૈત્યવંદન કહીને નમુથ્થુણું કહી આખા જયવીયરાય કહેવા.

૬ સવારે દેવ વાંદવા તેમાં મન્હજિણાણુંની સઝાય કહેવી ને બપોરે તથા સાંજે દેવ વાંદે તેહમાં સઝાય ન કહેવી.

# ५९ अथ सकलार्हत्.

**સકલાર્હત્પ્રતિષ્ઠાન**—સમસ્ત પૂજાનું સ્થાન એવા (૧)
**મધિષ્ઠાનંશિવશ્રિયઃ**—મોક્ષ રૂપી લક્ષ્મીનું સ્થાનક એવા. (૨)
**ભૂર્ભુવઃસ્વસ્ત્રયીશાન**—મનુષ્યલોક પાતાલ અને સ્વર્ગ એ ત્રણના સ્વામી એવા (૩) (રીએ છીએ. ॥૧॥ (૪)
**માર્હત્યંપ્રણિદધ્મહે॥૧॥**—અરિહંતના સમુહનું અમે ધ્યાન ધ-
**નામાકૃતિદ્રવ્યભાવૈઃ**—નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ એ ચાર નિક્ષેપે કરી. (૧)
**પુનતસ્ત્રિજગજ્જનં**—ત્રણ જગતના જનોને પવિત્ર કરનાર. (૩)
**ક્ષેત્રેકાલેચસર્વસ્મિ**—સર્વ ક્ષેત્ર અને સમસ્ત કાલને વિષે એવા(૨)
**ર્હતઃ સમુપાસ્મહે ॥૨॥**—અરિહંત ભગવાનને અમે સેવીએ છીએ. ॥૨॥ (૪)
**આદિમં પૃથિવીનાથ**—પ્રથમ પૃથ્વીના નાથ. (૧)
**માદિમં નિઃપરિગ્રહં**—પ્રથમ પરિગ્રહરહિત થયા એવા એટલે પ્રથમ સાધુ (૨)
**આદિમં તીર્થનાથંચ**—વળી પ્રથમ તીર્થના સ્વામિ એવા. (૩)
**ઋષભ સ્વામિનં સ્તુમઃ ॥૩॥**—રીખવદેવ સ્વામીની અમે સ્તુતિ કરીએ છીએ. ॥૩॥ (૪)

**અર્હંત મજિતં વિશ્વ, કમલાકર ભાસ્કરં,**—જગતરૂપી કમલાકર જે સરોવર તેને પ્રકાશ કરવામાં સૂર્ય સમાન એવા અરિહંતભગવાન શ્રી અજીતનાથને. (૧)

**અમ્લાન કેવલાદર્શી, સંક્રાંતજગતંસ્તુવે ॥૪॥**—નિર્મલ એવા કેવલજ્ઞાનરૂપી આરિસાને વિષે સંક્રમણ કર્યું છે સર્વ જગતને જેને એવા શ્રી અજીતનાથને હુ સ્તવુંછું. ॥૪॥ (૨)

**વિશ્વભવ્ય જનારામ, કુલ્યા તુલ્યા જયંતુ તાઃ**—જગતમાં રહેલા જે ભવ્યરૂપી જીવો તે રૂપી જે ઉદ્યાન તેને સિંચવાને પાણીની નીક સમાન એવી તે વાણીઓ જયવંતી વર્તો. (૩)

**દેશના સમયે વાચઃ**—ઉપદેશ સમયની વાણીઓ. (૨)

**શ્રીસંભવ જગત્પતેઃ ॥૫॥**—શ્રીસંભવનાથ જે જગતના ધણી છે તેમની. ॥૫॥ (૧)

**અનેકાંત મતાંભોધિ**—સ્યાદ્વાદમત રૂપી જે સમુદ્ર તેને. (૧)

**સમુલ્લાસન ચંદ્રમાઃ**—ઉલ્લાસ કરવાને ચંદ્રમા સમાન. (૨)

**દદ્યાદ મંદ માનંદં**—અતિ હર્ષને આપો. (૪)

**ભગવાનભિનંદનઃ ॥૬॥**—ભગવાન અભિનંદન સ્વામિ. ॥૬॥ (૨)

**ધુસતિકિરીડશાણાગ્રે,**—ઝળહળતા મુકુટના મણિના ખુણાના કરતાં (૧)

**ત્તેજિતાંઘ્રિનખાવલિઃ**—અતિશય તેજવંત છે જેના ચરણુના નખનીહાર એવા (૨)

**ભગવાન્સુમતિસ્વામિ**—ભગવાન સુમતિનાથ સ્વામી. (૩)

**તનો ત્વભિમતાનિ વઃ॥૭॥**—તમારા વાંછિત પ્રત્યે વિસ્તારો॥૭॥(૪)

**પદ્મપ્રભ પ્રભો ર્દેહ**—પદ્મપ્રભુ સ્વામિના શરીરની (૧)

**ભાસઃ પુષ્ણંતુ વઃ શ્રિયં**—કાંતિઓ તમારી કલ્યાણ રૂપી લક્ષ્મીની પુષ્ટિ કરો. (૪)

(વાને વિશે. (૨)

**અંતરંગારિમથને**—મોહાદિક જે અંતરંગ શત્રુ તેનો નાશ કર-

**કોપાટોપાદિવારૂણાઃ॥૮॥**—ક્રોધના પ્રબલ પણાથી જાણે રાતી થઇ હોય ના ! એવી ॥૮॥ (૩)

**શ્રીસુપાર્શ્વજિનેંદ્રાય**—શ્રી સુપાર્શ્વનાથ નામા જે જીનેંદ્ર તેમને. (૨)

**મહેંદ્રમહિતાંઘ્રયે**—મહોટા જે ચોસઠ ઇંદ્રો તેઓ વડે કરી પૂ-જીત ચરણ કમલ છે જેના એવા. (૧)

**નમશ્ચતુર્વર્ણસંઘ**—નમસ્કાર થાઓ વળી તે સાધુ, સાધવી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચાર પ્રકારનો સંઘ તે રૂપી (૩)

**ગગનાભોગભાસ્વતે॥૯॥**—આકાશનો વિસ્તાર તેને વિશે સૂર્ય સમાન છે. ॥૯॥ (૪)

**ચંદ્રપ્રભપ્રભોશ્ચંદ્ર**—ચંદ્ર પ્રભુ સ્વામિની ચંદ્રના (૧) [એવી. (૨)

**મરીચિનિચયોજ્જવલા**—કીરણોનો સમુહ તેથી પણ ઉજ્વલ

**મૂર્તિર્મૂર્તસિતધ્યાન**—મૂર્ત્તિ તે કેવી કે જાણે મૂર્તિમંત શુકલ ધ્યાનનીજ (૩) (લ્યાણને અર્થે થાઓ. ॥૧૦॥ (૪)

**નિર્મિતેવ શ્રિયે સ્તુવઃ॥૧૦॥**—બની હોય એવી મુરતી તમારા ક-

**કરામલકવદ્વિશ્વં**—હાથમાં રહેલા નિર્મલ પાણીની માફક વિશ્વને(૧)

**કલયન્કેવલશ્રિયા**—કેવલજ્ઞાન રૂપી લક્ષ્મીએ કરી જાણનારએવા(૨)

**અચિંત્યમાહાત્મ્યનિધિઃ**—વળી નહિં ચિંતવવા યોગ્ય એવું જે મહોટાપણું તેનો સમુદ્ર એવા. (૩) .

**સુવિધિર્બોધયે સ્તુવઃ॥૧૧॥**—સુવિધિનાથ સ્વામી તમોને બોધી બીજના અર્થે થાઓ. ॥૧૧॥ (૪)

**સત્વાનાં પરમાનંદ**—પ્રાણીઓને અત્યંત આનંદ તેહનો. (૧)

**કંદોદ્ભેદ નવાંબુદઃ**—જે અંકુર તેને પ્રગટ કરવામાં મેઘ સ-માન એવા. (૨) (ઝારનાર એવા. (૩)

**સ્યાદ્વાદામૃત નિસ્યંદી**—અનેકાંત ગતરૂપી જે અમૃત તેના

**શીતલ: પાતુ વો જિન: ॥૧૨॥**—શ્રી શીતલનાથ સ્વામિ જે જીન છે તે તમોને રક્ષણ કરો. ॥૧૨॥ (૪)
**ભવ રોગાર્ત્ત જંતૂના**—સંસારરૂપ રોગવડે પીડાયેલા પ્રાણીઓને (૧)
**અગદંકાર દર્શન:**—વૈદ્ય સમાન છે દર્શન જેનું એવા વળી. (૨)
**નિ:શ્રેયસ શ્રી રમણ:**—મોક્ષરૂપી લક્ષ્મી તેના સ્વામિ એવા. (૩)
**શ્રેયાંસ: શ્રેયસેઽસ્તુ વ: ॥૧૩॥**—શ્રી શ્રેયાંસનાથ તમારા કલ્યાણને અર્થે થાઓ. ॥૧૩॥ (૪)
**વિશ્વોપકારકી ભૂત**—વિશ્વને ઉપકારભુત એવું. (૧)
**તીર્થકૃત્કર્મ નિર્મિતિ:**—તીર્થંકર નામ કર્મની નિષ્પત્તિ થઇ છે જેને એવા. (૨)
**સુરાસુરનરૈ: પૂજ્યો**—વળી વૈમાનિક દેવતા તથા ભુવનપત્યાદિક દેવતા તથા મનુષ્યો તેમણે પૂજવા યોગ્ય એવા. (૩)
**વાસુપૂજ્ય: પુનાતુ વ: ॥૧૪॥**—વાસુપૂજ્ય સ્વામી તમોને પવિત્ર કરો. ॥૧૪॥ (૪)
**વિમલ સ્વામિનો વાચ:**—વિમલનાથ સ્વામીની વાણીઓ. (૧)
**કતક ક્ષોદ સોદરા:**—કતક ફલના ભુકા સરખી. (૨)
**જયંતિ ત્રિજગચ્ચેતો,**—જયવંતી વર્તો. તે ત્રણ જગતના જનોના ચિત્તરૂપી. (૩) (છે. ॥૧૫॥ (૪)
**જલ નૈર્મલ્ય હેતવ: ॥૧૫॥**—પાણીને નિર્મલ કરવાનો હેતુ
**સ્વયંભૂ રમણ સ્પર્દ્ધિ**—સ્વયંભુ સમુદ્ર થકી પણ અધિક. (૧)
**કરૂણારસ વારિણા**—કરૂણા રસરૂપી પાણીવડે સહિત એવા. (૨)
**અનંતજિદ નંતાંવ:**—અનંતનાથ સ્વામિ, તમોને, નથી અંત જેનો એવી. (૩) (આપો. ॥૧૬॥ (૪)
**પ્રયચ્છતુ સુખશ્રિયં ॥૧૬॥**—મોક્ષ સુખ રૂપ લક્ષ્મી તે પ્રત્યે

**કલ્પદ્રુમ સધર્મ્માણ**—કલ્પવૃક્ષ સમાન. (૨)
**મિષ્ટ પ્રાપ્તૌ શરીરિણાં**—મનુષ્યોને વાંછિત ફલની પ્રાપ્તિને વિશે (૧)
**ચતુર્દ્ધા ધર્મ્મ દેષ્ટારં**—તથા ચાર પ્રકારે ધર્મના દેખાડનાર એવા (૩)
**ધર્મ્મનાથ મુપાસ્મહે ॥૧૭॥**—ધર્મનાથની આગે ઉપાસના ક-
રીએ ॥૧૭॥ (૪)
**સુધા સોદર વાગ્જયોત્સ્ના**—અમૃત સરખી વાણીરૂપ ચંદ્રિકા
વડે કરી. (૧) (તોનાં મુખ જેણે એવા. (૨)
**નિર્મ્મલીકૃત દિઙ્મુખ:**—નિર્મલ કર્યાં છે દિશાઓમાં વસતા જ-
**મૃગલક્ષ્મા તમ:શાન્ત્યૈ**—વળી મૃગનું છે લક્ષણ જેણે એવા,
અજ્ઞાનરૂપી અંધકારની શાંતિના હેતુ. (૩)
**શાંતનાથ જિનોઽસ્તુવ: ॥૧૮॥**—શ્રી શાંતિનાથ ભગવાન ત-
મોને થાઓ. ॥૧૮॥ (૪)
**શ્રી કુંથુનાથો ભગવાન્**—શ્રી કુંથુનાથ ભગવાન. (હિત એવા.
**સનાથોઽ તિશયર્દ્ધિભિ:**—ચોત્રીસ અતિશયરૂપ રિદ્ધિએ કરી સ-
**સુરાસુરનૃ નાથાના**—વૈમાનિક અને ભૂવન પત્યાકિક દેવો તથા
મનુષ્યો તેમના નાથ તે ઇંદ્ર ચક્રવર્ત્યાદિક તેઓનો.
**મેકનાથો ઽસ્તુ વ: શ્રિયે ॥૧૯॥**—એક નાથ એવા તમારા ક-
લ્યાણને અર્થે થાઓ. ॥૧૯॥
**અરનાથસ્તુ ભગવાં**—અરનાથ ભગવાન. (૨)
**શ્ચતુર્થાર નભો રવિ:**—ચોથા આરારૂપ આકાશમાં સૂર્ય સમાન (૧)
**ચતુર્થ પુરૂષાર્થશ્રી**—ચોથું પુરૂષાર્થ જે મોક્ષ તે રૂપ લક્ષ્મી તેના(૩
**વિલાસં વિતનોતુવ: ॥૨૦॥**—વિલાસ પ્રત્યે તમોને વિસ્તારો ॥૨૦॥
**સુરાસુર નરાધીશ**—વૈમાનિક અને ભુવન પત્યાદિક દેવો તથા મ-
નુષ્યોના સ્વામિ તે રૂપ. (૧)

**મયૂર નવવારિદં**—મોર તેને ઉલ્લાસ કરવા નવા મેઘ સરખા (૨)

**કર્મ્મદ્રૂન્મૂલને હસ્તિ**—તથા કર્મરૂપ વૃક્ષને ઉખેડી નાંખવામાં હાથીના (૩)

**મલ્લં મલ્લિમભિષ્ટુમઃ ॥૨૧॥**—મલ્લ સરખા એટલે ઐરાવત હાથી સરખા શ્રી મલ્લીનાથ ભગવાનની અમે સ્તુતિ કરીએ છીએ. ॥૨૧॥ (૪)

**જગન્મહામોહનિદ્રા**—જગતના પ્રાણીઓની જે મહા મોહ રૂપ નિદ્રા તેને દુર કરવાને વિશે. (૧)

**પ્રત્યુષસમયોપમં**—પ્રભાત કાલની ઉપમા છે જેને એવા (૨).

**મુનિસુવ્રતનાથસ્ય**—મુનિ સુવ્રત સ્વામિના (૩)

**દેશનાવચનં સ્તુમઃ ॥૨૨॥**—ધર્મોપદેશનાં વચનની અમે સ્તુતિ કરીએ છીએ. ॥૨૨॥ (૪) (એવા વળી (૧)

**લુઠંતોનમતાંમૂર્ધ્નિ**—નમનાર મનુષ્યના મસ્તક વિશે લુંઠાયમાન

**નિર્મલીકારકારણં**—નિર્મલ પાપ રહિતપણાના કારણભૂત એવા(૨)

**વારિપ્લવા ઇવ નમેઃ**–જલ પ્રવાહની પેઠે શ્રી નમિનાથ ભગવાનના(૩)

**પાંતુપાદનખાંશવઃ॥૨૩॥**—ચરણના નખના કિરણો તમારૂ રક્ષણ કરો ॥૨૩॥ (૪) (દ્રમા સમાન. (૧)

**યદુવંશ સમુદ્રેંદુઃ**—જાદવવંશ રૂપ સમુદ્રને ઉલ્લાસ પમાડવાને ચં-

**કર્મ્મ કક્ષ હુતાશનઃ**—વળી કર્મરૂપી જે કક્ષ વનખંડ તેને વિષે અગ્નિ સમાન એવા. (૨)

**અરિષ્ટનેમિર્ભગવાન્**—શ્રી અરિષ્ટ નેમનાથનામા ભગવાન્ (૩)

**ભૂયાદ્વોઽરિષ્ટ નાશનઃ॥૨૪॥**—તમારા ઊપદ્રવ નાશ કરનાર થાઓ. ॥ ૨૪ ॥ (૪)

**કમઠે ધરણીંદ્રે ચ**—કમઠ અને ધરણીંદ્રને વિશે પણ (૨)

**સ્વોચિત કર્મકુર્વ્વતિ**—જે પોતપોતાને યોગ કાર્ય કરેછે. (૧)
**પ્રભુસ્તુલ્યમનોવૃત્તિઃ**—એક સરખી મનની વૃત્તિછે જેની એવા સમર્થ પ્રભુ (૩)
**પાર્શ્વનાથઃશ્રિયેઽસ્તુ વઃ ॥૨૫॥**—પાર્શ્વનાગ સ્વામી તમારા કલ્યાણને અર્થે થાઓ. ॥૨૫॥ (૪) (વાનને. (૧)
**શ્રીમતેવીરનાથાય**—કેવલજ્ઞાન રૂપ લક્ષ્મી યુકત એવા વીર ભગ-
**સનાથાયાદ્‌ભૂતશ્રિયા**—અદ્‌ભૂત લક્ષ્મીયે કરી સહીત એવા (૨)
**મહાનંદ સરોરાજ**—વળી મહાનંદ રૂપ સરોવરને વિષે ક્રીડા કરવાને રાજ. (૩)
**મરાલાયાર્હતેનમઃ ॥૨૬॥**—હંસ સમાન એવા અરિહંત ભગવાન (વીરસ્વામિ)ને નમસ્કાર થાઓ. ॥૨૬॥ (૪)

**કૃતાપરાધેપિ જને**—અપરાધ કરેલા મનુષ્યને વિશે પણ (૧)
**કૃપામંથર તારયોઃ**—અતિ કૃપા દર્શાવનારી આંખની કીકીઓ છે જેની એવાં. (૨) (ણ થાઓ. (૪)
**ઇષદ્બાષ્પાર્દ્રયોર્ભદ્રં**—આંસુથી કાંઇક ભિન્ન થયેલાં (નેત્રો) ને કલ્યા-
**શ્રીવીરજિનનેત્રયોઃ॥૨૭॥**—શ્રી વીર ભગવાનના નેત્રાને ॥૨૭॥(૩)

**જયતિ વિજિતાન્યતેજાઃ**—વિશેષે કરી જીત્યું છે અન્યનું તેજ જેણે એવા જયવંતા વર્તો. (૪)
**સુરાસુરાધીશ સેવિતઃ શ્રીમાન**—સુર અને અસુર તેના સ્વામિ જે ઇંદ્ર તે વડે સેવિત એવા તથા કેવલ જ્ઞાનરૂપ લક્ષ્મી યુક્ત એવા. (૧) (હિત (૨)
**વિમલ સ્ત્રાસ વિરહિત**—નિર્મલ તથા સપ્ત ભયરૂપ ત્રાસ ર-
**સ્ત્રિભુવન ચૂડા મણિર્ભગવાન્ ॥૨૮॥**—ત્રણ ભૂવનને વિષે મુકુટ સમાન એવા ભગવાન ॥૨૮॥ (૩)

**વીરઃ સર્વ્વ સુરા સુરેંદ્ર મહિતો વીરંબુધાઃ સંશ્રિતાઃ**—વીર ભગવાન સુર અને અસુરનાં ઇંદ્રો વડે કરી પૂજીત છે તથા પંડિત લોકો વીરને આશ્રયે રહેલા છે. (૧)

**વીરેણાભિહતઃ સ્વકર્મ નિચયો વીરાય નિત્યં નમઃ**—વીર ભગવાન વડે સ્વકર્મનો સમુહ હણાયો છે તે વીરને હમેશા નમસ્કાર થાઓ. (૨)

**વીરાત્તીર્થ મિદં પ્રવૃત્ત મતુલં વીરસ્ય ઘોરં તપો**—વીર ભગવાનથકી આ અનુપમ તીર્થ પ્રવર્ત્યુ. વીર ભગવાનનો તપ પણ ભયંકર છે. (૩)

**વીરે શ્રી ધૃતિકીર્તિ કાંતિ નિચયઃ શ્રી વીર ભદ્રં દિશ ॥૨૯॥**—વીર ભગવાનને વિષે કેવલ જ્ઞાનરૂપ લક્ષ્મી ધૈર્ય, કીર્તિ તથા કાંતિનો સમુહ છે એવા હે વીર કલ્યાણને દેખાડો ॥૨૯॥ (૪)

**અવનિ તલ ગતાનાં કૃત્રિમા કૃત્રિમાનાં**—પૃથ્વીની સપાટીમાં રહેલા, અશાસ્વતાં અને શાસ્વતા (૧)

**વરભુવન ગતાનાં દિવ્ય વૈમાનિકાનાં**—વૈમાનિક તથા ભૂવનપત્યાદિક દેવતાઓના સુંદર ઘર વિષે રહેલાં એવા (૨)

**ઇહમનુજ કૃતાનાં દેવરાજા ર્ચિતાનાં**—આ લોકમાં મનુષ્ય લોકોએ કરાવેલા એવા અને દેવતાઓ તથા રાજાઓ વડે કરી પૂજીત. (૩)

**જિનવર ભવનાનાં ભાવતોહંનમામિ ॥૩૦॥**—જે જીનેશ્વર ભગવાનના ચૈત્ય તેમને ભાવથકી હું નમસ્કાર કરૂંછું. ॥૩૦॥(૪)

**સર્વેષાં વેધસા માદ્ય**—સર્વ જ્ઞાતા પુરૂષોમાં પ્રથમ (૧)

**માદિમં પરમેષ્ઠિનં**—પ્રથમ પરમેષ્ઠિરૂપ (૨)

**દેવાધિદેવં સર્વજ્ઞં**—દેવના પણ દેવ અને સર્વજ્ઞ. (૩)

**શ્રી વીરં પ્રણિદધ્મહે ॥૩૧॥**—એવા શ્રી વીર ભગવાનનું અમે ધ્યાન ધરીયે ॥૩૧॥ (૪)

**દેવોઽનેક ભવાર્જિતોર્જિત મહાપાપ પ્રદીપાનલો**—અનેક ભવમાં ઉપાર્જિત મહાપાપ તેને બાલવાને અગ્નિસમાન એવા દેવ (૧)

**દેવઃ સિદ્ધિ વધુ વિશાલ હૃદયાઽલંકાર હારોપમઃ**—પ્રકાશ યુકત વળી સિદ્ધિ રૂપી સ્ત્રીના વિશાલ હૃદયને વિશે અલંકાર હારની ઊપમાછે જેને એવા (૨)

**દેવો ષ્ટાદશ દોષ સિંધુરઘટા નિર્ભેદ પંચાનનો**—વળી દેવ તથા અઢાર દોષરૂપ જે ગજ ઘટા તેહને ભેદવાને સિંહ સમાન એવા (૩)

**ભવ્યાનાંવિદધાતુવાંછિતફલં શ્રીવીતરાગોજિનઃ ॥૩૨॥**—શ્રી વીતરાગ પ્રભુ ભવ્ય જીવોને વાંછિત ફલ પ્રત્યે આપો॥૩૨॥(૪)

**ખ્યાતોઽષ્ટાપદપર્વતોગજપદઃસમ્મેતશલાભિધઃ**—પ્રખ્યાત અષ્ટાપદ પર્વત તથા ગજપદ પર્વત તથા સમેત સિખરનામા પર્વત (૧)

**શ્રીમાન્ રૈવતકઃ પ્રસિદ્ધમહિમા શત્રુંજયો મંડપઃ**—લક્ષ્મીવંત એવો ગિરનાર પર્વત તથા પ્રસિદ્ધ છે મહિમા જેનો એવો શત્રુંજય પર્વત (૧)

**વૈભારઃ કનકાચલો ઽર્બુદગિરિઃશ્રીચિત્રકૂટાદય**—વૈભાર પર્વત તથા મેરૂપર્વત તથા આબુપર્વત તથા ચિત્ર કુટાદિક પર્વતો જેછે (૩)

**સ્તત્રશ્રી ઋષભાદયો જિનવરાઃ કુર્વંતુ વો મંગલં ॥૩૩॥**—તેને વિશે રહેલા એવા રૂષભદેવાદિક ચોવીસ જીનવરો તમોને મંગલ પ્રત્યે કરો. ॥૩૩॥ (૪)



# ૬૦ अथ स्नातस्यानी स्तुति.

**સ્નાતસ્યા પ્રતિમસ્યમેરૂ શિખરે શચ્યા વિભોઃ શૈશવે**—નિરૂપમ એવા વીર ભગવાનના બાલકપણાને વિશે ઇંદ્રાણીએમેરૂ શિખરને વિશે નવરાવ્યા એવા.

**રૂપાલોકન વિસ્મયા હૃતરસ ભ્રાંત્યા ભ્રમ ચ્ચક્ષુષા**—રૂપનું જોવું તે થકી ઉત્પન્ન થયેલો જે આશ્ચર્ય તદ્રૂપ અનુભવિત જે રસ તેની ભ્રાંતિએ ભમતીછે આંખ જેની એવી (ઇંદ્રાણીવડે)

**ઉન્મૃષ્ટં નયન પ્રભા ધવલિતં ક્ષીરોદકા શંકયા**—ક્ષીર સાગરના જળની આશંકાએ કરી સાફ કર્યૂં એવું અને નેત્રની કાંતિએ કરી ઉજ્જવલ એવું.

**વક્ત્રં યસ્ય પુનઃપુનઃ સજયતિ શ્રી વર્દ્ધમાનો જિનઃ ॥૧॥** જે પ્રભુનું મુખછે એવા શ્રી વર્ધમાન જીન તે વારંવાર જયવંતા વર્તો. ॥ ૧ ॥

**હંસાસાહુત પદ્મરેણુ કપિશ ક્ષીરાર્ણવાંભો ભૃતૈઃ**—રાજ હંસોની પાંખોથી ઉડેલી કમળની જે રજે કરી રાતું પીળું થયું એવું જે ક્ષીર સમુદ્રનું જળ તે વડે કરી ભરેલા એવા.

**કુંભૈ રપ્સરસાં પયોધર ભર પ્રસ્પર્દ્ધિભિઃ કાંચનૈ**—અપછરાઓના સ્તનના સમુહ સાથે અતિ સ્પર્ધાના કરનાર એવા કંચનના કળસોએ કરીને.

**યેષાં મંદર રત્ન શૈલ શિખરે જન્માભિષેકઃ કૃતઃ**—મેરૂ પર્વતના શિખરના વિષે જે જીનોનો જન્માભિષેક કરેલોછે

**સર્વૈઃ સર્વ સુરા સુરેશ્વર ગણૈ સ્તેષાં નતોઽહં ક્રમાન્॥૨॥** સર્વ સુર અને અસુર તેના સ્વામી જે ઇંદ્ર તેના સમુહે કરી વંદિતછે તે સર્વ જીનોના ચરણ કમળ પ્રત્યે હું નમેલોછું. ॥૨॥

**અર્હદ્વકત્ર પ્રસૂતં ગણધર રચિતં દ્વાદશાગં વિશાલં**—અરિહંતના મુખથી પ્રગટ થયેલું, ગણધરોએ રચેલું. અને મોટું દ્વાદશાંગ રૂપ.

**ચિત્રં બહ્વર્થ યુક્તં, મુનિગણ વૃષભૈ, ર્ધારિતં બુદ્ધિમદ્ભિઃ**—આશ્ચર્યકારી ઘણા અર્થોએ કરી સહિત એવું બુદ્ધિમાન સાધુઓના સમુદાયમાં પણ પ્રધાન મુનિઓએ ધારણ કર્યું એવું.

**મોક્ષાગ્ર દ્વારભૂતં, વ્રતચરણ ફલં, જ્ઞેય ભાવ પ્રદીપં**—મોક્ષ રૂપી જે ઘર તેના આગલા બારણા સમાન, તથા વ્રત અને ચારિત્રનું ફલછે જેમાં એવું જાણવા જોગ ભાવ તેને વિષે દીવા સમાન એવું.

**ભક્ત્યા નિત્યં પ્રપદ્યે શ્રુત મહમખિલં, સર્વ લોકૈકસારમ્ ॥૩॥**—સમગ્ર એવું, સર્વ લોકને વિષે એક સાર ભુત એવું, સિદ્ધાંત તેને ભક્તિએ કરી નીરંતર હું અંગિકાર કરૂંછું. ॥૩॥

**નિષ્પંકવ્યોમનીલ, દ્યુતિ મલ સદૃશં, બાલચંદ્રાભદંષ્ટ્રં**—વાદળે રહીત એવું આકાશ તેની કાંતીના સરખી શામછે કાંતી જેની એવો, તથા મદ ઘુર્ણિતછે નેત્ર જેનાં, તથા બાળચંદ્રમાની કાંતિના સરખા ડાઢયોછે જેની એવો.

**મત્તંઘંટા રવેણ, પ્રસૃત મદજલં, પૂરયંતં સમંતાત્**—મદોન્મત, અને ઘંટાના શબ્દની સાથે પ્રસરતું એવું મદજળ તે પ્રત્યે સર્વ જગાએ પુરાવતો એવો.

**આરૂઢો દિવ્યનાગં, વિચરતિ ગગને, કામદઃ કામરૂપી**—દિવ્ય રૂપ જે હસ્તી તેની ઉપર બેઠેલો, સ્વેચ્છાચારી, મનોરથ દેનારો એવો, અને ગગનને વિશે વિચરેછે એવો.

**યક્ષઃ સર્વાનુ ભૂતિ, ર્દિશતુ મમસદા, સર્વ કાર્યેષુ સિદ્ધિમ્-**

॥૪॥—સર્વાનુભૂતિ નામાયક્ષ, મને નિરંતર સમગ્ર કાર્યોને વિષે સિદ્ધિને આપો. ॥૪॥

# ६१ अथ श्री पाक्षिकादि संक्षेप अतिचार.

॥ નાણંમિ દંસણંમિઅ, ચરણંમિ તવંમિ તહય વિરિયંમિ ॥ આયરણં આયારો, ઇઅ એસોપંચહા ભણિઓ ॥ ૧ ॥ જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, વીર્યાચાર, એ પંચવિધ આચાર-માંહિ અનેરો જેકોઇ અતિચાર પક્ષ દિવસ માંહે સૂક્ષ્મ બાદર, જાણતાં અજાણતાં હુઓ હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥ ૧ ॥

તત્ર જ્ઞાનાચાર આઠ અતિચાર, કાલેવિણએ બહુમાણે, ઉવહાણે તહય નિન્હવણે ॥ વંજણ અથ્થ તદુભએ, અઠ્ઠવિહો નાણમાયારો ॥ ૨ ॥ જ્ઞાન કાલવેલાયેં ભણ્યો ગુણ્યો, વિનયહીન, બહુ માનહીન, યોગ ઉપધાનહીન, અનેરા કન્હેં ભણી, અનેરો ગુરૂ કહ્યો; દેવ ગુરૂ વાંદણે, પડિક્કમણે સજ્ઝાય કરતાં, ભણતાં, ગુણતાં, કુડો અક્ષર, કાન્હા માત્રે, આગલો ઓછો ભણ્યો, સુત્ર અર્થબિહુ કુડાં કહ્યાં ॥ સાધુ તણે ધર્મે કાજો ડાંડો, અણપડિલેહ્યાં, કાજો અણઉધરિઓ, અસજ્જાઇ અણોજ્જામાંહિ દશવૈકાલિક પ્રમુખ સિદ્ધાંત ભણ્યો ગુણ્યો ॥ શ્રાવક તણે ધર્મેં થિવિરાવલિ પડિક્કમણા સૂત્ર, ઉપદેશ માલા પ્રમુખ કાલ વેલા કાજો અણઉદ્ધરિયેં પઢિયો. જ્ઞાનદ્રવ્ય ભક્ષિત ઉપેક્ષિત પ્રજ્ઞાપરાધે વિણાસિયો, વિણસતાં ઉવેખિયો, સાર સંભાલ ન કીધી, તથા જ્ઞાનોપગરણ પાટી, પોથી, ઠવણી, કવલી, નોકારવાલી, સાંપડા, સાંપડી, દસ્તરી, વહી, ઓલીયા પ્રત્યે પગ લાગો, થુંક લાગો, થુંકે કરી અક્ષર માંજ્યો, કન્હેં

છતે આહાર નીહાર કીધો, જ્ઞાનવંત પ્રત્યે દ્વેષ, મત્સર અંતરાય, અવજ્ઞા કીધી ॥ આપણા જાણવા તણો ગર્વ ચિંતવ્યો, જ્ઞાનાચાર વ્રત વિષઇઓ અનેરો જે કો અતિચાર ॥ પક્ષ૦ ॥ ૧ ॥

દંસણા ચાર આઠ અતિચાર ॥ નિસ્સંકિય નિક્કંખિય, નિવ્વિતિગિચ્છા અમુઢ દિટ્ઠિઅ ॥ ઉવવૂહ થિરીકરણે, વચ્છલ પભાવણે અટ્ઠ ॥૩॥ દેવ ગુરૂ ધર્મ તણેવિષે નિસ્સંકપણું ન કીધું, તથા એકાંત નિશ્ચય ન કીધો, ધર્મ સંબંધિયા ફલ તણે વિષે નિસ્સંદેહ બુદ્ધિ ધરી નહીં, સાધુ સાધ્વીનાં મલ મલિન ગાત્ર દેખી દુગંછા કીધી, મિથ્યાત્વી તણી પૂજા પ્રભાવના દેખી મુઢ દ્રષ્ટિપણું કીધું, તથા સંઘમાંહિ ગુણવંત તણી અનુપબૃંહણા કીધી, અસ્થિરી કરણ અવાચ્છલ્ય અપ્રીતિ અભક્તિ કીધી, તથા દેવદ્રવ્ય ગુરૂદ્રવ્ય જ્ઞાનદ્રવ્ય સાધારણ દ્રવ્ય ભક્ષિત ઊપેક્ષિત પ્રજ્ઞાપરાધે વિણાસ્યો, વિણસતો ઉવેખ્યો, છતી શક્તિ સાર સંભાલ ન કીધી, તથા સાધર્મીકશું કલહ કર્મબંધ કીધો, અધોતી અષ્ટપટ મુખકોશ પાખેં દેવપુજા કીધી, વાસકુંપી ધુપધાણું કલસ તણો ઠબકો લાગો, દેહેરા પોસાલમાંહિ ગલશ્લેષ્મ મુક્યાં, હાસ્ય કેલિ કુતુહલ કીધાં, જિનભુવને ચોરાશી આશાતના ગુરૂ ગુરૂણી પ્રત્યે તેત્રીશ આશાતના, કીધી હોય ઠવણુહારી હાથ થકી પાડી પડિલેહવું વિસાર્યું, ગુરૂવચન તહત્તિ કરી પડિવજ્યું નહીં, દંસણાચાર વ્રત વિષઇયો અનેરો જે કોઈ અતિચાર ॥ પક્ષ૦ ॥ ૨ ॥

ચારિત્રાચાર આઠ અતિચાર ॥ પણિહાણ જોગજુત્તો, પંચહિંસમિઇહિંતિહિં ગુત્તીહિં ॥ એસ ચરિત્તાયારો, અટ્ઠવિહો હોઇ નાયવ્વો ॥ ૪ ॥ ઇર્યા સુમતિ, ભાષાસુમતિ, એષણાસુમતિ, આદાનભંડ નિખ્ખેવણાસુમતિ, પારિઠ્ઠાવણિકાસુમતિ, મનોગુપ્તી. વચનગુપ્તી, કાયગુપ્તી, એ અષ્ટ પ્રવચન માતા સાધુ તણે ધર્મે સદૈવ શ્રાવક તણે ધર્મે સામાયિક

પોસહ લીધે, રૂડી પેરે ચિંતવ્યું નહીં, ખંડણ વિરાધના કીધી, ચારિત્રાચાર વ્રતવિષઇઓ અનેરો જે કોઈ અતિચાર પક્ષ ॥ ૩ ॥

વિશેષતઃ શ્રાવકતણે ધર્મે સમ્યકત્વ મુલ બારવ્રત, સમ્યકત્વ તણા પાંચ અતિચાર ॥ શંકા કંખા વિગિચ્છા ॥ શંકા શ્રી અરિહંત તણાં બલ, અતિશય, જ્ઞાનલક્ષ્મી, ગાંભીર્યાદિક ગુણ, શાશ્વતી પ્રતીમા, ચારિત્રીયાનાં ચારિત્ર, જીન વચનતણો સંદેહ કીધો ॥આકાંક્ષા ॥ બ્રહ્મા, વિષ્ણું, મહેશ્વર, ક્ષેત્રપાલ, ગોગો, આસપાલ. પાદરદેવતા, ગોત્રદેવતા, દેવ દેહરાનો પ્રભાવ દેખી રોગ આવે ઇહલોક પરલોકાર્થે પુજ્યા, માન્યા. બૌધ, સાંખ્ય, સન્યાસી, ભરડા, ભગત, લિંગીયા, યોગી, દરવેશ, અનેરાઇ દર્શનીયાનું કષ્ટ મંત્ર ચમત્કાર દેખી, પરમાર્થ જાણ્યાવિણ ભુલાવ્યા, મોહ્યા, કુશાસ્ત્ર શીખ્યાં, સાંભળ્યાં, શ્રાદ્ધ, સંવત્સરી, હોલી, બળેવ, માહીપૂનમ, અજાપડવો, પ્રેતબીજ, ગૌરીત્રીજ, વિણાયક ચોથ, નાગપંચમી, ઝિલણા છઠ્ઠી, શીયલસપ્તમી, ધ્રુવઅષ્ટમી, નૌલીનવમી, અહવાદશમી, વ્રતઇગ્યારસી, વત્સબારસી ધનતેરસી, અનંતચૌદશી, અમાવાસ્યા, આદિત્યવાર, ઉત્તરાયન, નૈવેદ્ય કીધા, યાગ, ભોગ, માન્યા, પીંપલે પાણી રેડ્યાં, રેડાવ્યાં, ઘરબાહિર કુવે. તલાવે, નદી, દ્રહ, કુંડ, વાવ, સમુદ્રે, પુણ્યહેતુ સ્નાન કીધાં ॥ વિતિગીચ્છા ॥ ધર્મ સંબંધીયા ફલ તણો સંદેહ કીધો, જીન અરિહંત ધર્મના આગર, વિશ્વોપગારસાગર મોક્ષમાર્ગના દાતાર, ઇશ્યા ગુણભણી, પૂજ્યા નહિ, ઇહલોક પરલોક સંબંધીયા ભોગવંછિત પૂજા કીધી, રોગ આતંકે કષ્ટ આવે ક્ષીણ વચન ભોગ માન્યા, મહાત્માના ભાત, પાણી મલ શોભા તણી નિંદા કીધી, પ્રીતિ માંડી, તેહની દાક્ષિણ્ય લગે તેહનો ધર્મ માન્યો, શ્રી સમ્યકત્વ વ્રત વિષઇઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ. ॥૪॥

॥ પહેલે થુલ પ્રાણાતિપાત વિરમણવ્રતે પાંચ અતિચાર ॥ વહ બંધ છવિચ્છેએ ॥ દ્વિપદ ચતુષ્પદ પ્રત્યે રીશવશેં ગાઢો ઘાવ ઘાલ્યો, ગાઢ બંધણ બાંધ્યુ, ઘણે ભારે પીડયો, નિલ્લંછણ કર્મ કીધું, ચારા પાણી તણી વેલાયે સાર સંભાળ ન કીધી, લેણે દેણે કુણહને ઓઢયું, લંઘાવ્યું, તેણે ભુખ્યે આપણ જીમ્યા, સલ્યાં ધાન્ય રૂડી પેરે જોયાં નહીં, પાણી ગલતાં ઢોળ્યું, જીવાણી શુકવ્યું, ગલતાં ઝાળક નાંખી, ગલણું રૂડું ન કીધું, ઇંધણ છાણાં અણશોધ્યાં બાલ્યાં, તે માંહી સાપ, ખજુરા, વિંછી, સરવલા, માંકડ, જુવા. ગીંગોડા, સાહતાં મુઆ, દુહવ્યા રૂડે થાનકે ન મકયા, કીડી, મંકોડી ઉદ્દેહી, ઘીમેલ, કાતરા, ચૂડેલ, પતંગીયા, ડેડકાં, અલસીયાં, ઇયલપ્રમુખ જે કોઇ જીવ, વિણઠા વિણસતાં ઊવેખ્યાં ચાંપ્યા, દુહવ્યા. હલાવતાં ચલાવતાં પાણી છાંટતાં, અનેરાઇ કામકાજ કરતાં નિદ્ધંસપણું કીધું, જીવરક્ષા રૂડી ન કીધી ॥ પહેલે થુલ પ્રાણાતિપાત વિરમણ વ્રત વિષઇઓ અનેરો જે કોઇ અતિચાર ॥પક્ષ૦॥૫॥

॥ બીજે થુલ મૃષાવાદ વિરમણવ્રતે પાંચ અતિચાર ॥ સહસ્સા રહસ્સદારે ॥ સહસાત્કારે ॥ કુણહપ્રત્યે અયુક્ત આલ દીધું, સ્વદારા મંત્રભેદ કીધો, અનેરાઇ કુણહનો મંત્ર આલોચ મર્મ પ્રકાસ્યો, કુણહને અપાય પાડવા કુડી બુદ્ધિ ધરી, કુડો લેખ લખ્યો, જુઠી સાખ ભરી, થાપણ મોસો કીધો, કન્યા, ઢોર, ભૂમિ સંબંધિ યા લહેણે દેહેણે વાદવઢવાડ કરતાં મોટકું જુઠું બોલ્યા ॥ બીજે થુલ મૃષાવાદવ્રત વિષઇયો અનેરો૦ ॥૬॥

ત્રીજે થુલ અદત્તાદાન વિરમણ વ્રતે પાંચ અતિચાર ॥ તેના હડપયોગે ॥ ઘર બાહિર ખેત્ર, ખલે પરાયુ અણ મોકલ્યું લીધું, વાવર્યું, ચોરાઇ વસ્તુ લીધી, ચોર પ્રત્યે સંબલ દીધું, વિરૂદ્ધ રાજ્યાદિ

કર્મ કીધું, કુડાં માન, માપાં કીધાં, માતા, પિતા, પુત્ર, મિત્ર, કલત્ર, વંચી કુણહને દીધું, જુદી ગાંઠ કીધી, નવી જુની સરસ નીરસ વસ્તુ તણા ભેલસેલ કીધા ॥ ત્રીજે અદત્તાદાન વ્રતવિષઇઓ અનેરો૦ ॥ ૭ ॥

ચોથે સ્વદારાસંતોષ પરસ્ત્રી વિરમણવ્રતે પાંચ અતિચાર ॥ અપરિગ્ગહિયા ઇત્તર ॥ અપરગ્રહીતા ગમન કીધું, અનંગ ક્રીડા કીધી, વિવાહ કારણ કીધું, કામભોગ તણે વિષે અતિ અભિલાષ કીધો, દ્રષ્ટિ વીપર્યાસ કીધો, આઠમ, ચઉદશીતણા નિયમ લેઈ ભાગ્યા, અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અનાચાર, સુહણે સ્વપ્નાંતરે હુઆ, ચોથે મૈથુન વિરમણ વ્રત વિષઇઓ અનેરો૦ ॥૮॥

॥ પાંચમે થુલ પરિગ્રહ પરિમાણવ્રતે પાંચ અતિચાર ॥ ધણ ધન્ન ખિત્ત વથ્થુ ॥ ધન ધન્નનું પરિમાણ ઉપરું રખાવ્યું, સોનું રૂપું નવવિધ પરિગ્રહ પ્રમાણ લીધું નહીં, પઢવું વિસારયું ॥ પાંચમે પરિગ્રહ પરિમાણ વ્રત વિષઇઓ અનેરો૦ ॥૯॥

છઠ્ઠે દિગ્પરિમાણવ્રતે પાંચ અતિચાર ॥ ગમણસ્સય પરિમાણે, ॥ ઉર્દ્ધદિશે, અહોદિશે, તિર્યગ્દિશે જાવા આવવા તણા નિયમ લેઇ ભાંગ્યા, એક દિશિ સંક્ષેપી બીજી દિશિ વધારી, વિસ્મૃત લગે અધિક ભૂમિ ગયાઁ, પાઠવણી આઘી મોકલી, વહાણ વ્યવસાય કીધો; વર્ષાકાલે ગામંતરૂં કીધું ॥છઠ્ઠે દિગ્વિરમણવ્રત વિષઇઓ અનેરો. ૧૦

સાતમે ભોગોપભોગવ્રતે પાંચ અતિચાર ॥ સચિત્તે પડિબદ્ધે ॥ સચિત્ત આહારે, સચિત્ત પ્રતિબદ્ધ આહારે, અપ્પોલસહિ ભખ્ખણયા, દુપ્પોલસહિ ભખ્ખણયા, તુચ્છોસહિ ભખ્ખણયા, સચિત્ત ભખ્ખણયા, અપકવ આહારે, દુપકવ આહારે, તુચ્છઔષધી, કુંલી આંબલી, ઓલા, ઊંબી, પહુંક, પાપડીતણાં ભક્ષણ કીધાં, અ-

નંત કાય, અથાણાં તણાં ભક્ષણ કીધાં, તથા રિંગણ, વિંગણ, પીલુ, પીચુ, પંપોટા, મહુડાં, વડબોર, પ્રમુખ બહુ બીજ તણાં ભક્ષણ કીધાં ॥ ગાથા ॥ સચિત્ત દવ્વવિગઇ, વાણહ તંબોલ વથ્થ કુસુમેસુ ॥ વાહણ સયણ વિલેવણ, બંભદિસી નાણભત્તેસુ ॥૧॥ એ ચઉદ નિયમ દિન પ્રત્યે લીધાં નહીં, લેઈ સંક્ષેપ્યા નહીં, સચિત્ત દ્રવ્ય, વિગય, ખાસડા, વાહન, તંબોલ, ફોફલ, બેસણ, સયન, પાણી અંઘોલણ, ફલ, ફુલ, ભોજન, આચ્છાદને જે કોઈ નિયમ લેઇ ભાંગ્યા, બાવીશ અભક્ષ્ય, બત્રીશ અનંત કાય માંહિં આદું, મુલા, ગાજર, પિંડ, પિંડાલુ, કચુરો, સૂરણ, ખિલોડાં, મોરડાં, સેલરાં, કુણી આંબલી, વાઘરડાં, ગરમર, નીલીગલો, વાલ્હોલ ખાધી, વાશી કઠોલ, પોલી, રોટલી, ત્રણ દિવસના ઓદન, મધુ, મહુડાં, વિશ, હેગ, કરહા, ઘોલવડાં, અજાણ્યાં ફલ, ટીંબરૂં, ગુંદાં, બોર, અથાણું કાચું મીઠું, તિલ, ખસખસ, કોઠિંબડાં, ખાંધાં, લગભગ વેલાયે વાળું કીધાં, દિન ઉગ્યા વિણ શીરાવ્યા, જે કોઇ અનેરો અતિચાર હુઓ હોય ॥ તથા કર્મતઃ ॥ ઈંગાલકમ્મે, વન્નકમે સાડીકમ્મે, ભાડીકમ્મે, ફોડીકમ્મે, એ પાંચ કર્મ ॥ દંત વાણિજ્ય, લખ્ખ વાણિજ્ય, રસ વાણિજ્ય, વિષ વાણિજ્ય, કેશવાણિજ્ય, એ પાંચ વાણિજ્ય ॥ જંત પિલ્લણ કમ્મે, નીલ્લંછણ કમ્મે, દવગ્ગિ દાવણયા, સરદહ તલાવ સોસણયા, અસઇ પોસણયા ॥ એ પાંચ સામાન્ય, એ પન્નર કર્મા દાન માંહીં કીધાં, કરાવ્યાં, અનુમોધાં અનેરાંઇ કાંઈ સાવદ્ય કર્મ સમાચરયાં હોય ॥ સાતમે ભોગોપભોગ વ્રત વિષઇયો અનેરો.॥૧૧॥

આઠમે અનર્થ દંડ વિરમણવ્રતે પાંચ અતિચાર ॥ કંદપ્પે કુક્કુઇએ ॥ અનર્થદંડ જે કહિયે, કામ કાજ પાખે મુધા પાપ લાગ્યાં સુખ, હાસ્ય, ખેલ, કુતુહલ, અંગ કુચેષ્ટા કીધી, નિરર્થક લોકને કર્ક-

ણુ, ગાડાં, વાહી, ગામાંતરે કમાવાની બુદ્ધિ દીધી, કણ વસ્તુ ઢેરા લેવરાવ્યાં, અનેરાઈ પાપોપદેશ દીધા, કોશ, કુહાડા, રથ, ઊખલ, મુશલ, ઘર ઘાંટ પ્રમુખ સજ્જ કરી મેહેલ્યાં, માગ્યાં, આપ્યાં, અંઘાલે, નાહણે, પગ ધોયણે, ખાલે પાણી ઢોળ્યાં, અથવા ઝીલણાં ઝીલ્યાં, જુગટું રમ્યા, નાટક પેખણાં જોયાં, પુરૂષ સ્ત્રીના રૂપ શૃંગાર વખાણ્યા, રાજ કથા, દેશ કથા, ભક્ત કથા, સ્ત્રી કથા, પરાઈતાંત કીધી, કર્કશ વચન બોલ્યા, સંભેડા લગાડયા, શરભ, કૂકડા, પ્રમુખ ઝુરતાં જોયા, કલહ કરતાં જોયા, લોક તણી ઊપાર્જના કીધી, સુખ કિર્તી દેશ લઈ ચિંતવી, લૂણ, પાણી, માટી, કણ, કપાસિયા, કાજ વિણ ચાંપ્યાં, તે ઉપરે બેઠા, આલે વનસ્પતિ ચુંટી, અંગીઠા કાષ્ટ વણિજ કીધા, છાશ, પાણી, ઘી, તેલ, ગોલ, આમ્લ વેતસ, બેરંજાતણાં ભોજન ઉઘાડાં મેહેલ્યાં, તે માંહે કીડી, મંકોડી, કંથુઆ, ઉદ્દેહી, ધીમેલ, ગિરોલી, પ્રમુખ જે કોઇ જીવ વિણઠા, શુડા, સાલહી, ક્રીડાહેતુ પાંજરે ઘાલ્યા, અનેરાઇ જીવને રાગ દ્વેષ લગેં એકને ઋદ્ધિ પરિવાર વંછી, એકને મૃત્યુ હાણી વંછી ॥ આઠમે અનર્થ દંડવ્રત વિષયિઓ અનેરો૦ ॥ ૧૨ ॥

॥ નવમે સામાયિકવ્રતેં પાંચ અતિચાર ॥ તિવિહે દુપ્પણિ હાણે ॥ સામાયિક માંહી મન આહટ્ટ દોહટ્ટ ચિંતવ્યું, વચન સાવદ્ય બોલ્યું, શરીર અણુપડિ લેહ્યું હલાવ્યું, છતી શકિતયેં સામાયિક લીધું નહીં, ઉઘાડે મુખેં બોલ્યા, સામાયક માંહિ ઊંઘ આવી, વીજ દીવા તણી ઉજેહી લાગી, વિકથા કીધી, કણ, કપાશિયા, માટી, પાણી તણા સંઘટ્ટ હુઆ, મુહપત્તી, સંઘટ્ટી, સામાયિક અણપુગે પારયું, પારવું વિસારયું ॥ નવમે સામાયિકવ્રત વિષયિઓ અનેરો.॥૧૩॥

॥ દશમે દેશાવગાશિક વ્રતેં પાંચ અતિચાર ॥ આણવણે પેસ

વણે ॥ આણવણપ્પયોગે, પેસવણપ્પયોગે, સદ્દાણુવાઈ, રૂવાણુવાઈ, બહિયાપુગ્ગલપખ્ખેવે ॥ નિમી ભુમિકા માંહીથી બાહિર અણાવ્યું, આપણ કન્હેથી બાહિર મોકલ્યું, શબ્દ સંભળાવી રૂપ દેખાડી કાંકરો નાંખી આપણપણું છતું જણાવ્યું, પુદ્ગલ તણો પ્રક્ષેપ કીધો ॥ દશમે દેશાવગાશિક વ્રત વિષઇઓ અનેરો૦ ॥૧૪॥

॥ અગ્યારમે પોષધોપવાસવ્રતે પાંચ અતિચાર ॥ સંથારૂચ્ચાર વિહિ ॥ પોસહ લીધે સંથારાતણી ભુમિ બાહિરલાં થંડિલાં સંદિસે રૂડાં શોધ્યાં નહીં પડિલેહ્યાં નહીં, થંડિલ વાવરતાં માતરૂં પરઠવત ચિંતવણી ન કીધી, "આણુજાણહ જસ્સગ્ગો" ન કહ્યો, પરઠવ્યાં પુંઠે વાર ત્રણ વોસિરે વોસિરે ન કહ્યો, દેહરા પોસાલ માંહે પેસતાં નિસરતાં નિસ્સહિ આવસ્સહિ કહેવો વિસારી, પુઢવી, અપ્પ, તેઉ, વાઉ, વનસ્પતિ, ત્રસકાયતણા સંઘટ્ટ પરિતાપ ઉપદ્રવ કીધા, સંથારા પોરિસી તણો વિધિ ભણવો વિસાર્યો, અવિધિએ સંથાસ્યા, પારણાદિક તણી ચિંતા નિપજાવી, કાલવેલાયેં દેવ ન વાંધા, પોસહ અસુરો લીધો, સવેરો પાર્યો, પર્વતિથેં પોસહ લીધો નહીં ॥ અગ્યારમે પોષધોપવાસ વ્રત વિષઇઓ અનેરો૦ ॥૧૫॥

બારમે અતિથિ સંવિભાગવ્રતે પાંચ અતિચાર ॥ સચિત્તે નિખ્ખિવણે ॥ સચિત્ત વસ્તુ હેઠાં, ઊપર છતાં અસૂજતું દાન દીધું, વહોરવા વેલાયે ટલી રહ્યો, મત્સર લગેં દાન દીધું, દેવાતણી બુધ્ધેં પરાઇ વસ્તુ ધણીને અણકહે દીધી, અથવા આપણી કરી દીધી, અણદેવાતણી બુધ્ધેં સૂઝતું ફેડી અસૂઝતું કીધું, ગુણવંત આવે ભક્તિ ન સાચવી, અનેરાઈ ધર્મ ક્ષેત્ર સીદાતાં છતી શકતેં ઊદ્ધસ્યાં નહીં, દિન ખીન પ્રત્યેં અનુકંપા દાન દીધું નહીં, દેતાં વાસ્યું ॥ બારમે અતિથિ સંવિભાગવ્રત વિષઇઓ અનેરો૦ ॥૧૬॥

સંલેષણા તણા પાંચ અતિચાર ॥ ઇહલોએ પરલોએ ॥ ઇહ-

લોગા સંસપ્પઓગે, પરલોગા સંસપ્પઓગે, જીવિયા સંસપ્પઓગે, મરણા સંસપ્પઓગે ॥ ઇહલોકે ધર્મતણા પ્રભાવલગેં રાજઋદ્ધિ ભોગ વંછયા, પરલોકેં, દેવ, દેવેંદ્ર, ચક્રવર્તીતણી પદવી વાંછી, સુખ આવે જીવવાતણી વાંછા કીધી, દુઃખ આવે મરવા તણી વાંછા કીધી, કામ ભોગતણી વાંછા કીધી ॥ સંલેષણાવ્રત વિષઇયો અનેરો૦ ॥ ૧૭ ॥

॥ તપાચાર બાર ભેદ ॥ છ બાહ્ય, છ અભ્યંતર ॥ અણસણમુણો યરિયા ॥ અણસણભણી ઉપવાસાદિક પર્વ તિથિ તપ ન કીધું, ઊણોદરી બે ચાર કવલઊણા ન ઊઠયા, દ્રવ્ય ભણી સર્વ વસ્તુતણો સંક્ષેપ ન કીધો, રસ ત્યાગ ન દીધો, કાય કલેશ લોચાદિક કષ્ટ કર્યાં નહીં, સંલીણતાં અંગોપાંગ સંકોચી રાખ્યાં નહીં, પચ્ચખ્ખાણ ભાંગ્યાં, પાટલો ડગતો ફેડયો નહીં, ગંઠસહી પચ્ચખ્ખાણ ભાંગ્યું, ઉપવાસ, આંબીલ, નીવિ કીધો મુખે સચિત્ત પાણી ઘાલ્યું, વમન હુઓ ॥ બાહ્યતપવ્રત વિષઇયો અનેરો૦ ॥૧૮॥

॥ અભ્યંતર તપ ॥ પાયચ્છિત્તં વિણઓ ॥ સુધુ પ્રાયશ્ચિત્ત પડિવજ્યું નહીં, આલોયણ તણી સુધી ટીપ કીધી નહીં, સૂધો તપ પહોંચાડયો નહીં, સાતે ભેદેં વિનય ન કીધો, દશ ભેદે વૈયાવચ્ચ ન કીધો, પંચવિધ સઝ્ઝાય ન કીધો, કષાય વોસરાવ્યો નહીં, દુઃખક્ષય કર્મક્ષય નિમિત્ત કાઉસ્સગ્ગ ન કીધો. શુકલધ્યાન, ધર્મધ્યાન ધ્યાયાં નહીં, આર્તરૌદ્ર ધ્યાન ધ્યાયાં ॥ અભ્યંતર તપવ્રત વિષઇયો અનેરો૦ ॥ ૧૯ ॥

વીર્યાચાર ત્રણ અતિચાર ॥ અણિગુહિય બલ વરિયો ॥ મનોવીર્ય ધર્મધ્યાન તણે વિષે ઉદ્યમ ન કીધો, પડિક્કમણે દેવપૂજા ધર્માનુષ્ઠાન દાન સીલ તપ ભાવના છતી શક્તિયેં ગોપવી, આલ-

સેં ઉદ્યમ ન કીધો, ઓછાં પડિક્કમણું કીધું, રૂડાં ખમાસમણ ન દીધાં ॥ વીર્યાચાર તપ વિષઇયો અનેરો૦ ॥૨૦॥

પડિસિદ્ધાણું કરણે૦ ॥ પ્રતિષેધ, અભક્ષ્ય, અનંતકાય, માહા પરિગ્રહ, જે કોઇ પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, પૈશુન, રતિ અરતિ, પરપરિવાદ, માયા મૃષાવાદ, મિથ્યાત્વશલ્ય, એ અઢાર પાપસ્થાનક માંહે કીધાં, કરાવ્યાં, અનુમોદ્યાં હુએ તે સવિ હું મન વચન કાયાયેં કરી મિચ્છામિ દુક્કડં ॥ ૨૧ ॥

એવંકારે સાધુ શ્રાવક તણે ધર્મે સમ્યક્ત્વ મુલ બાર વ્રત એકશો ચોવીશ અતિચાર પક્ષ દિવસ માંહે સૂક્ષ્મ, બાદર, જાણતાં, અજાણતાં હુવો હુઇ તે સવિ હું મન વચન કાયાયેં કરી મિચ્છામિ દુક્કડં. ॥૨૨॥

ઇતિ પાક્ષિકાદિ સંક્ષેપ અતિચાર સંપૂર્ણ.

# ૬૨ अथ श्रीपाक्षिकादि विस्तार अतिचार.

॥ નાણંમિ દંસણંમિઅ, ચરણંમિ તવંમિ તહય વીરિયંમિ ॥ આયરણં આયારો, ઈય એસો પંચહા ભણિઓ ॥૧॥ જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, વીર્યાચાર ॥ એ પંચવિધ આચારમાંહિ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવશમાંહિ સૂક્ષ્મ બાદર જાણતાં અજાણતાં હુઓ હોય, તે સવિ હું મને, વચનેં, કાયાએં કરી તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥૧॥

તત્ર જ્ઞાનાચારના આઠ અતિચાર, કાલેવિણએ બહુ માણે, ઉવહાણે તહય નિન્હવણે ॥ વંજણ અથ્થ તદુભએ, અઠ્ઠવિહો નાણમાયારો ॥૧॥ં જ્ઞાન કાલ વેલાયેં ભણ્યો ગુણ્યો નહીં. અકાલેં ભણ્યો. વિનયહીન, બહુ માનહીન, યોગ ઉપધાનહીન, અનેરા કન્હેં ભણી, અનેરો ગુરૂ કહ્યો. દેવ ગુરૂ વાંદણે, પડિક્કમણે, સઝ્ઝાય કરતાં, ભણતાં ગુણતાં, કૂડો, અક્ષર કાને માત્રાયેં અધિકો ઓછો ભણ્યો. સૂત્ર કુડુ કહ્યું, અર્થ કૂડો કહ્યો. તદુભય કૂડાં કહ્યાં. ભણિને વિસાર્યા. સાધુતણે ધર્મ કાજે કાજો અણઉધરિઓ. ડાંડો, અણપડિલેહ્યો, વસતિઅણ શોધી. અસજ્ઝાય અણોઝાય. માંહે શ્રી દશવૈકાલિક પ્રમુખ સિદ્ધાંત ભણ્યો ગુણ્યો. શ્રાવક તણે ધર્મે થિવિરાવલિ, પડિક્કમણા, ઉપદેશમાલા પ્રમુખ સિદ્ધાંત ભણ્યો ગુણ્યો. કાલ વેલાકાજો અણઉદ્ધરિયેં પઢિયો. જ્ઞાનોપગરણ, પાટી, પોથી, ઠવણી, કવલી, નોકારવાલી, સાંપડા, સાંપડી, દસ્તરી, વહી, ઓલીઆ પ્રમુખ પ્રત્યેં પગ લાગ્યો. થુંક લાગ્યું, થુંકે કરી અક્ષર માંજ્યો, ઓશીસેં ધર્યો. કને છતાં આહાર નિહાર કીધો. જ્ઞાનદ્રવ્ય ભક્ષતાં ઉપેક્ષા કીધી, પ્રજ્ઞાપરાધેં વિણસતો વિનાશ્યો. વિણસતો ઉવેખ્યો,

છતી શક્તિએં સાર સંભાલ ન કીધી. જ્ઞાનવંત પ્રત્યે દ્વેષ, મત્સર, ચિંતવ્યો, અવજ્ઞા આશાતના કીધી. કોઇ પ્રત્યેં ભણતાં ગણતાં અંતરાય કીધો. આપણા જાણપણા તણો ગર્વ ચિંતવ્યો. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, કેવલજ્ઞાન, એ પંચવિધજ્ઞાન તણી અસદ્દહણા કીધી. કોઇ તોતડો બોબડો હસ્યો. વિતર્ક્યો. અન્યથા પ્રરૂપણા કીધી ॥ જ્ઞાનાચાર વ્રત વિષઇઓ અનેરો જે કોઇ અતિચાર ॥ પક્ષ દિવસ૦ ॥૧॥

દર્શનાચારના આઠ અતિચાર ॥ નિસ્સંકિય નિક્કંખિય, નિવ્વિ-તિગિચ્છા અમૂઢ દિટ્ઠિઅ ॥ ઊવવૂહ થિરી કરણે, વચ્છલ પભાવણે અટ્ઠ ॥૧॥ દેવ ગુરૂ ધર્મ તણે વિષે નિઃશંકપણું ન કીધું, તથા એ-કાંત નિશ્ચય ન કીધો. ધર્મ સબંધિયા ફલ તણે વિષે નિઃસંદેહ બુદ્ધિ ધરી નહીં સાધુ સાધવીનાં મલ મલિન ગાત્ર દેખી દુગંછા નિપજાવી. કુચારિત્રીયા દેખી ચારિત્રીયા ઉપર અભાવ હુઓ. મિ-થ્યાત્વી તણી પૂજા પ્રભાવના દેખી મુઢ દ્રષ્ટિ પણું કીધું, તથા સં-ઘ માંહે ગુણવંત તણી અનુપબૃંહણા કીધી, અસ્થિરી કરણ અવા-ત્સલ્ય અપ્રીતિ અભક્તિ નિપજાવી. અબહુમાન કીધું. તથા દેવદ્રવ્ય, ગુરૂદ્રવ્ય જ્ઞાનદ્રવ્ય સાધારણ દ્રવ્ય ભક્ષિત ઊપેક્ષિત પ્રજ્ઞાપરાધે વિણા-શ્યો, વિણસતો ઉવેખ્યો, છતી શક્તિએં સાર સંભાલ ન કીધી, તથા સાધર્મીક સાથે કલહ કર્મબંધ કીધો, અધોતી, અષ્ટપડ, મુખકોશ, પાખેં દેવપુજા કીધી, બિંબ પ્રત્યેં વાસકુંપી, ધુપધાણું, કલશ તણો ઠબકો લાગ્યો, બિંબ હાથ થકી પાડયો. ઉસાસ નિઃસાસ લા-ગ્યો. દેહેરે, ઊપાસરે, મલશ્લેષ્મ લોહ્યું. દેહરામાંહે હાસ્ય, ખેલ, કે-લિ, કુતુહલ, આહાર નિહાર કીધાં. પાન સોપારી નિવેદિઆં ખાધાં. ઠવણુહારી હાથથકી પાડી, પડિલેહવું વિસારયું. જિનભુવનેં ચોરાશી

આશાતના ગુરૂ ગુરૂણી પ્રત્યે તેત્રીશઆશાતના કીધી હોય. ગુરૂ વ-ચન તહત્તિ કરી પડિવજ્યું નહીં ॥ દર્શનાચાર વ્રત વિષઇયો અનેરો જે કોઇ આતચાર પક્ષ દિવસ૦ ॥ ૨ ॥

ચારિત્રાચારે આઠ અતિચાર ॥ પણિહાણ જોગજુત્તો, પંચ-હિં સમિઇહિં તિહિં ગુત્તીહિં ॥ એસ ચરિત્તાયારો, અટ્ઠવિહો હોઇ નાયવ્વો ॥૧॥ ઇર્યા સમિતિ તે અણજોએ હિંડયા. ભાષા સમિતિ તે સાવદ્ય વચન બોલ્યા. એષણા સમિતિ તે ત્રણ ડગલાં અન્ન પાણી અસૂજતું લીધું આદાનભંડમત્ત નિખ્ખેવણા સમિતિ તે આસન, શયન, ઉપકરણ માતરૂં પ્રમુખ અણપૂંજી જીવાકુલ ભૂમિકાયેં મુકયું લીધું. પારિઠ્ઠાપનિકા સમિતિ તે મલ મૂત્ર શ્લેષ્માદિક અણપૂંજી જીવાકુલ ભુમિકાએં પરઠવ્યું. મનોગુપ્તિ, મનમાં આર્ત્ત રૌદ્રધ્યાન ધ્યાયા. વચનગુપ્તિ, સાવદ્ય વચન બોલ્યા. કાયગુપ્તિ, શરિર અણપડિ લેહ્યું હલાવ્યું. અણપૂંજે બેઠા. એ અષ્ટ પ્રવચન માતા સદૈવ સાધુ તણે ધર્મે અને શ્રાવક તણે ધર્મે, સામાયિક પોસહ લીધે, રૂડીપેરેં પાળ્યાં નહીં. ખંડણા વિરાધના હુઇ, ચારિત્રાચાર વ્રત વિષઇયો અનેરો જે કોઈ અતિચાર પક્ષ દિવસમાંહિ સૂક્ષ્મ બાદર જાણતાં અજાણતાં હુઓ હોય, તે સવિ હું મનેં વચને, કાયાએં કરી તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૩ ॥

વિશેષત: શ્રાવકતણે ધર્મે શ્રી સમ્યકત્વ મુલ બાર વ્રત, સમ્ય-કત્વ તણા પાંચ અતિચાર ॥ શંકા કંખા વિગિચ્છા ॥ શંકા શ્રી અરિહંત તણાં બલ, અતિશય, જ્ઞાનલક્ષ્મી, ગાંભીર્યાદિક ગુણ, શા-શ્વતી પ્રતીમા, ચારિત્રીયાનાં ચારિત્ર, શ્રી જીન વચનતણો સંદેહ કી-ધો, આકાંક્ષા બ્રહ્મા, વિષ્ણું, મહેશ્વર, ક્ષેત્રપાલ, ગોગો, આસપાલ, પાદરદેવતા, ગોત્રદેવતા, ગ્રહપૂજા, વિનાયક, હનુમંત, સુગ્રીવ, વાલી,

નાહ, ઈત્યેવમાદિક દેશ, નગર; ગામ, ગોત્ર, જુજુઆ, દેવ દેહરાંના પ્રભાવ દેખી રોગ આતંક કષ્ટ આવે ઈહલોક પરલોકાર્થે પૂજ્યા, માન્યા, સિદ્ધ વિનાયક જીરાઊલાને માન્યું. ઇચ્છ્યું. બૌધ, સાંખ્યાદિક સંન્યાસી, ભરડા, ભગત, લિંગીયા, જોગીયા, જોગી, દરવેશ, અનેરા દર્શનીયાતણો કષ્ટ, મંત્ર, ચમત્કાર દેખી પરમાર્થ જાણ્યા વિના ભુલાવ્યા. મોહિયા કુશાસ્ત્ર શીખ્યાં, સાંભળ્યાં, શ્રાદ્ધ, સંવત્સરી, હોલી, બલેવ, માહીપૂનમ, અજાપડવો, પ્રેતબીજ, ગૌરીત્રીજ, વિનાયકચોથ, નાગપંચમી, ઝિલ્લણાછઠ્ઠી, શીલસાતમી, ધ્રુવઅષ્ટમી, નૌલીનોમી, અહવાદશમી, વ્રતઅગ્યારસી, વત્સબારસી, ધનતેરસી, અનંતચૌદસી, અમાવાસ્યા, આદિત્યવાર, ઉત્તરાયન, નૈવેદ્ય કીધાં. નવોદક, યાગ, ભોગ, ઉતારણાં કીધાં. કરાવ્યાં, અનુમોધાં, પીંપલે પાણી ઘાલ્યાં, ઘલાવ્યાં, ઘરબાહિર, ખેત્ર, ખલે, કૂવે, તલાવે નદીયે, દ્રહે, વાવિયે, સમુદ્રે, કુંડે, પુણ્યહેતુ સ્નાન કીધાં. કરાવ્યા. અનુમોઘાં, દાન દીધાં. ગ્રહણ, શનિશ્વર, માહા માસે નવરાત્રી નાહ્યાં. અજાણના થાપ્યાં, અનેરાઇ વ્રત વ્રતોલાં કીધાં કરાવ્યાં ॥ વિતીગિચ્છા ધર્મ સંબંધીયા ફલ તણે વિષે સંદેહ કીધો, જિન અરિહંત ધર્મના આગર, વિશ્વોપકાર સાગર, મોક્ષમાર્ગના દાતાર, ઇસ્યા ગુણ ભણી ન માન્યા, ન પૂજ્યા, મહાસતી, માહાત્માની ઇહલોક પરલોક સંબંધીયા ભોગ વાંછિત પૂજા કીધી, રોગ, આતંક કષ્ટ આવે ખીણ વચન ભોગ માન્યા, માહાત્માના ભાત, પાણી મલ શોભા તણી નિંદા કીધી, કુચારિત્રિયા દેખી, ચારિત્રિયા ઉપર કુભાવ હુઓ. મિથ્યાત્વી તણી પૂજા પ્રભાવના દેખી, પ્રશંસા કીધી. પ્રીતિ માંડી, દાક્ષિણ્ય લગે તેહનો ધર્મ માન્યો કીધો, શ્રી સમ્યકત્વ વ્રત વિષઇયો અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસ માંહિ૦ ॥ ૪ ॥

પહેલે સ્થુલ પ્રાણાતિપાત વિરમણવ્રતેં પાંચ અતિચાર ॥ વહ બંધ છવિચ્છેએ ॥ દ્વિપદ ચતુષ્પદ પ્રત્યેં રીશવશેં ગાઢો ઘાવ ઘાલ્યો, ગાઢ બંધને બાંધ્યા, અધિક ભાર ઘાલ્યો. નિર્લાછંન કર્મ કીધા ચારા પાણીતણી વેલાયેં સાર સંભાળ ન કીધી, લેણે દેણે કિણહિં પ્રત્યે લંઘાવ્યો. તેણે ભુખ્યેં આપણ જમ્યા. કને રહી મરાવ્યો. બંધીખાને ઘલાવ્યો. સળ્યાં ધાન્ય તાવડે નાંખ્યા દલાવ્યાં, ભરડાવ્યાં, સોધી ન વાવર્યાં. ઇંધણ, છાણાં, અણશોધ્યાં બાલ્યાં તે માંહી સાપ, ખજુરા, વિછી સરવલા, માંકડ, જુવા, ગિંઘોડાં સાહતાં મૂઆં, દુહવ્યા. રૂડે સ્થાનકે ન મુકયા. કીડી મંકોડીનાં ઇંડાં વિછોહ્યાં. લીખ ફોડી. ઉદ્દેહી, કીડી મંકોડી, ધીમેલ, કાતરા, ચુડેલ, પતંગીયા, ડેડકાં, અલરીયા, ઇયલ, કુતા, ડાંસ મસા, બગતરા. માંખી, તીડ, પ્રમુખ જે જીવ, વિણઠા. માળા હલાવતાં ચલાવતાં પંખી ચકલાં કાગ તણાં ઇંડાં ફોડ્યાં અનેરા એકેંદ્રિયાદિક જીવ વીણસ્યા, ચાંપ્યા, દુહવ્યા, કાંઇ હલાવતાં ચલાવતાં, પાણી છાંટતાં, અનેરા કાંઇ કામકાજ કરતાં, નિધ્ધંસપણું કીધું, જીવરક્ષા રૂડી ન કીધી સંખારો સુકાવ્યો, રૂડું ગલણુ ન કીધું, અળગણુ પાણી વાવર્યું. અણગળપાણીએ ઝીલ્યાં લુગડાં ધોયાં, ખાટલા તાવડે નાખ્યાં ઝાટકયા. જીવાકુલ ભુમિ લીંપી વાશીગાર રાખી. દલણેં ખાંડણેં લીંપણેં રૂડી જયણા ન કીધી. આઠમ ચઉદશના નિયમ ભાગ્યા. ધુંણી કરાવી ॥ પહેલે સ્થુલ પ્રાણાતિપાત વિરમણ વ્રત વિષઇઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસ માંહિ૦ ॥૫॥

॥ બીજે સ્થુલ મૃષાવાદ વિરમણવ્રતેં પાંચ અતિચાર ॥ સહસ્સા રહસ્સ દાર ॥ સહસાત્કારેં કુણહિપ્રત્યેં અધિકું આલ અભ્યાખ્યાન દીધું, સ્વદારા મંત્રભેદ કીધો, અનેરા કુણેહિનો મંત્ર, આલોચ મર્મ

પ્રકાસ્યો, કુણહીને અનર્થ પાડવા કુડી બુદ્ધિ દીધી. કુડો લેખ લખ્યો, કુડી સાખ ભરી, થાપણ મોસો કીધો, કન્યા, ગૌ, ઢોર, ભુમિ સંબંધિ લહેણે દેણે વ્યવસાયે વાદવઢવાડ કરતાં મોટકું જુઠુ બોલ્યા. હાથ પગ તણી ગાળ દીધી. કડકડા મોડ્યા. મર્મ વચન બોલ્યા ॥ બીજે સ્થુલ મૃષાવાદ વિરમણવ્રત વિષઇયો અનેરો જે કોઇ અતિચાર પક્ષ૦ ॥ ૬ ॥

ત્રીજે સ્થુલ અદત્તાદાન વિરમણ વ્રતે પાંચ અતિચાર ॥ તેના હડપ્પયોગે ॥ ઘર બાહિર ખેત્રે. ખલે પરાઈ વસ્તુ અણ મોકલી લીધી. વાવરી. ચોરાઇ વસ્તુ વોહોરી ચોર ધાડ પ્રત્યે સંકેત કીધો, તેહને સંબલ દીધું, તેહની વસ્તુ લીધો, વિરૂદ્ધ રાજ્યાતિક્રમ કીધાં, નવા પુરાણા સરસ વીરસ સજીવ નિર્જીવ વસ્તુના ભેલ સંભેલ કીધા કુડે કાટલે તોલે માને માપે વહોરયાં દાણચોરી કીધી. કુણહિને લેખે વરાંસ્યો. સાટે લાંચ લીધી, કુડો કરહો કાઢયો, વિશ્વાસઘાત કીધો પરવંચના કીધી. માતા, પીતા, પુત્ર, મિત્ર, કલત્ર, વંચી કુણહને દીધું. જુદી ગાંઠ કીધી, થાપણ ઓળવી. કુણહિને લેખે પલેખે ભુલવ્યું, પડી વસ્તુ ઓળવી લીધા ॥ ત્રીજે સ્થુલ અદાત્તાદાન વિરમણવ્રત વિષઇઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવશ૦ ॥૭॥

ચોથે સ્વદારા સંતોષ પરસ્ત્રી ગમન વિરમણવ્રતે પાંચ અતિચાર ॥ અપરિગ્ગહિયા ઇત્તર ॥ અપરિગ્રહીતા ગમન, ઈત્વર અપરિગ્રહીતા ગમન કીધું ॥ વિધવા, વેશ્યા, પરસ્ત્રી, કુલાંગના, સ્વદારાશોક તણે વિષે દ્રષ્ટિ વિપર્યાસ કીધો. સરાગ વચન બોલ્યાં, આઠમ, ચઉદશ, અનેરાઈ પર્વ તિથે નિયમ લેઇ ભાગ્યાં. ઘર ઘરેણાં કીધાં. કરાવ્યાં, વર વહુ વખાણયાં. કુવિકલ્પ ચિંતવ્યોં. અનંગ ક્રીડા કીધી. સ્ત્રીનાં અંગોપાંગ નિરખ્યાં. પરાયા વિવાહ જોડયા. ઢિં-

મલા દિગલી પરણાવ્યાં. કામ ભોગ તણે વિષે તીવ્ર અભિલાખ કીધો. અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અનાચાર, સુહણે સ્વપ્નાંતરે હુઆ. કુસ્વપ્ન લાધ્યાં. નટ, વિટ, સ્ત્રીશું હાંસું કીધું ॥ ચોથા વ્રત વિષઇયો અનેરો જે કોઇ અતિચાર પક્ષ૦ ॥ ૮ ॥

પાંચમે સ્થુલ પરિગ્રહ પરિમાણ વ્રતે પાંચ અતિચાર ॥ ધણ ધન્ન ખિત્તવત્થુ ॥ ધન્ય ધાન્ય ખેત્ર, વાસ્તુ, રૂપ્પ, સુવર્ણ કુપ્પ, દ્વિપદ, ચતુષ્પદ, એ નવનિધ પરિગ્રહ તણા નિયમ ઉપરાંત વૃદ્ધિ દેખી મુર્ચ્છા લગે સંક્ષેપ ન કીધો. માતા, પિતા, પુત્ર, સ્ત્રી તણે લેખે કીધો, પરિગ્રહ પરમાણ લીધું નહીં, લેઇને પાઢઊં નહીં. પઢવું વિસાર્યું. અલીધું મેલ્યું. નિયમ વિસાર્યા ॥ પાંચમે પરિગ્રહ પરિમાણવ્રત વિષઇઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસ૦॥ ૯ ॥

છઠે દિગપરિમાણવ્રતે પાંચ અતિચાર ॥ ગમણસ્સય પરિમાણે ॥ ઊર્ધ્વદિશિ. અધોદિશિ, તિર્યગ્દિશિ જાવા આવવાતણા નિયમ લેઇ ભાંગ્યા. અનાભોગ વિસ્મૃત લગે અધિક ભૂમિ ગયા, પાઠવણી આઘી પાછી મોકલી. વહાણ વ્યવસાય કીધો, વર્ષાકાલે ગામતરૂ કીધું. ભૂમિકા એક ગમા સંખેપી, બીજીગમા વધારી ॥ છઠે દિગ્પરિમાણ વ્રત વિષઇઓ અનેરો જે કોઈ અતિચાર પક્ષ૦ ॥ ૧૦ ॥

॥ સાતમે ભોગોપભોગ વિરમણવ્રતે ભોજનઆશ્રી પાંચ અતિચાર મને કર્મ હુતી પંદર અતિચાર એવં વીશ અતિચાર ॥ સચ્ચિત્તે પડિબધ્ધે ॥ સચિત્ત નિયમ લીધે, અધિક સચિત્ત લીધું ॥ અપકવાહાર, દુપકવાહાર, તુચ્છોષધિ તણું ભક્ષણ કીધું. ઓલા, ઉંબી, પોંક, પાપડી કીધાં. સચ્ચિત દવ્વ વિગઇ, વાણહ તંબોલ વત્થ કુસુમેસુ ॥ વાહણ સયણ વિલેવણ, બંભદિસિ નાણ ભત્તેસુ ॥ ૧ ॥ એ ચઉદ નિયમ દિન પ્રત્યે લીધા નહીં. લેઇને ભાંગ્યા.

બાવીશ અભક્ષ્ય, બત્રીશ અનંતકાય માંહિ આદું, મુળા, ગાજર, પિંડ, પિંડાળું, કચુંગે, સુરણ, કુલિ આંબલી, ગલો, વાધરડાં ખાધાં. વાશી કઠોળ, પોળી રોટલી, ત્રણ દિવસનું દહીં લીધું. મધુ, મહુડાં, માંખણ, માટી, વેંગણ, પીલુ, પીચુ, પંપોટા, વિષ, હિમ, કરા, ઘોલવડાં, અજાણ્યાં ફળ, ટિંબરૂ ગુંદાં, બોર, અથાણું. આગણ બોર, કાચું મીઠું, તિલ, ખસખસ, કોઠિંબડાં ખાધાં. રાત્રિભોજન કીધાં. લગભગ વેળાયે વાળું કીધું. દિવસ વિણઊગે શીરાવ્યા. તથા કર્મતઃ પન્નર કર્માદાન ॥ ઇંગાલકમ્મે, વણકમ્મે, સાડિકમ્મે, ભાડિકમ્મે, ફોડીકમ્મે, એ પાંચ કર્મ ॥ દંતવાણિજ્જે લખ્ખવાણિજ્જે, રસવાણિજ્જે, કેશવાણિજ્જે, વિસવાણિજ્જે, એ પાંચ વાણિજ્ય, જંતપિલ્લણકમ્મે, નિલ્લંછણકમ્મે, દવગ્ગિદાણયા, સરદહ તલાય સોસણયા, અસઇ પોસણયા, એ પાંચ સામાન્ય. એ પાંચ કર્મ, પાંચ વાણિજ્ય, પાંચ સામાન્ય, એવં પન્નર કર્માદાન બહુ સાવદ્ય, મહારંભ, રાંગણ લીહાલા કરાવ્યા. ઇંટ, નિભાડા પચાવ્યા, ધાણી, ચણા, પકવાન્ન કરી વેચ્યા. વાશી માખણ તપાવ્યાં, તિલ વોહોરયા. ફાગણ માસ ઉપરાંત રાખ્યા, દલીદો કીધો, અંગીઠા કરાવ્યા. શ્વાન, બિલાડા, શુડા, સાલહિ, પોશ્યા. અનેરા જે કાંઈ બહુ સાવદ્ય ખરકર્માદિક સમાચર્યા. વાશી ગાર રાખી. લીંપણે, ધુપણે, મહારંભ કીધો. અણશોધ્યા ચુલા સંધુકયા. ઘી, તેલ, ગોળ, છાશ, તણાં ભાજન ઉઘાડાં મુકયાં. તે માંહિ માખી, કુંતિ, ઉંદર, ધીરોલી પડી. કોઇ ચડી, તેની જયણા ન કીધી ॥ સાતમે ભોગોપભોગ વિરમણવ્રત વિષઇઓ અનેરો જે કોઈ અતિચાર પક્ષ દિવસ માંહિ૦ ॥ ૧૧ ॥

॥ આઠમે અનર્થદંડ વિરમણવ્રતેં પાંચ અતિચાર ॥ કંદપ્પે કુક્કુઇએ ॥ કંદર્પ લગેં વિટચેષ્ટા, હાસ્ય, ખેલ, કુતુહળ કીધાં, પુરુષ

સ્ત્રીના હાવભાવ, રૂપ, શૃંગાર. વિષયરસ વખાણ્યા. રાજકથા, ભક્તકથા, દેશકથા, સ્ત્રીકથા કીધી. પરાઈ તાંત કીધી. તથા પિશુનપણું કીધું. આર્ત્ત રૌદ્રધ્યાન ધ્યાયાં. ખાંડાં, કટાર, કોશ, કુહાડા, રથ, ઊખલ, મુશલ, અગ્નિ, ઘંટી, નિશાહ, દાતરડાં, પ્રમુખ અધિકરણ મેલી દાક્ષિણ્ય લગે માગ્યાં આપ્યાં. પાપોપદેશ દીધો. અષ્ટમી ચતુર્દશીએ ખાંડવા દળવા તણા નિયમ ભાંગ્યા મુરખપણા લગે અસંબંધ વાક્ય બોલ્યા. પ્રમાદાચરણ સેવ્યાં. અંઘોલે. નાહણે, દાતણે, પગ ધોઅણે, ખેલપાણિ તેલ છાંટયાં. ઝીલણે ઝીલ્યા. જુવટે રમ્યા. હિંચોલે હિંચ્યા. નાટક પ્રેક્ષણક જોયાં. કણકુવસ્તુ ઢોર લેવરાવ્યાં. કર્કશ વચન બોલ્યા. આક્રોશ કીધા. અબોલા લીધા. કરડકા મોડયા. મચ્છર ધરયો. સંભેડા લગાડયા. સરાપ દીધા. ભેંસા, શાંઢ, હુંડુ, કુકડા, શ્વાનાદિક ઝુંઝારયા ઝુઝતાં જોયાં, ખાંધિ લગે અદેખાઇ ચિંતવી, માટી, મીઠું, કણ, કપાશીયા કાજવિણ ચાંપ્યા, તે ઊપર બેઠા. આલી વનસ્પતિ ખુંદિ, સુઇ, શસ્ત્રાદિક નિપજાવ્યાં, ઘણી નિંદ્રા કીધી, રાગદ્વેષ લગે એકને ઋદ્ધિ પરિવાર વાંછી, એકને મૃત્યુ હાની વાંછી ॥ આઠમે અનર્થ દંડ વિરમણવ્રત વિષઇઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસમાં૦ ॥ ૧૨ ॥

નવમે સામાયિકવ્રતે પાંચ અતિચાર ॥ તિવિહે દુપ્પણિહાણે ॥ સામાયિક લીધે મન આહટ્ટ, દોહટ્ટ, ચિંતવ્યું. સાવધ વચન બોલ્યા. શરીર અણપડિલેહ્યું, હલાવ્યું. છતી વેળાએ સામાયિક ન લીધું, સામાયિક લેઇ ઊઘાડે મુખે બોલ્યા. ઊંઘ આવી, વાતવિકથા ઘરતણી ચિંતા કીધી, વીજ દીવા તણી ઉજ્જેહિ હુઇ, કણ કપાસીયા. માટી, મીઠું, ખડી ધાવડી અરણેટા પાષાણપ્રમુખ ચાંપ્યાં. પાણી, નીલ, ફુલ, સેવાલ, હરીયકાય, બીયકાય, ઇત્યાદિક આભડ્યાં. સ્ત્રી

તિર્યંચ તણા નિરંતર પરસ્પર સંગટ્ટ હુઆ. મુહપત્તિઓ સંઘટ્ટિ, સામાયિક અણ પુગ્યું પાર્યું. પાળવું વિસાર્યું ॥ નવમે સામાયિક-વ્રત વિષયિઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસ૦ ॥ ૧૩ ॥

દશમે દેશાવગાશિકવ્રતે પાંચ અતિચાર ॥ આણવણે પેસવણે ॥ આણુવણપ્પઓગે, પેસવણપ્પઓગે, સદ્દાણુવાઇ. રૂવાણુવાઇ, બહિયા પુગ્ગલ પખ્ખેવે ॥ નિયમિત ભુમિકા માંહિ બાહેરથી કાંઇ આણાવ્યું. આપણ કન્હે થકી બાહેર કાંઇ મોકલ્યું. અથવા રૂપ દેખાડી, કાંકરો નાંખી, સાદ કરી આપ પણું છતું જણાવ્યું ॥ દશમે દેશાવગાશિક વ્રત વિષયિઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસ માંહિ૦ ॥ ૧૪ ॥

ઇગ્યારમે પોષધોપવાસ વ્રતે પાંચ અતિચાર ॥ સંથા રૂચ્ચારવિહિ અપ્પડિલેહિય, દુપ્પડિ લેહિય સજ્જા સંથારએ ॥ અપ્પડિલેહિય દુપ્પડિલેહિય ઊચ્ચાર પાસવણ ભુમિ ॥ પોસહ લીધે સંથારા તણી ભુમિ ન પૂંજી બાહિરલા લહુડાં વડાં સ્થંડિલ દિવસેં શોધ્યાં નહીં, પડિલેહ્યાં નહીં. માતરૂં અણપુજ્યું હલાવ્યું, અણપૂંજી ભુમિકાયેં પરઠવ્યું. પરઠવતાં " અણુજાણહ જસગ્ગો " ન કહ્યો, પરઠવ્યા પુંઠે ત્રણવાર " વોસિરે વોસિરે " ન કહ્યો. પોસહસાલ માંહિ પેસતાં " નિસીહી " નિસરતાં " આવસ્સહિ " વાર ત્રણ ભણી નહીં. પુઢવી, અપ્પ, તેઉ, વાઉ, વનસ્પતિ. ત્રસકાય તણા સંઘટ્ટ પરિતાપ ઉપદ્રવ હુઆ. સંથારા પોરસી તણો વિધિ ભણવો વિસર્યો. પોરસી માંહે ઉંઘ્યા. અવિધે સંથાર્યું પાથર્યું. પારણાદિક તણી ચિંતા કીધી. કાળ વેળાયે દેવ ન વાંધા. પડિક્કમણું ન કીધું. પોસો અસુરો લીધો. સવેરો પારયો. પર્વ તિથે પોસો લીધો નહીં ॥ ઇગ્યારમે પોષધોપવાસ વ્રત વિષયિઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ૦ ॥ ૧૫ ॥

બારમે અતિથિ સંવિભાગ વિરમણવ્રતેં પાંચ અતિચાર ॥ સચિત્તે નિખ્ખિવણે ॥ સચિત્ત વસ્તુ હેઠે ઉપર છતાં માહાત્મા માહા સતી પ્રત્યેં અસુઝતું દાન દીધું. દેવાની બુધ્ધે અસુઝતું ફેડી સુઝતું કીધું, દેવાની બુધ્ધે પરાયું ફેડી આપણું કીધું. અણદેવાની બુધ્ધેં આપણું ફેડી પરાયું કીધું. વોહોરવા વેળા ટળી રહ્યા. અસુરેં કરી માહાત્મા તેડ્યા. મચ્છર ધરી દાન દીધું. ગુણવંત આવે ભક્તિ ન સાચવી. છતી શકતેં સ્વામી વાચ્છલ્ય ન કીધું. અનેરાઇ ધર્મક્ષેત્ર સીદાતા છતી શક્તિએ ઉદ્ધર્યાં નહીં. દીન ક્ષીણ પ્રત્યેં અનુકંપાદાન ન દીધું. બારમે અતિથિ સવિંભાગ વ્રત વિષયિઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસમાંહિ૦ ॥ ૧૬ ॥

સંલેષણા તણા પાંચ અતિચાર ॥ ઇહલોએ પરલોએ ॥ ઇહલોગા સંસપ્પઓગે, પરલોગા સંસપ્પઓગે, જીવિયાસંસપ્પઓગે, મરણાસંસપ્પઓગે, કામભોગા સંસપ્પઓગે ॥ ઇહલોકે ધર્મના પ્રભાવલગેં રાજઋદ્ધિ, સુખ, સૌભાગ્ય, પરિવાર, વાંછ્યો, પરલોકેં દેવ, દેવેંદ્ર વિદ્યાધર, ચક્રવર્તી તણી પદવી વાંછી, સુખ આવે જીવિતવ્ય વાછ્યું. દુઃખ આવે મરણ વાંછયું. કામ ભોગ તણી વાંછા કીધી. ॥ સંલેષણા વ્રત વિષયિઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસમાંહિ સૂક્ષ્મ બાદર જાણતાં અજાણતાં હુઓ હોય તે સવિ હું મનેં વચનેં કાયાએં કરી મિચ્છામિ દુક્કડં. ॥ ૧૭ ॥

તપાચાર બાર ભેદ. છ બાહ્ય, છ અભ્યંતર ॥ અણસણ મૂણોયરિઆ ॥ અણસણ ભણી ઉપવાસ વિશેષ પર્વતિથે છતી શક્તિયેં કીધો નહીં. ઉણોદરીવ્રત તે કોલિયા પાંચ સાત ઊણા રહ્યા નહીં. વૃત્તિસંક્ષેપ તે દ્રવ્ય ભણી સર્વ વસ્તુનો સંક્ષેપ કીધો નહીં. રસ ત્યાગ તથા વિગય ત્યાગ ન કીધો. કાય કલેશ તે લોચાદિક કષ્ટ

કીધાં નહીં સંલીનતા અંગોપાંગ સંકોચી રાખ્યાં નહીં. પાટલો ડગતો ફેડયો નહીં. ગંઠસી, સાઢપોરિસી, પુરિમઢ્ઢ, એકાસણું, બેઆસણું, નીવિ, આંબિલ પ્રમુખ પચ્ચખ્ખાણ પારવું વિસાર્યું. બેસતાં નવકાર ન ભણ્યો. ઉઠતાં પચ્ચખ્ખાણ કરવું વિસાર્યું. ગંઠસીઊં ભાગ્યું. નીવિ, આંબીલ, ઉપવાસાદિક, તપ કરી કાચું પાણી પીધું. વમન હુઓ. બાહ્ય તપ વિષયિઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ૦ ॥ ૧૮ ॥

અભ્યંતર તપ ॥ પાયચ્છિત્તં વિણઓ ॥ મન શુધ્ધેં ગુરૂ કન્હે આલોઆણ લીધી નહીં. ગુરૂદત્ત પ્રાયશ્ચિત્ત તપ લેખા શુધ્ધેં પહુંચાડયો નહીં. દેવ, ગુરૂ, સંઘ સાહામી પ્રત્યે વિનય સાચવ્યો નહીં. બાલ, વૃદ્ધ, ગ્લાન, તપસ્વી પ્રમુખનું વૈયાવચ્ચ ન કીધું. વાંચના, પૃચ્છના, પરાવર્ત્તના, અનુપ્રેક્ષા ધર્મકથાલક્ષણ એ પંચવિધ સ્વાધ્યાય ન કીધો. ધર્મધ્યાન, શુક્લધ્યાન, ન ધ્યાયાં. આર્ત્તધ્યાન, રૌદ્રધ્યાન, ધ્યાયાં. કર્મક્ષય નિમિત્તે લોગસ્સ દસ વીશનો કાઉસ્સગ્ગ ન કીધો ॥ અભ્યંતર તપ વિષયિઓ અનેરો જે કો અતિચાર પક્ષ૦ ॥ ૧૯ ॥

વીર્યાચારના ત્રણ અતિચાર ॥ અણિગૂહિઅ બલ વીરિઓ ॥ પઢવે, ગુણવે, વિનય વૈયાવચ્ચ, દેવપૂજા, સામાયિક, પોસહ, દાન શીલ, તપ, ભાવનાદિક ધર્મકૃત્યને વિષે મન, વચન, કાયા તણું છતું બલ વીર્ય ગોપવ્યું, રૂડા પંચાંગ ખમાસમણ ન દીધાં. વાંદણા તણા આવર્ત્તવિધિ સાચવ્યા નહીં. અનુચિત નિરાદરપણે બેઠા. ઉતાવળું દેવ વંદન, પડિક્કમણું કીધું ॥ વીર્યાચાર વિષયિઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ૦ ॥ ૨૦ ॥

નાણાઇઅિઠ્ઠ પઇવ્વય, સમ સંલેહણ પન્નરકમ્મેસુ ॥ બારસ તપ વિરિઅ તિગં, ચઉવ્વીસંસય અઇયારા ॥ પડિસિદ્ધાણું કરણે ॥

પ્રતિષેધ, અભક્ષ્ય, અનંતકાય, બહુ બીજ ભક્ષણ, ગહારંભપરિગ્ર-હાદિક કીધું. જીવાજીવાદિક સૂક્ષ્મ વિચાર સદંહ્યા નહીં. આપણી કુ-મતિ લગે ઉત્સુત્ર પ્રરૂપણા કીધી. તથા પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, પૈશુન્ય, રતિ અરતિ, 'પરપરિવાદ, માયામૃષા-વાદ, મિથ્યાત્વશલ્ય, એ અઢાર પાપસ્થાનક કીધાં, કરાવ્યાં અનુમોધાં હોય. દિનકૃત્ય પ્રતિક્રમણ વિનય વૈયાવચ્ચ ન કીધો. અનેરૂ વિતરાગ-ની આજ્ઞા વિરૂદ્ધ કીધું. કરાવ્યું, અનુમોધું હોય ॥ એ ચિહું પ્ર-કારમાંહે અનેરો જે કોઈ અતિચાર પક્ષ દિવસમાંહિ સુક્ષ્મ, બાદર, જાણતાં, અજાણતાં, હુવો હોય તે સવિ હું મને, વચનેં, કાયાયેં કરી તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૨૧ ॥

એવંકારે શ્રાવકતણે ધર્મે શ્રી સમકિત મુલ, બાર વ્રત, એકસો ચોવીશ અતિચાર માંહિ અનેરો જે કોઈ અતિચાર પક્ષ દિવસ-માંહિ સુક્ષ્મ, બાદર, જાણતાં અજાણતાં, હુવો હોય તે સવિ હું મનેં વચનેં કાયાયેં કરી તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૨૨ ॥



# अथ नवस्मरण.

## ६३ अथ नवकार मंत्र.

### १ लु स्मरण.

નમોં અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિઆણં, નમો ઉવજઝાયાણં, નમો લોએ સવ્વ સાહૂણં, એસો-પંચ નમુક્કારો, સવ્વપાવપ્પણાસણો, મંગલાણં, ચ સ-વ્વેસિં, પઢમં હુવઇ મંગલં ॥

આ સૂત્રનો અર્થ સૂત્ર પહેલા પ્રમાણે સમજી લેવો.

## ६४ अथ उवसग्गहरं.

### ૨ જુ સ્મરણ.

ઉવસગ્ગહરં પાસં, પાસં વંદામિ કમ્મઘણમુક્કં
વિસહર વિસનિન્નાસં, મંગલ કલ્લાણ આવાસં ॥૧॥
વિસહર ફુલિંગમંતં, કંઠે ધારેઇ જો સયામણુઓ
તસ્સગહ રોગમારી, દુઠ્ઠજરા જંતિ ઉવસામં ॥૨॥
ચિઠ્ઠઉ દુરેમંતો, તુજઝપણામોવિ, બહુફલો હોઈ
નરતિરિએ સુવિ જીવા, પાવંતિ ન દુક્ખ દોગચ્ચં॥૩॥
તુહસમ્મતે લદ્ધે, ચિંતામણિ કપ્પ પાય વબ્ભહિએ
પાવંતિ અવિગ્ઘેણં, જીવા અયરામરં ઠાણં ॥૪॥
ઇઅ સંથુઓ મહાયસ, ભત્તિબ્ભર નિબ્ભરેણ હિઅએણતા
દેવ દિજજ બોહિં, ભવે ભવે પાસ જીણચંદ ॥૫॥

આ સૂત્રનો અર્થ સૂત્ર વીસમા પ્રમાણે સમજી લેવો.

# ६५ संतिकरं.

## ૩ જુ સ્મરણ.

**સંતિકરં સંતિજિણં**—શાંતિના કરનાર શ્રી શાંતિનાથ ભગવાન.
**જગસરણં જયસિરિઇ દાયારં**—જગ નિવાસી લોકના આધાર અને જય લક્ષ્મીના આપનાર.
**સમરામિ ભત્ત પાલગ,**—સેવકોના પાલનારને હું સ્મરૂછું.
**નિવ્વાણી ગરૂડકયસેવં-॥૧॥**—નિર્વાણી દેવી અને ગરૂડનામા યક્ષે કરીછે સેવા જેની. (ઔષધિ લબ્ધિને.
**ઓં સનમો વિપ્પોસહિ,**—ઓંકારસહીત નમસ્કાર થાઓ વિપ્ર
**પત્તાણં સંતિ સામિ પાયાણં**—પામેલા એવા શ્રી શાંતીનાથના ચરણને.
**ૐૉંસ્વાહામંતેણં,**—ૐૉં સ્વાહા એ મંત્રબીજ યુક્ત.
**સવ્વાસિવ દુરિઅ હરણાણં-॥૨॥**—સર્વ મરકી તથા પાપ વીગેરેના હરનારા છે. (થાઓ.
**ઓંસંતિ નમ્મુક્કારો,**—શોભાયમાન એવા શાંતિનાથને નમસ્કાર
**ખેલો સહિમાઇ લદ્ધિ પત્તાણં**—કફ વીગરે આદિ સિંધાણાદિક જેનાં ઉત્કષ્ટ ઔધધિયે કરીને પ્રાપ્ત થયાછે જેમને.
**સૌં-હ્રીં નમો સવોસહિપત્તાણં**—સર્વે જે અવયવો તે ઔષધિપણાને પામેલાછે તેમને સૌં-હ્રીં સહીત નમસ્કાર થાઓ.
**ચદેઇ સિરિ-॥૩॥**—વળી લક્ષ્મીને આપો.
**વાણિ તિહુઅણ સામિણિ,**—ત્રણ લોકની દેવી એવી સરસ્વતિ.
**સિરિ દેવી જખ્ખરાય ગણિ પિડગા**—લક્ષ્મી દેવી, ગણી પીટક નામે યક્ષ રાજ.

**ગહ દિસિપાલ સુરિંદા,**—સુર્યાદિનવ ગ્રહ, દસ દિશાના પાલક ચોસઠ ઇંદ્ર. (ક્ષા કરો. ॥૪॥

**સયાવિ રખ્ખંતુ જિણભત્ત-॥૪॥**—નિરંતર જીન ભકતોને ર-

**રખ્ખંતુ મમ રોહિણી,**—મને રોહિણી દેવી રક્ષા કરો.

**પન્નત્તી વજ્જ સિંખલાય સયા**—વળી હમેશાં પ્રજ્ઞપ્તીદેવી, વ-જ્રશૃંખલા દેવી.

**વજ્જંકુસિ ચક્કેસરિ,**—વજ્રાંકુશીદેવી, ચક્રેશ્વરી દેવી.

**નરદત્તા કાલી મહાકાલી-॥૫॥**-નરદત્તાદેવી, કાલીદેવી મહાકાલી ૫

**ગોરી તહ ગંધારી,**—ગૌરીદેવી તથા ગાંધારી.

**મહજાલા માણવીઅ વઇરૂટ્ટા**-મહાજ્વાલા, માનવી, વળી વૈરૂટયા.

**અચ્છુત્તા માણસિયા**—અચ્છુતા, માનસિકા.

**મહા માણસીઆઓ દેવીઓ-॥૬॥**—મહા માનસિકા દેવીયો.

**જખ્ખા ગોમુહ મહજખ્ખ**—હવે યક્ષો કહેછે ગોમુખનામા ય-ક્ષ. મહા યક્ષ.

**તિમુહજખ્ખેસ તુંબરૂ કુસુમો**—ત્રિમુખ યક્ષ, ઇશ્વર યક્ષ, તું-બરૂયક્ષ. કુસુમ યક્ષ.

**માયંગો વિજયા જિય,**—માતંગ, વિજય, તથા અજીત યક્ષ.

**બંભો મણુઓ સુરકુમારો-॥૭॥**-બ્રહ્મ, મનુજ, તથા સુરકુમારયક્ષ.

**છમ્મુહ પયાલ કિન્નર,**—ષણ્મુખ, પાતાલ, કિન્નર યક્ષ.

**ગરૂડો ગંધવ્વ તહય જખિંદો-**ગરૂડ, ગંધર્વ તથા યક્ષેંદ્રનામાયક્ષ.

**કુબેરવરૂણો ભિઉડી,**—કુબેર, વરૂણ, ભૃકુટીનામા યક્ષ.

**ગોમેહો પાસ માયંગો-॥૮॥**—ગોમેધ, પાર્શ્વ, માતંગ યક્ષ, એ પ્રમાણે પ્રત્યેક તીર્થંકરનો પ્રત્યેક યક્ષ અનુક્રમે જાણવો.

**દેવીઓ ચક્કેસરિ,**—હવે દેવીઓ કહેછે, ચક્રેશ્વરી દેવી.

**અજિઆ દુરિઆરિ કાલી મહાકાલી**—અજિતા દુરિતારિ કાલી તથા મહાકાલી.

**અચ્ચુઅ સંતાજાલા,**—અચ્ચુતા, શાંતા, જ્વાલા નામાદેવી.

**સુતારયા સોય સિરિવછ્છા ॥૯॥**—સુતારા દેવી, અશોકા દેવી, શ્રી વત્સા નામા દેવી.

**ચંડા વિજયંકુસિ પન્નઇતિ**—ચંડા દેવી, વિજયા દેવી, અંકુશા દેવી, પન્નગા નામા દેવી. (રિણી દેવી.

**નિવ્વાણિ અચ્ચુઆ ધરણી**—નિર્વાણી દેવી, અચ્ચુતાદેવી, ધા-

**વઇરૂટ્ટ છુત્તગંધારિ**—વૈરોટયા, અચ્છુપ્તા, ગાંધારિ.

**અંબ પઉમાવઇ સિદ્ધા ॥૧૦॥**—અંબા, પદ્માવતી, સિદ્ધા દેવી. એ પ્રમાણે ચોવીસ દેવીઓ અનુક્રમે ચોવીસ તીર્થંકરોની જાણવી.

**ઇઅ તિથ્થ રખ્ખણ રયા,**—એ પ્રકારે તીર્થનું રક્ષણ કરવાને વિષે તત્પર. (વતા, દેવીઓ.

**અન્નેવિ સુરા સુરિ ચઉહાવિ**—અન્ય પણ ચાર પ્રકારના, દે-

**વંતર જોઇણિ પમુહા,**—બાવન વીર વિશેષ જે વ્યંતર તથા ચોસઠ યોગિની પ્રમુખ.

**કુણંતુ રખ્ખં સયા અમ્હં ॥૧૧॥**—અમોને રક્ષા પ્રત્યે નિરંતર કરો.

**એવં સુદિઠ્ઠિ સુરગણ,**—એમ પૂર્વે કહેલા સમ્યક દ્રષ્ટી દેવતાના સમુહે.

**સહિઓ સંઘસ્સ સંતિ જીણચંદો**—સહીત એવા સંઘને શ્રી શાંતીજીનચંદ્ર.

**મજ્જવિ કરેઉ રખ્ખં,**—મને સર્વોપદ્રવ્વ થકી રક્ષા પ્રત્યે કરો.

**મુણિ સુંદર સૂરિ થુઅ મહિમા ॥૧૨॥**—મુનિને વિષે પ્રધાન એવા તથા સ્તોત્રના કર્તા મુનિ સુંદર સૂરિએ સ્તવ્યો છે મહિમા જેનો.

**ઇઅ સંતિનાહ સમ્મ, દિઠ્ઠિ**—શ્રી શાંતિનાથની એ પ્રકારે સમ્યક્ દૃષ્ટિ,

**રખ્ખં સરઇ તિકાલંજો**—રક્ષાને ત્રણે કાલ જો કોઈ સ્મરણ કરે.
**સવ્વોવદ્દવરહિઓ,**—તે સર્વોપદ્રવે રહીત થાય. (ને પામે.
**સ લહઈ સુહસંપયં પરમં ॥૧૩॥**—તે સર્વોત્કૃષ્ટ સુખ સંપત્તિ-
**તવગચ્છ ગયણદિણયર,**—તપોગચ્છ રૂપ જે આકાશ તેને વિ-
ષે સુર્ય સમાન.
**જુગવર સિરિ સોમ સુંદર ગુરૂણં**—યુગ પ્રધાન પદવીના ભો-
ગવનાર શ્રી સોમ સુંદર સુરિ નામે ગુરૂના.
**સુપસાય લદ્ધગણહર વિજ્ઝાસિદ્ધિં**—પ્રસાદે કરી પ્રાપ્ત થઇ ગ-
ણધર વિધાસિદ્ધિને.
**ભણઈ સીસો—॥૧૪॥** શીષ્ય કહેતાં શ્રી મુનિ સુંદર સુરી ભણે છે.

# ૬૬ अथ तिजय पहुत्त.

## ૪ થુ સ્મરણ.

**તિજય પહુત્ત પયાસય,**—ત્રણ જગતના ઐશ્વર્યને પ્રકાશ કરનારો.
**અટ્ઠ મહા પાડિહેર જુત્તાણં**—આઠ મહા પ્રાતિહાર્યે કરીને યુ-
ક્ત એવો.
**સમયખિત્ત ઠિઆણં**—કાલ વિશેષ ક્ષેત્રમાં વર્તતા.
**સરેમિ ચક્કં જિણંદાણં ॥૧॥**—જીનેંદ્રોના સમુહને હુ સ્મરણ કરૂછું.
**પણવીસાય અસીયા,**—પચીસ વળી એંશી.
**પન્નરસ પન્નાસ જીણવર સમૂહો**—પન્નર, પચાસ એ રીતે એ-
કસો ને સીત્તેર તિર્થંકરનો સમુદાય.
**નાસેઉ સયલ દુરિઅં**—સમગ્ર પાપ કર્મોને નાશ કરો.
**ભવિઆણં ભત્તિ જુત્તાણં ॥૨॥**—ભક્તિએ સહિત એવાં ભ-
વ્ય જીવોનાં.

**વીસા પણયાલા વિય,**—વીસ, પીસ્તાલીસ.

**તીસા પન્નત્તરી જિણવરિંદા**—ત્રીસ, પંચોતેર એ પ્રમાણે એક- સોને સીતેર જીનવરો.

**ગહ ભૂઅ રક્ખ સાઇણિ**—મંગલાદિક ગ્રહો, વ્યંતર વિશેષ, રાક્ષસ વિશેષ, શાકીણીયોથી ઉત્પન્ન થયેલા.

**ઘોરૂવસગ્ગં પણાસંતુ ॥૩॥**—ભયંકર દુઃખોને નાશ પમાડો.

**સિત્તિરિ પણતીસાવિય,**—સિત્તેર, પાંત્રીસ. (રોનો સમુહ.

**સઠ્ઠી પંચેવ જિણગણો એસો**—સાઠ, પાંચ એ રીતે જીનવ-

**વાહિ જલજલણ હરિ, કરિ**—વ્યાધિ, જલ અગ્નિ, વાઘ, હાથી.

**ચોરારિ મહાભયં હરઉ ॥૪॥**—ચોર, શત્રુ વીગરેના મહોટા ભયને હરો.

**પણપન્નાય દસેવય,**—પંચાવન વળી, દસ.

**પન્નઠી તહય ચેવ ચાલીસા**—પાંસઠ, તેમજ ચાલીસ એ પ્રમાણે એકસો સીતેર જીનવરો.

**રખંતુ મે સરીરં,**—મારા શરીરની રક્ષા કરો.

**દેવાસુર પણમિઆ સિદ્ધા ॥૫॥**—દેવતા અને દૈત્યોએ નમેલા એવા જે સિદ્ધ ભગવાન.

**ૐ હરહુંહઃ સરસુંસઃ, હરહુંહઃ તહચેવ સરસુંસઃ**—ૐ પરમેષ્ટિવાચક છે. તથા હરહુંહ. એ ચાર અક્ષરોથી પદ્મા, જયા વિજયા અને અપરાજીતા એ ચારનું ગ્રહણ થાય છે. તથા સ- રસુંસઃ એ ચાર મંત્ર બીજ ઉપસર્ગ નિવારણ માટે છે. આ સોલ અક્ષરો. હ, ર, હું, હઃ, સ, ર, સું, સઃ, હ, ર, હું, હઃ, તેમજ સ, ર, સું, સઃ એ વચલા ખાના છોડીને યંત્રના બા- કીના ખાનામાં અનુક્રમે લખવા.

**આલિહિય નામ ગબ્ભં**—વળી સાધન કરનારનું નામ ઑ સાથે તે યંત્રના મધ્ય ભાગમાં લખ્યું છે એવો.

**ચક્કં કિર સવ્વઓ ભદ્દં ॥૬॥**—આ સર્વતોભદ્ર નામનો નિશ્ચે યંત્ર જાણવો. ॥૬॥

**ઑઁ રોહિણી પન્નત્તી**—ઑ, હ્રીં, શ્રી એ ત્રણ બીજ સાથે યંત્ર માં સોલ વિદ્યા દેવીઓના નામ લખવા રોહિણી. પન્નતી.

**વજ્જસિંખલા તહ્ય વજ્જઅંકુસિઆ**—વજ્રશૃંખલા તથા વજ્રાંકુશી.

**ચક્કેસરિ નરદ ।**—ચક્રેશ્વરી, નરદત્તા. (રી. ॥ ૭ ॥

**કાલિ મહાકાલી તહ ગોરી ॥૭॥**—કાલી, મહાકાલી તથા ગો-

**ગંધારી મહજાલા**—ગાંધારી. મહાજવાલા.

**માણવી વઇરૂટ્ટ તહય અચ્છુત્તા**—માનવી, વૈરૂટ્યા, તેમજ અચ્છુપ્તા.

**માણુસિ મહામાણુસિઆ**—માનસી અને મહામાનસી એ સોલ વિદ્યા દેવીનાં નામ લખવા. (કરો. ॥ ૮ ॥

**વિજ્ઝા દેવિઓ રક્ખંતુ ॥૮॥**—ને સોલ વિદ્યા દેવીઓ રક્ષણ

**પંચ દસ કમ્મ ભૂમિસુ**—પંદર કર્મ ભૂમિના ક્ષેત્રને વિશે.

**ઉપ્પન્નં સત્તરિ જીણાણસયં**—ઉત્પન્ન થયેલા એકસોને સીત્તેર તીર્થંકરો.

**વિવિહ રયણાઈ વન્નો**—વિવિધ રત્નાદિ વર્ણે કરી. (જત્યે હરો.

**વસોહિઅં હરઉ દુરિઆઇં ॥૯॥**—શોભાયમાન એવા દુરિત

**ચઉતીસ અઇસિય જુઆ**—ચોત્રિસ અતિશયે કરી યુક્ત.

**અટ્ઠ મહાપાડિહેર કયસોહા**—આઠ મહા પ્રાતિહાર્યે કરીને કરી છે શોભા જેની.

**તિથ્થયરા ગયમોહા**—મોહરહિત એવા તીર્થંકરો.

**ઝાએયવ્વા પયત્તેણં ॥૧૦॥**—પ્રયત્ને કરી ધ્યાન કરવા યોગ્યછે.
**ૐ વરકણય સંખ વિદ્દુમ**—સુંદર સોનું. શંખ, પરવાળા.
**મરગય ઘણ સન્નિહં વિગયમોહં**—મરકત મણી તથા મેઘ
સરખો છે વર્ણ જેમનો એવા તથા મોહરહિત.
**સત્તરિ સયં જીણાણં**—એકસો સીત્તેર જીનેંદ્રોને.
**સવ્વામર પૂઇઅં વંદે ॥ સ્વાહા ॥૧૧॥**-સર્વ દેવતા વડે પૂજીત
એવાને હું નમુંછું. ॥૧૧॥
**ૐ ભવણવઈ વાણ વંતર**—ભુવનપતિ તથા વાણ વ્યંતર.
**જોઇસવાસી વિમાણવાસી અ**-જ્યોત્સી તથા વૈમાનિક દેવો વીગેરે.
**જે કેવિ દુઠ્ઠ દેવા**—જે કોઈ દુષ્ટ દેવો હોય. (શાંતહો. ॥ ૧૨ ॥
**તે સવ્વે ઉવસમંતુ મમ ॥ સ્વાહા॥૧૨॥**—તે સર્વ મને ઉપ-
**ચંદણ કપ્પુરેણં ફલએ**—ચંદન કપૂરાદિકે કરી કાષ્ટપટ્ટ અથ-
વા કાંસ્ય સ્થાલને વિષે.
**લિહિઊણ ખાલિઅં પીઅં**—લખીને તથા છાંયે સુકવીને પ્રા-
તઃસમયે ધોઇને પીધો હોય તો.
**એગંતરાઈ ગહભૂઅ**—એકાંતરિક તાવ તથા ગ્રહભૂત.
**સાઇણિ મુગ્ગં પણાસેઇ ॥ ૧૩ ॥**—શાકિની, મોગક વીગેરેને
નાશ કરે. ॥ ૧૩ ॥
**ઇઅસત્તરિ સયજંતં**—આ એકસોને સીત્તેર તીર્થંકરોનો યંત્ર.
**સમ્મં મંતં દુવારિ પડિલિહિઅં**—જે ગુપ્ત મંત્ર છે એવો તથા
ઘરદ્વારને વિશે પ્રતિલેખન કરેલો એવો.
**દુરિઆરિ વિજયવંતં**—પાપ અને શત્રુ તેનો જય કરનાર એ-
વો આ મંત્ર છે. (અર્ચન કરો.
**નિબ્ભંતં નિચ્ચ મચ્ચેહ ॥૧૪॥**—તેને હમેશા સંદેહ વગર

# ॥६७॥ अथ नमिउण प्रारंभ.

## ५ मु स्मरण.

**નમિઊણ પણય સુરગણ**—નમસ્કાર કરીને, નમેલા દેવતાઓનાસમુહ.
**ચૂડામણિ કિરણ રંજીઅં મુણિણો**—તેમના મસ્તકને વિશે ર-
હેલા મુકુટમણિ તેના કિરણોએ કરી રંજીત એવું પાર્શ્વનાથમુનિનું.
**ચલણ જુઅલં મહાભય**—ચરણયુગલ, જે મ્હોટા ભયનો.
**પણાસણં સંથવં વુચ્છં ॥૧॥**—નાશ કરનાર છે તેને નમીને આ
સ્તવન હું કહીશ. (થા મુખ છે જેનાં.
**સડિયકર ચરણ નહમુહ**—સડી ગયેલાં, હાથ, પગ, નખ ત-
**નિબુડ્ડનાસા વિવન્ન લાયન્ના**—બેસી ગયાં છે નાક જેના એવા
તથા નાશ પામી છે શરીરની શોભા જેની એવા.
**કુટ્ઠમહા રોગાનલ**—કોડ મહા રોગ રૂપ દેવતાના.
**ફુલિંગ નિદ્દ્ઢ સવ્વંગા ॥૨॥**—તણખાવડે દાઝેલું છે સર્વ અં-
ગ જેનું એવા. ( ન તે રૂપ.
**તે તુહચલણા રાહણ**—તે પ્રાણીઓ તમારા ચરણનું આરાધ-
**સલિલંજલિ સેય વુડ્ઢિયચ્છાયા (ઉચ્છાહા)**—પાણિની અંજ-
લિ છાંટવાથી વધી છે શોભા જેની.
**વણદવ દડ્ઢા ગિરિપા**—વનનો દવ તેને કરી બળેલા ઝાડો.
**યવ, વ્વ પત્તા પુણો લચ્છિં ॥ ૩ ॥**—જેમ જલથી તેમ પ્રા-
ણીઓ ફરીથી ગયેલી શોભાને પામે છે. (વા સમુદ્રના.
**દુવ્વાય ખુભિય જલનિહિ**—પ્રતિકુલ પવને કરી ક્ષુભિત એ-
**ઉબ્ભડ કલ્લોલ ભીસણા રાવે**—ઉદાર કલ્લોલ તેના ભયંકર
શબ્દો જેને વિશે થાયછે એવા. (યથી વિહ્વલ એવા.

**સંભંત ભય વિસંઠુલ**—શું કરવું તે વિચારમાં મૂઢ અને ભ-
**નિજ્ઝામય મુક્કવાવારે ॥૪॥**—ખલાસીઓએ મુકયો છે વ્યા-
પાર જેને વિશે તથા ॥૪॥
**અવિદલિઅ જાણવત્તા**—નથી ભાગ્યું વહાણ જેમનું એવા.
**ખણેણ પાવંતિ ઇચ્છિઅં કુલં**—એક ક્ષણમાં ધારેલા કાંઠાને પામેછે.
**પાસજીણ ચલણ જુઅલં**—પારસ નાથના ચરણ જુગલને.
**નિચ્ચંચિઅ જે નમંતિ નરા ॥૫॥** જે પુરૂષો હમેશા નમે છે
તેઓ ॥૫॥ (વનનો અગ્નિ.

**ખર પવણ દ્ધુઅ વણદવ**—પ્રચંડ પવને કરી પ્રસરિત થયેલો
**જાલાવલિ મિલિય સયલ દુમ ગહણે**—તેની જે જ્વાલા તેની
શ્રેણિવડે કરી પરસ્પર એકીભૂત થયાં છે સકલ વૃક્ષોના ગહન જેને
વિષે એવા. ( હરણીઓ તેના.
**ડઝ્ઝંત મુદ્ધમય વહુ**—વળી દાઝતી અને મુગ્ધ ભોળી એવી
**ભીસણરવ ભીસણંમિવણે ॥ ૬ ॥**—ભયંકર આક્રંદે કરી ભયં-
કર એવા વનને વિશે. ॥૬॥ ( યુગલને.
**જગ ગુરૂણો કમ્મ જુઅલં**—જગત ગુરૂ પાર્શ્વનાથના ચરણ
**નિવ્વાવિઅ સયલ તિહુઅણા ભોઅં**—દુઃખને નાશ કરી સુ-
ખીયો કર્યો છે સમસ્ત ત્રણ ભુવનનો વિસ્તાર જેણે એવું.
**જે સંભરંતિ મણુઆ**—જે મનુષ્યો સ્મરણ કરે છે.
**નકુણઈ જલણો ભયં તેસિં ॥૭॥**—તેમને દાવાગ્નિ ભય ક-
રતો નથી. ॥૭॥

**વિલસંત ભોગ ભીસણ**—સુશોભિત ફણાએ કરી ભયંકર.
**ફુરિઆરૂણ નયણ તરલ જીહાલં**—વળી ચપળ અને આરક્ત
છે નેત્ર જેનાં વળી ચંચળ છે જીભ જેની એવા.

ઙ્ગિ ભુઅંગં નવજલય—ભયંકર સર્પને જે નવો મેઘ તેના.
સત્થહં ભીસણાયારં ॥૮॥—સરખો શ્યામ વર્ણવાળો અને ભ-
યંકર આકાર અથવા આચાર છે જેનો એવા સર્પને.
મન્નંતિ કીડ સરિસં—કીટસદૃશ માને છે.

દૂર પરિછૂઢ વિસમ વિસવેગા—જેમણે દૂર ટાલ્યો છે જેના
ભયંકર વિષનો વેગ એવા. ( અને સિદ્ધ.
તુહનામ ખર ફુડ સિદ્ધ—તારા નામાક્ષર રૂપ પ્રગટ પ્રભાવી
મંત ગુરૂઆ નરા લોએ ॥૯॥—એવા મંત્રે કરીને કહોટા આ
લોકમાં જે મનુષ્યો છે તેઓ સાપને કીટ બરોબર માને છે.॥૯॥

અડવીસુ ભિલ્લ તક્કર—અટવીઓને વિષે, જે ભિલ તથા ચોર.
પુલિંદ સદુલ સદ્દ ભીમાસુ—તથા વનચર જીવો તથા શાર્દૂલ
તેના શબ્દે કરી ભયંકર એવી વળી.
ભયવિહુર વુન્નકાયર—ભયે કરી વિહ્વલ અને દુઃખિત એવા
લોકોને અકાતર ભીલ્લ લોકોએ.
ઉલ્લૂરિઅ પહિઅ સત્થાસુ ॥૧૦॥—લૂટ્યા છે મુસાફર લો-
કોના સાથો જેને વિશે એવી અટવીઓને વિષે ॥૧૦॥
અવિલુત્ત વિહવસારા—નથી લૂટ્યું પ્રધાન ધન જેનું એવા છે.
તુહનાહ પણામ મત્ત વાવારા—હે નાથ તમને પ્રણામ માત્ર
કરવાનો વ્યાપાર છે જેમને તેઓ.

વવગય વિગ્ઘા સિગ્ઘં—જલદીથી વિઘ્ન રહિત થયેલા એવા.
પત્તાહિય ઇચ્છિય ઠાણં ॥૧૧॥—હૃદયને વિષે વાંછિત સ્થાનક
પ્રત્યે પામે છે. ॥૧૧॥ (એવો.
પજ્જલિઆ નલ નયણં—પ્રજળેલા અગ્નિ જેવા નેત્ર છે જેનાં
દૂર વિયારિય મુહં મહાકાયં—તથા દૂર થકી ફાડ્યું છે મુખ

જેણે એવો તથા મ્હોટું છે શરીર જેનું એવો. (ભેદ્યાછે.
**નહ કુલિસ ઘાય વિઅલિઅ**—નખરૂપ વજ્રના પ્રહારે કરી
**ગઇંદકુંભ થ્થલા ભોઅં ॥૧૨॥**—મોટા હાથીના કુંભસ્થલનો
વિસ્તાર જેણે એવા. ॥૧૨॥

**પણય સસંભમપથ્થિવ**-નમેલા એવા આદર સહિત રાજાઓ તેમનું
**નહમણિ માણિક્ક પડિઅ પડિમસ્સ**—જે પ્રભુના નખરૂપ મ-
ણિ અને માણીક્ય તેને વિશે પ્રતિબિંબ પડેલું છે એવા.
**તુહ વયણ પહરણધરા**—તમારા વચનરૂપ શસ્ત્રને ધરનારા મનુષ્યો
**સીહં કુદ્ધંપિ ન ગણંતિ ॥૧૩॥**—પૂર્વે કહેલો એવો તથા ક્રોધાય-
માન સિંહને પણ ગણતા નથી. ॥૧૩॥ (શલ છે જેને.
**સસિધવલ દંત મુસલં**—ચંદ્ર સરખા ઉજ્વલ બે દાંતરૂપ મુ-
**દીહ કરૂલ્લાલ વઢ્ઢિ ઉચ્છાહં**—મ્હોટો શુંઢાદંડ ઉછાળવાથી વ-
ધ્યો છે ઉત્સાહ જેને એવા.

**મહુપિંગ નયણ જુઅલં**—મધ સરખા પીળાં બે નેત્રો છે જેને એવો
**સસલિલ નવજલ હરારાવં ॥૧૪॥**—જલે કરી ભરેલા નવા મે-
ઘ સરખી ગર્જના છે જેની એવા. ॥૧૪॥
**ભીમં મહા ગઇંદં**—ભયંકર મ્હોટા ગજેંદ્રને.
**અચ્ચા સન્નંપિતે ન વિગણંતિ**—પાસે રહેલો છતાં પણ તે લો-
કો ગણતા નથી.
**જે તુમ્હ ચલણ જુઅલં**—જે લોકો તમારા ચરણ યુગલને.
**મુણિવઈ તુંગં સમલ્લીણા ॥૧૫॥**—હે મુનિ પતિ! ગુણોએ
કરી ઉન્નત એવા ચરણ યુગલને સમ્યક્ પ્રકારે આશ્રયે રહે-
લા છે. ॥૧૫॥ ( ડ્ગ તેના.
**સમરમ્મિ તિખ્ખ ખંગ્ગા**—સંગ્રામને વિષે, જ્યાં તીક્ષણ ખ-

**ભિગ્ગાય પવિદ્ધ ઉદ્દ્ધુય કબંધે**—પ્રહારે કરી ઉત્ શૃંખલ માફક આમ તેમ આથડે છે મસ્તક વિનાના ધડ જેને વિશે.

**કુંતવિણિ ભિન્ન કરિ કલહ**—ભાલાએ કરી ભેદેલાં નાના હાથીઓ તેગને.

**મુક્ક સિક્કાર પઉરંમિ ॥૧૬॥**—મુકેલો જે સિત્કાર અવાજ તેને કરી પ્રચુર એવા સંગ્રાગને વિષે ॥૧૬॥ (થયેલા શત્રુ.

**નિજ્જિય દપ્પુદ્ધરરિઓ**—સંપૂર્ણ જીત્યા છે અહંકારે કરી ઉદ્ધત

**નરિંદ નિવહા ભડા જસં ધવલં**—રાજાઓના સમુહ જેણે એવા લોકો ઉજવલ યશ પ્રતે.

**પાવંતિ પાવ પસમિણ**—પામે છે હે પાપના નાશ કરનાર!

**પાસજીણ તુહપ્પભાવેણ ॥૧૭॥**—હે પાર્શ્વજીન તમારા પ્રભાવથકી. ॥૧૭॥

**રોગ જલજલણવિસહર**—રોગ જળ. અગ્નિ, સર્પ.

**ચોરારિ મઇંદગયરણ ભયાઇં**—ચોર. શત્રુ, સિંહ હાથી અને સંગ્રામ તે થકી ઉત્પન્ન થતા ભયો. (કરીને.

**પાસજીણ નામ સંકિત્તણેણ**-પાર્શ્વનાથના નામનું કીર્તન કરવે

**પસમંતિ સવ્વાઇ ॥૧૮॥**—સર્વે નાશ પામે છે ॥૧૮॥

**એવં મહાભયહરં**—એ પ્રમાણે મહોટા ભયને હરનાર એવું મહા ભયહર નાગનું. ( વન છે તે.

**પાસ જીણિંદસ્સ સંથવ મુઆરં**—પાર્શ્વજીનેંદ્રનુ ઉદાર જે સ્તં·

**ભવિય જણાણંદયરં**—ભવિક જનને આનંદ કારક છે.

**કલ્લાણ પરંપર નિહાણં ॥૧૯॥**—અને કલ્યાણુની પરંપરા તેનું નિદાન રૂપ છે ॥૧૯॥

**રાયભય જખ્ખ રખ્ખસ**—રાજભય, યક્ષભય તથા રાક્ષસભય.

**કુસુમિણ દુસ્સઉણ રિઝખપીડાસુ**—કુસ્વપ્નભય તથા દુષ્ટ શકુન ભય તથા અશુભગ્રહ તે સત્રળાની પીડાઓને વિષે.

**સંઝાસુ દોસુ પંથે**—એ સંધ્યાને વિષે તથા મારગને વિશે.

**ઉવસગ્ગે તહુય રયણીસુ-॥૨૦॥**—ઉપસર્ગને વિશે તેમજ રાત્રિને વિશે ॥૨૦॥ ( થા સાંભળે.

**જો પઢઇ જો અનિસુણઇ**-જે કોઇ માણસ આસ્તવનને ભણે તતાણં **કઇણો અમાનતુંગસ્સ**—તે એહુ જણતું તેમજ આ સ્તોત્રના કર્તા માનતુંગ સૂરિનું.

**પાસો પાવં પસમેઉ**—પાર્શ્વનાથ સ્વામિ પાપ નાશ કરો.

**સયલ ભુવણ ચ્ચિઅચલણો-॥૨૧॥**—સમસ્ત જે ત્રિભુવન તેના લોકોએ કરી પૂજીત છે ચરણ જેનાં એવા ॥૨૧॥

**ઉવસગ્ગંતે કમઠાસુરમ્મિ**—ઉપસર્ગ કરનાર કમઠાસુર છતે પણ.

**ઝાણાઓ જો નસંચલિઓ**—જે ભગવાન ધ્યાનથી સંચલિત ન થયા એવા. ( સ્રીયો વડે.

**સુરનર કિન્નર જુવઇહિં**—તથા દેવ, મનુષ્ય અને કિન્નર તેમની

**સંથુઓ જયઉપાસજીણો ॥૨૨॥**—સ્તવન કરાયેલા એવા પાર્શ્વનાથ જયવંતા વર્તો ॥૨૨॥

**એઅસ્સ મઝ્ઝયારે**—આ સ્તવનના મધ્યભાગમાં. (છે તે.

**અઠ્ઠારસ અખ્ખરેહિંજો મંતો**—છૂટા અઢાર અક્ષરોનો મંત્ર

**જો જાણઈ સોઝાયઇ**—જો કોઈ જાણે અને ધ્યાન કરે.

**પરમ પયથ્થં ફુડં પાસં ॥૨૩॥**—શ્રી પાર્શ્વનાથનું તે પ્રગટ એવું મહોટું પદ જે મોક્ષ તેને વિષે રહેનારા થાયછે. ॥૨૩॥

**પાસહ સમરણ જો કુણઈ**—જે કોઇ શ્રી પાર્શ્વનાથનું સ્તવન કરે.

**સંતુટ્ઠે હિયયેણ**—સંતુષ્ટ હૃદય વડે કરી.
**અટ્ઠુત્તરસય વાહિભય**-એકસોને આઠ વ્યાધિના ભયો.
**નાસઇ તસ્સ દૂરેણ—॥૨૪॥**-તે માણસના દૂર થકી નાશ પામે છે. ॥૨૪॥

# ॥૬૮॥ अथ श्रीअजितशांति स्तवन.

**અજિઅં જિઅ સવ્વ ભયં**—જીત્યા છે સર્વે ભયો જેણે એવા શ્રી અજીતનાથ ભગવાનને.
**સંતિંચ પસંત સવ્વ ગય પાવં**—વળી ગયા છે સર્વે રોગો તથા પાપ જે થકી એવા શ્રી શાંતિનાથ ભગવાનને.
**જય ગુરૂ સંતિ ગુણ કરે**—જગતના ગુરૂ અને શાંતિ તથા જ્ઞાનાદિક ગુણ તેના કરનાર એવા.
**દોવિ જીણવરે પણિવયામિ ॥૧॥ ગાહા ॥**-એવા બેહુ જીનવરને હું નમસ્કાર કરૂંછું ॥૧॥ આ ગાથા છંદ જાણવો,
**વવગય મંગુલ ભાવે**—ગયો છે અશોભન ભાવ જેમનો એવા.
**તેહં વિઉલ તવ નિમ્મલ સહાવે**—વળી વિસ્તીર્ણ તપ વડે કરી નિર્મલ નિઃકર્મા સ્વસત્તાયે કરી સ્વભાવ છે જેમનો એવા,
**નિરૂવમ મહ પ્પભાવે**—નિરૂપમ તથા મહોટો છે પ્રભાવ જેમનો એવા,
**થોસામિ સુદિટ્ઠ સબ્ભાવે ॥૨॥ ગાહા ॥**—સમ્યક પ્રકારે કરી દીઠા છે જીવાજીવાદિક ભાવો જેણે એવા ઉપર કહેલા બેહુ તીર્થંકરોની હું સ્તુતિ કરૂંછું ॥૨॥ આ ગાથા છંદ છે.
**સવ્વદુક્ખપ્પસંતીણં**-સર્વ દુઃખની પ્રશાંતિ થઇછે જેણે એવા.
**સવ્વ પાવપ્પ સંતિણં**-સર્વ પાપ કર્મોની પ્રશાંતિ થઇછે જેને એવા.

**સયા અજીય સંતીણં**—વળી કદી પરાભવ ન પામે એવો શાંતિ ગુણ છે જેમનો એવા.

**નમો અજીઅ સંતિણં ॥૩॥ સિલોગો ॥**—અજીતનાથ તથા શાંતિનાથને નમસ્કાર થાઓ ॥૩॥ આ શ્લોક નામા છંદ છે.

**અજીય જીણ સુહ પ્પવત્તણં**—હે અજીત જીન? સુખને પ્રવર્તાવનાર

**તવ પુરિસુત્તમ નામ કિત્તણં**—હે પુરૂષોતમ? તમારૂં નામ કીર્તન છે

**તહુય ધિઈ મઈ પ્પવત્તણં**—તેમજ વળી ધૃતિ અને મતિ તેનું કરનાર

**તવય જીણુત્તમ સંતિ કિત્તણં ॥૪॥ માગહિઆ ॥**—હે જીનને વિષે ઉત્તમ શાંતિનાથ ભગવાન ! તમારૂં નામ કીર્તન પણ તેમજ છે. ॥૪॥ આ માગધિકા છંદ છે.

**કિરિઆ વિહિ સંચિઅ કમ્મ કિલેસવિ મુઋખયરં**—પચ્ચીસ ક્રિયા કરવે કરી સંચિત આઠ કર્મ તથા કષાય તે થકી મુકાવનાર એવા.

**અજીઅં નિચિઅંચ ગુણેહિં મહા મુણિ સિદ્ધિ ગયં**—અજીતનાથને, જ્ઞાનાદિક ગુણે કરી સહિત અને મહોટા મુનિઓની જે આઠ સિદ્ધિઓ તેને પામેલા એવા.

**અજીઅસ્સય સંતિ મહા મુણિણો વિ અ સંતિકરં**—અજીતનાથને તેમજ મહા મુણિ શાંતિનાથને, શાંતિનો કરનાર.

**સયયં મમ નિવ્વુઇ કારણયં ચ નમંસણયં ॥૫॥ આલિંગણયં ॥**—નમસ્કાર મને નિરંતર મોક્ષનું કારણ થાઓ ॥૫॥ આ આલિંગનક નામા છંદ છે.

**પુરિસા જઈ દુઋખ વારણં**—હે પુરૂષો ! જો તમે દુઃખ નિવારવાને અને.

**જઈઅ વિમગ્ગહ સુખ કારણં**—જો તમે સુખનું કારણ શોધતા હોતો

**અજીઅં સંતિંચ ભાવઓ**—ભાવ થકી શ્રી અજીતનાથ તથા શાંતિનાથને.

**અભય કરે સરણં પવજ્જહા ॥ ૬ ॥ માગહિઆ ॥**—શરણે જાઓ. તે અભયદાન આપનારા છે. ॥૬॥ આ માગધિકા છંદછે.

**અરઇ રઇ તિમિર વિરહિઅ મુવરય જરમરણં**—અરતિ, રતિ, તથા અજ્ઞાને કરી રહિત તથા નાશ પામ્યા છે જરા અને મરણના દુઃખ જે થકી એવા.

**સુર અસુર ગરૂલ ભુઅગવઈ પયય પણિ વઇઅં**—વૈમાનિક. ભવનપતિ, સુવર્ણકુમાર, નાગકુમાર તેમના સ્વામી તેઓએ રૂડે પ્રકારે કરી કર્યો છે નમસ્કાર જેને એવા.

**અજીઅ મહ મવિઅ સુનય નય નિઉણ મભયકરં**—અજીતનાથને હું પણ, રૂડા નયે કરી પ્રતીતિ પામવાગાં નિપુણ તથા અભયદાનના કરનાર એવા.

**સરણ મુવસરિઅ ભુવિ દિવિજ મહિઅં સયય મુવણમોા૭ા સંગયયં॥**—શરણે આવીને મનુષ્ય તથા દેવતા વડે કરી પૂજીત એવાને નિરંતર નમસ્કાર કરૂંછું ॥૭॥ આ સંગતક છંદ છે.

**તંચ જીણુત્તમ મુત્તમ નિત્તમ સત્તધરં**—તે જીનને વિષે ઉત્તમ તથા પ્રધાન, અજ્ઞાન રહિત અને ભાવયજ્ઞના ધરનારને.

**અજ્જવ મદ્દવ ખંતિ વિમુત્તિ સમાહિ નિહિં**—નિર્માયિકપણું, નિરહંકારતા, ક્ષમા, તથા નિર્લોભતા અને સમાધિ તેના સમુદ્રને.

**સંતિકરં પણમામિ દમુત્તમ તિથ્થયરં**—શાંતિના કરનારને તથા ઇંદ્રિયના દમવાવડે કરી ઉત્તમ તથા તીર્થના કરનારને હું પ્રણામ કરૂં છું.

**સંતિમુણી મમ સંતિ સમાહિવરં દિસઉ ॥૮॥ સોવાણયં॥**— એવા શ્રી શાંતિ મુનિ મને શાંતિ અને ઉત્તમ સમાધિ પ્રત્યે દેખાડો ॥૮॥ આ સોપાનક નામા છંદ જાણવો.

**સાવત્થિ પુવ્વ પત્થિવંચ વર હત્થિ મત્થય પસત્થ વિચ્છિન્ન સંથિયં**—શ્રાવસ્તિ નગરના દીક્ષા ગ્રહણ પૂર્વે રાજા વળી સુંદર હાથીના મસ્તક સરખું પ્રશંસા કરવા લાયક તથા વિસ્તીર્ણ છે શરીરનું શુભ સંસ્થાન જેમનું એવા છે.

**થિર સરિચ્છ વચ્છં મયગલ લીલાયમાણ વરગંધ હત્થિ પત્થાણ પત્થિયં સંથવારિહં**—વળી જેની છાતીમાં નિશ્ચલ શ્રીવત્સનું લક્ષણ છે એવા વળી મહોન્મત્ત અને લીલા કરતો સુંદર ગંધ હસ્તિ તેના ગમનપરે ગતિ છે જેની એવા વળી સ્તવન કરવા યોગ્ય એવા.

**હત્થિ હત્થ બાહું ધંત કણગ રૂઅગ નિરૂવહય પિંજરં,**— હાથીના શુંઢા દંડ સરખા હાથ છે જેના એવા વળી ધમેલા સોનાના વાસણની પેઠે નિરૂપદ્રત છે પીતવર્ણ જેનો એવા.

**પવર લક્ખણો વચિય સોમ ચારૂ રૂવં**—શ્રેષ્ઠ લક્ષણોયે કરી સહિત છે તથા સોમ્યાકાર અને મનોહર રૂપ છે જેનું એવા.

**સુઇ સુહ મણાભિરામ પરમ રમણિજ્જ વર દેવદુંદુહિ નિનાય મહુરયર સુહ ગિરં ॥૯॥ વેઢ્ઢઓ ॥**—વળી કાનને સુખ આપનાર તથા મનને આનંદકારક અત્યંત રમણિક એવી તથા સુંદર દેવ દુંદુભિ તેના શબ્દ સરખી ઘણી મધુર અને કલ્યાણકારિણી વાણી છે જેમની એવા ॥૯॥ આ વેષ્ટક છંદ છે.

**અજીઅં જીઆરિગણં**—જીત્યા છે કર્મ રૂપ શત્રુના સમુહ જેણે એવા અજીતનાથને.

**જીઅ સવ્વ ભય ભવો હરિઉં**—જીત્યા છે સર્વ ભય જેણે એવા તથા ભવનો જે સમુદ્ર તેના શત્રુ એવાને. (કરૂં છું.

**પણમામિ અહં પયઓ**—હું મન વચન કાયાએ કરી નમસ્કાર

**પાવં પસમેઉ મે ભયવં ॥૧૦॥ રાસા લુદ્ધઓ ॥ યુગ્મં ॥**—હે ભગવાન! મારા પાપનો નાશ કરો. ॥૧૦॥ આ રાસા લુબ્ધક છંદ છે, નવમી અને દસમી ગાથાનો સંબંધ એકઠો છે.

**કુરૂજણ વય હત્થિણાઉર, નરીસરો પઢમં તઓ મહા ચક્ક વટી ભોએ મહપ્પ ભાવો**—કુરૂ દેશને વિશે હસ્તિનાપુર નગરના પ્રથમ રાજા થયા તે વાર પછી મહોટા ચક્રવર્તિના ભોગ ભોગવ્યા એવા વળી મહોટો છે પ્રભાવ જેમનો એવા.

**જો બાવત્તરિ પુરવર સહસ્સ વર નગર નિગમ જણવય વ-ઇ**,—જે બહોતેર હજાર પુરવર તથા શ્રેષ્ઠ નગર તથા મહોટી દુકાનો વાળા દેશ તેના સ્વામી એવા.

**બત્તીસા રાયવર સહસાણુયાય મગ્ગો**,—બત્રીસ હજાર મુકુટ બદ્ધ રાજાઓ જેની પાછળ ચાલેછે એવા.

**ચઉદસ વર રયણ નવ મહા નિહિ ચઉસટ્ઠિ સહસ્સ પવર જુવઇણ સુંદર વઇ**,—ચઉદ શ્રેષ્ટ રત્ન નવ મહાનિધિ તે નવનિધાન તથા ચોસઠ હજાર શ્રેષ્ટ સ્ત્રીઓના સુંદર સ્વામીછેએવા

**ચુલસી હય ગય રહ સય સહસ્સ સામી**—ચોરાશી લાખ ઘોડા, હાથી, રથ તેના સ્વામી એવા.

**છણ્ણવઇ ગામ કોડિ સામી, આસિજ્જો ભારહમ્મિ ભ-યવં—॥૧૧॥ વેઢ્ઢઓ ॥**—છન્નુક્રોડ ગામના સ્વામી એવા ભગવાન ભરતક્ષેત્રને વિષે થતા હવા. ॥૧૧॥ આવેષ્ટક છંદછે

**તંસંતિં સંતિકરં**—તે શાંતિરૂપ અને શાંતિના કરનારને.

**સંતિણું સવ્વભયા**—જે થકી સર્વે ભયો નાશ પામ્યાછે.

**સંતિં થુણામિ જીણં**—શાંતિનાથ નામાજીનની હું સ્તુતિ કરૂંછુ.

**સંતિ વેહેઉમે ॥૧૨॥ રાસા નંદિયં ॥ (યુગ્મં)**—તેમને શાંતિ પ્રત્યે કરો ॥૧૨॥ આ રાસા નંદિતક છંદછે ॥આ॥ અને ઉપરની ગાથા એકઠી છે.

**ઇખ્ખાગ વિદેહ નરીસર, નરવસહા મુણી વસહા**—હે ઇક્ષ્વાકુ કુલમાં ઉત્પન્ન થયેલા. હે વિદેહ દેશના રાજા, હે મનુષ્યને વિષે ઉત્તમ ! તથા મુનિઓને વિષે ઉત્તમ !

**નવસારય સસિ સકલાણણ, વિગયતમા વિહુઅરયા**—હે નવા સરદ રૂતુના ચંદ્રમાની પેઠે સોભાયમાન મુખવાળા ! હે અજ્ઞાન રહિત ! હે કર્મરૂપ રજના ટાળનાર.

**અજી ઉત્તમ તેઅ ગુણેહિં, મહા મુણિ અમિઅબલા વિઉલ કુલા**—હે રાગાદિકે કરી અજીત ! વળી ગુણોએ કરી હે ઉત્તમ તેજવાળા ! વળી મહોટા મુનિઓથી પણ પ્રમાણ ન થઇ શકે એવા હે બલવાળા ! વળી વિસ્તીર્ણ કુલવાળાં !

**પણમામિતે ભવ ભય મૂરણ, જગસરણા મમસરણં ॥૧૩॥ ચિત્તલેહા ॥**—હે સંસારના ભયના નાશ કરનાર, જગતના શરણ મારા પણ શરણ એવા અને મમત્વ રહિત એવા હે પ્રભુ તમને હું પ્રણામ કરૂંછું ॥૧૩॥ આ ચિત્રલેખા છંદ છે.

**દેવદાણવિંદ ચંદ સૂરવંદ હઠ્ઠ તુઠ્ઠ જીઠ્ઠ પરમ**—સુર અને અસુર તેના ઈંદ્ર તથા ચંદ્ર, સૂર્ય તેમને વાંદવા યોગ્ય એવા તથા આરોગ્યવંત તથા પ્રમોદવંત તથા પ્રશંસા કરવા યોગ્ય અત્યંત.

**લઠ્ઠરૂવ ધંત રૂપ્પ પટ્ટ સેય સુદ્ધ નિદ્ધ ધવલ**—કાંતિયુક્ત રૂપવાળા તથા ધમેલા રૂપાના પાટાની માફક ધન, નિર્મળ સ્નિ-

ગ્ય એવી ઉજવલ.

**દંત પંતિ સંતિ સત્તિ કિત્તિ મુત્તિ જુત્તિ ગુત્તિ પવર**—દાંતની હારવાળા વળી શક્તિ, કીર્તિ, નિર્લોભતા, યુક્તિ, ત્રણ ગુપ્તિ તેને કરીને શ્રેષ્ઠ શાંતિનાથને.

**દિત્ત તેઅ વંદ ધેઅ સવ્વ લોઅ ભાવિઅ પ્પભાવણેઅ પઇસમે સમાહિં ॥૧૪॥ નારાયઓ ॥**—દીપાયમાન છે તેજનો સમુહ જેનો એવા વળી દેવતાદિકોએ કરી વાંદવા યોગ્ય તથા ધ્યાન કરવા યોગ્ય એવા વળી સર્વ લોકને જાણવા યોગ્ય છે પ્રભાવ જેમણે એવા જાણવા યોગ્ય હે પ્રભુ મને સમાધિ આપો ॥૧૪॥ આ નારાચક છંદ છે.

**વિમલ સસિ કલાઇરેઅ સોમં,**—નિર્મલ ચંદ્રકળાથી પણ અધિક સૌમ્યતા છે જેની એવા વળી.

**વિતિમિર સૂર કરાઇરેઅ તેઅં,**—અંધકાર રહિત સૂર્યના કિરણોથી પણ અધિક છે તેજ જેનું એવા.

**તિઅસ વઈ ગણાઇરેઅ રૂવં,**—દેવતાના સ્વામી જે ઇંદ્ર તેના સમુહ તેના કરતાં પણ અધિક રૂપવાળા.

**ધરણિધર પ્પવરાઈ રેઅ સારં ॥૧૫॥ કુસુમલયા ॥**—પર્વતોમાંહિ શ્રેષ્ઠ એવો મેરૂ પર્વત તેથી પણ અધિક ધૈર્યવાળા તમે છો ॥૧૫॥ આ કુસુમલના છંદ છે.

**સત્તેઅ સયા અજીઅં**—સત્વને વિષે સદા અજીત.

**સારીરે અ બલે અજીઅં**—શરીર સબંધી જે બળ તેને વિષે અજીત

**તવ સંજમે અ અજીઅં**—તપ અને સંજમને વિષે પણ અજીત

**એસ થુણામિ જીણં અજીઅં ॥૧૬॥ ભુઅગ પરિરંગિઅં ॥**—એવા શ્રી અજીતનાથ જીનેશ્વરની હું સ્તુતિ કરૂં છું ॥૧૬॥

આ ભુજગ પરિરંગિત છંદ છે.

**સોમ ગુણેહિં પાવઇ ન તં, નવ સરય સસી**—સોમ ગુણ-માં નવો સરદ ઋતુનો ચંદ્ર શ્રી અજીત નાથના સૌમ્યગુણવડે પામી ન શકે.

**તેઅ ગુણેહિં પાવઇ નતં, નવ સરય રવી**—તેજ ગુણમાં ઉગેલો શરદ રૂતુનો સૂર્ય અજીત નાથના તેજને પામી ન શકે.

**રૂવ ગુણેહિં પાવઈ નતં, તિઅસ ગણ વઈ**—રૂપ ગુણમાં દેવતાના સમુહના પતિ જે ઇંદ્ર તે પણ અજીત નાથના રૂપને પામી ન શકે.

**સાર ગુણેહિં પાવઇ નતં, ધરણિ ધર વઇ ॥૧૭॥ ખિજ્જિઅયં ॥**—સ્થિરતા ગુણમાં પર્વતનો પતિ જે મેરૂ તે પણ અજીત નાથની સ્થિરતા પ્રત્યે ન પામે ॥૧૭॥ આ ખિજ્જિતક છંદ છે.

**તિથ્થવર પવત્તયં તમરય રહિયં**—ઉત્તમ જે તીર્થ તેના પ્રવર્તાનાર તથા અજ્ઞાનરજ જે કર્મ તે થકી રહિત.

**ધીરજણ થુઅ મ્ચિઅં ચુઅ કલિ કલુસં**—ધીરપુરૂષોએ સ્તુતિ કર્યા તથા પુષ્પાદિકે પૂજા કીધી એવા વળી છાંડ્યું છે કલહનું પાપ જેણે એવા.

**સંતિસુહ પ્પવત્તયં તિગરણ પયઓ**—મોક્ષ સુખના કરનાર તેમને ત્રિકરણ શુદ્ધે.

**સંતિ મહં મહા મુણિં સરણ મુવણમે ॥૧૮॥ લલિઅયં ॥**—મહા મુનિ શ્રી શાંતિનાથને શરણે હું જાઉં છું. ॥૧૮॥ આ લલિતક છંદ છે.

**વિણઓણય સિરિ રઇ અંજલિ રિસિગણ સંથુઅં થિમિ-**

અં—વિનયે કરી નમેલાં મસ્તકોને વિષે રચી છે અંજલિ જેણે એવા ૠષિઓના સમુહ વડે કરી સ્તુતિ કરાએલા તથા સમુદ્રની પેઠે નિશ્ચલ એવા.

**વિબુહાહિવ ધણવઇ નરવઇ થુઅમહિ અચ્ચિઅં બહુસો—** દેવતાઓના અધિપ જે ઇંદ્ર તથા ધનપતિ કુબેર તથા નરપતિ જે ચક્રવર્તિ પ્રમુખ તેઓ વડે કરી બહુ પ્રકારે વચને સ્તુતિ કરાએલા, પ્રણામાદિકે કરી પૂજીત તથા પુષ્પાદિકે કરી અર્ચિત એવા

**અઇ રૂગ્ગય સરય દિવાયર સમહિ અસપ્પભં તવસા—**તપે કરોને તત્કાલનો ઉદય પામેલો સરદ ૠતુનો જે સૂર્ય તેથી પણું અધિક છે પોતાની કાંતિ જેમની એવા.

**ગયણંગણ વિયરણ સમુઇઅ ચારણ વંદિઅં સિરસા ॥૧૯॥ કિસલયમાલા ॥**—આકાશને વિષે વિચરવાથી એકઠા મળેલા જંઘા ચારણાદિક મુનિઓ તેમણે મસ્તકે કરી વંદન કર્યું એવા ॥૧૯॥ આ કિસલયમાલા છંદ છે.

**અસુર ગરૂલ પરિવંદિઅં**—અસુર કુમાર તથા સુવર્ણ કુમાર આદિ ભવનપતિ દેવતા વડે કરી સમસ્ત પ્રકારે વંદિત એવા

**કિંનરોરગણમંસિઅં—**કિન્નર અને ઓરગ આદિ વ્યંતર દેવતા વડે કરી નમસ્કાર કરાએલા એવા.

**દેવકોડિસયસંથુઅં**—સેંકડો કોટિ દેવો વડે કરી સ્તુતિ કરાએલા.

**સમણ સંઘ પરિવંદિઅં-॥૨૦॥ સુમુહં ॥**—વળી શ્રમણ સંઘે જેને સમસ્ત પ્રકારે વંદના કરીછે ॥૨૦॥ આ સુમુખ છંદછે.

**અભયં અણહં, અરયં અરૂયં**—ભયે રહિત પાપ રહિત, મોહરહિત તથા રોગ રહિત.

**અજીયં અજીઅં, પયઓ પણમે ॥૨૧॥ વિજ્જુ વિલસિ-**

**અં ॥**—વળી રાગાદિકે કરી પરાભવ નહીં પામેલા એ-
વા અજીતનાથને સાદરપણે પ્રણામ કરૂંછું. ॥ ૨૧ ॥ આ વિદ્યુદ્વિલસિત્ છંદ છે.

**આ ગયાવર વિમાણ, દિવ્વ કણગ રહ તુરય પહકર સએ-
હિં હુલિઅં**—સુંદર વિમાન તથા મનોહર સોનાના રથ તથા ઘોડાના સમુહ તેનાં સેંકડાએ કરી આવેલા.

**સસંભમો અરણ, ખુભિઅ લુલિઅ ચલ કુંડલંગય તિરીડ સોહંત મઉલિમાલા ॥૨૨॥ વેઢ્ઢઓ ॥**—વળી સત્વર આકાશ થકી ઉતરવે કરી ક્ષુભિત તથા લોલાયમાન ચંચલ એવા કુંડલ, બાજુબંધ તથા મુકુટ તે વડે કરી શોભાયમાન છે જેમણાં મસ્તકની માલા એવા ॥૨૨॥ આવેષ્ટક છંદછે.

**જંસુરસંઘા સાસુરસંઘા, વેરવિઉત્તા ભત્તિસુજુત્તા**—જે પ્રભુની પાસે વૈમાનિક દેવોના સમુહ આવેલા છે તે કેવા છે તે કહે છે ભુવનપત્યાદિક દેવતાના સમુહે કરી સહિત, વૈરરહિત તથા ભક્તિયે કરી સહિત.

**આયર ભૂસિઅ, સંભમ પિંડિઅ, સુટ્ઠુ સુવિમ્હિઅ સવ્વ. બલોઘા**—આદરે કરી શોભાયમાન તથા ઉતાવળે એકઠા મલ્યા એવા અતિશયે કરી સુવિસ્મિત હોય તેમ સર્વ બળ જે કટક તેના સમુહ તથા.

**ઉત્તમકંચણ રયણ પરૂવિય, ભાસુર ભૂસણ ભાસુરિઅં-
ગા**—શ્રેષ્ઠ સોનું તથા રત્ન તેને કરી જડિત એવા ઝળહળતા અલંકારે કરી દેદીપ્યમાન છે અંગો જેમનાં.

**ગાયસમોયણ ભત્તિવસાગય, પંજલિપેસિઅ સીસપણામા ॥૨૩॥ રયણમાલા ॥**—શરીરે કરી નમેલા અને ભક્તિના

વશે કરી આવેલા અને બે હાથ જોડી કીધો છે મસ્તકે કરી પ્રણામ જેઓએ એવા છે. ॥૨૩॥ આ રત્નમાલા છંદ છે.

**વંદિઊણ થોઊણ તો જીણં**—વાંદીને તથા સ્તુતિ કરીને તેવાર પછી તે જીનને. (કીધી એવા.

**તેગુણમેવ ય પુણો પયાહિણં**—ફરીથી ત્રણ વાર પ્રદક્ષિણા

**પણમિઊણ ય જીણં સુરાસુરા**—તે શાંતિજીનને પ્રણામ કરીને તે સુર અને અસુર દેવો.

**પમુઇઆ સભવણાઇંતો ગયા ॥૨૪॥ ખિત્તયં ॥**—હર્ષવંત થઇને પોતપોતાને ઠેકાણે ગયા. ॥૨૪॥ આ ક્ષિપ્તક છંદ છે.

**મહામુણિ મહંપિ પંજલિ**—તે મહા મુનિને હું પણ હાથ જોડીને. (રીને રહિત એવાને.

**દોસ ભય મોહ વજ્જઅં**—રાગ દ્વેશ ભય અને મોહે ક-

**દાણવ નરિંદ વંદિઅં**—દેવ દાનવ અને નરેંદ્ર તેમને પૂજીત એવા.

**તમુતમં મહાતવં નમે ॥૨૫॥ ખિત્તયં ॥**—પ્રધાન એવું મહોટું છે તપ જેનું એવા શાંતિનાથને હું નમસ્કાર કરૂં છું. ॥૨૫॥ આ ક્ષિપ્તક છંદ છે. (વિચરનારી એવી.

**અંબરંતર વિઆરણિ આહિં**—આકાશના મધ્ય ભાગને વિષે

**લલિઅ હંસ વહુ ગામિણિઆહિં**—રમણીય એવી હંસવધુ જે હંસીઓ તેઓની માફક ગતિ છે જેમના એવી.

**પીણ સોણિથણ સાલિણિ આહિં**—પુષ્ટ એવો કટિપ્રદેશ તથા સ્તન તેને કરી શોભાયમાન એવી.

**સકલ કમલ દલ લોઅણિઆહિં ॥૨૬॥ દીવયં ॥**—સંપૂર્ણ કમળના પત્રના સરખા નેત્રો છે જેમનાં એવી ॥ ૨૬ ॥ આ દીપક છંદ છે.

**પીણ નિરંતર થણભર વિણમિઅ ગાયલ આહિં**—પુષ્ટ અને અંતરરહિત એવા સ્તનોના સમુહે કરી નમી ગયાં છે ગાત્રોના સમુહ જેનાં એવી.

**મણિ કંચણ પસિઢિલ મેહલ સોહિઅ સોણિતડાહિં**—મણિ, સુવર્ણ, પ્રકર્ષે કરી શિથિલ એવી મેખલા તેણે કરી શોભે છે કટિપ્રદેશ જેનાં એવી.

**વરખિંખિણિ નેઉર સતિલય વલય વિભૂસણિઆહિં**—સુંદર કિંકિણી, નેપુર, તથા મનોહર તિલક તથા કંકણ વીગેરે અલંકારોથી સુશોભિત એવી.

**રઇકર ચઉર મણોહર સુંદર દંસણિઆહિં ॥૨૯॥ ચિત્તક્ખરા ॥**—પ્રીતિ કરનાર, ચતુર પુરૂષના મનને હરણ કરનાર તથા સુંદર છે દર્શન જેનું એવી ॥૨૭॥ આ ચિત્રાક્ષરા છંદ છે.

**દેવ સુંદરીહિં પાય વંદિઆહિં,**—શરીરને વિષે ધારણ કરેલા અલંકારોના કીરણોનો સમુહ છે જેણે એવી દેવાંગનાઓએ.

**વંદિયા ય જસ્સ તે સુવિક્કમા કમા અપ્પણો નિડાલએહિં**—પોતાના લલાટે કરીને જે ભગવાનના રૂડા પરાક્રમવાળા ચરણારવિંદ તેમને વંદન કર્યા વળી.

**મંડણો ડ્ડણપ્પગાર એહિં કેહિં કેહિંવિ**—તે દેવાંગનાઓના શરીરને વિષે આભૂષણની રચનાના પ્રકારો તે કેવા કેવા તે કહે છે.

**અવંગ તિલય પત્તલેહ નામએહિં ચિલ્લએહિં**—નેત્રને વિષે અંજનની રચના, તથા તિલકની રચના તથા કસ્તુરી પ્રમુખના ટપકાં ઇત્યાદિક નામ છે જેનાં એવી એવી રચનાયે કરી.

**સંગયંગયાહિં ભત્તિસન્નિવિટ્ઠ વંદણા ગયાહિં**—સહિત છે અં-

ગો જેનાં એવી દેવાંગનાઓ ભક્તિયે કરી વ્યાપ્ત થઈને વંદન-
ને માટે આવીઓ છે.

**હુંતિ તે વંદિઆ પુણો પુણો ॥૨૮॥ નારાયઓ ॥**—એવા
તમારા ચરણકમલ વારંવાર વંદન કરેલાં છે ॥ ૨૮ ॥ આ
નારાચક છંદ છે.

**તમહં જીણચંદં**—હું પણ તે જીનોને વિષે ચંદ્રમા સમાનને.

**અજીઅં જીઅ મોહં**—જીત્યોછે મોહ જેણે એવા અજીતનાથને.

**ધુય સવ્વ કિલેસં**—ટાળ્યાં છે સર્વ પ્રકારના કલેશ જેણે એવાને.

**પઈઓ પણમામિ ॥૨૯॥ નંદિઅયં ॥**—ત્રિકરણ શુદ્ધે હું પ્ર-
ણામ કરૂંછું ॥૨૯॥ આ નંદિતક છંદ છે.

**થુઅ વંદિઅસ્સા રિસીગણ દેવગણેહિં**—રૂષિના સમુહ અને
દેવતાઓના સમુહવડે સ્તુતિ કરાએલા અને વંદન કરાએલા એવા.

**તો દેવ વહૂહિં પયઓ પણમિઅસ્સા**—તેવાર પછી દેવાંગ-
નાઓવડે પ્રયત્નવડે પ્રણામ કરાએલા એવા.

**જસ્સ જગુત્તમ સાસણયસ્સા**—વળી જેમનું જગતને વિષે ઉ-
ત્તમ સાસન છે એવા તે શાંતિનાથ ભગવાન છે.

**ભત્તિ વસાગય પિંડિઅયાહિં**—ભક્તિના વશે કરી આવવાથી
એકઠી મળેલી એવી.

**દેવવર સ્ડ્રિરસા બહુયાહિં**—તથા સારા દેવતાઓ અને અપછ-
રાઓ ઘણા સાથે મળેલા છે એવી.

**સુરવરરઇગુણ પંડિયઆહિં ॥૩૦॥ ભાસુરયં ॥**—તથા દેવતા-
ઓને પ્રીતિ કરનાર એવા ગુણને વિષે પંડિત એવી તે દેવ
નર્તકીઓ છે ॥૩૦॥ આ ભાસુરકનામા છંદ છે.

**વંસ સદ્દ તંતિ તાલ મેલિએ, તિઉખ્ખરા ભિરામ સદ્દ મી-**

**સએ કએઅ**—વાંસનો શબ્દ, વીણા, તાલ તે ચપટી સર્વે મલે છતે, વળી ત્રિપુષ્કરનામા વાજીંત્ર તેના મનોહર શબ્દોએ કરી મિશ્રિત કરેછતે.

**સુઈ સમાણણે અ સુદ્ધ સજ્જ ગીઅ પાયજાલ ઘંટિઆહિં ॥**—તથા કાનને સાંભલવાને વિષે સમાન કરે છતે, શુદ્ધ, ષડ્જ તે મયૂર કેકાદિ ધ્વનિ તેને કરી યુક્ત એવું જે ગીત તેણે કરી સહિત એવી પગને વિષે જાલના આકારવાળી ઘૂઘરિઓ છે જેણે એવી.

**વલય મેહલા કલાવ નેઉરા ભિરામ સદ્દ મીસએ કએઅ**—તથા કંકણ, મેખલા તે કંદોરો તથા કલાવ આભરણ તથા નેપુર તેમના મનોહર શબ્દોએ કરી મિશ્રિત કરે છતે.

**દેવ નટ્ટિઆહિં, હાવભાવ વિબ્ભમ પ્પગાર એહિં**—દેવ નર્તકીઓ, હાવ, ભાવ, વિભ્રમને વિલાસ તેના પ્રકારો છે જેમને વિષે એવી.

**નચ્ચિઉણ અંગ હારએહિં, વંદિઆય જસ્સતે સુવિક્કમા કમ્મા**—અંગના વિક્ષેપે કરી, નૃત્યે કરીને ઉત્તમ પરાક્રમવાળા શાંતિનાથના તે ચરણકમલને વંદન કરેલા છે.

**તયંતિલોય સવ્વ સત્ત સંતિકારયં**—તે ત્રણ લોકના સર્વ પ્રાણીઓને શાંતિના કરનાર છે.

**પસંત સવ્વ પાવ દોસ મેસહં નમામિ સંતિમુત્તમં જીણં ॥૩૧॥ નારાયઓ ॥**—પ્રશાંત થયા છે સર્વ પાપ અને રોગ જે થકી એવા ઉત્તમ શ્રી શાંતિનાથ ભગવાન પ્રત્યે આ પ્રત્યક્ષ હું નમસ્કાર કરૂંછું. ॥૩૧॥ આ નારાચક છંદ છે.

**છત્તચામર પડાગ જુવ જવ મંડિઆ**—છત્ર, ચામર, પતાકા

યૂપ, યવ, એ લક્ષણોયે કરી સુશોભિત.

**જયવર મગર તુરય સિરિવચ્છ સુલંછના**—ધ્વજવર, મગરમચ્છ તુરગતે અશ્વ, અને શ્રીવત્સ એ સર્વ શોભાયમાન છે લંછન જેમને એવા.

**દીવ સમુદ્દ મંદર દિસાગય સોહિઆ**—દ્વીપ, સમુદ્ર તથા મેરૂ પર્વત તથા દિગ્ગજ એવા લક્ષણોથી સુશોભિત.

**સત્થિઅ વસહ સીહ રહ ચક્ક વરંકિયા ॥૩૨॥ લલિયયં॥** સ્વસ્તિક, વૃષભ, સિંહ, રથ, ચક્ર શ્રેષ્ઠ તેણે કરી અંકિત એવા શ્રી શાંતિનાથ છે ॥૩૨॥ આ લલિતક છંદ છે.

**સહાવ લટ્ઠા સમપ્પઇટ્ઠા**—સ્વભાવે કરી શોભાયમાન તથા નિરૂપમ પ્રતિષ્ઠા વાળાં અથવા સરખી ભૂમીને વિષે રહેલા એવા.

**અદોસ દુટ્ઠા ગુણેહિં જીટ્ઠા**—રાગાદિક દોષે કરી રહિત તથા ગુણોયે કરી મહોટા છે.

**પસાયસિટ્ઠા તવેણ પુટ્ઠા**—પ્રસાદે કરી શ્રેષ્ટ તથા તપે કરી પુષ્ટ છે.

**સિરીહિં ઈટ્ઠા રિસીહીં જુટ્ઠા ॥૩૩॥ વાણવાસિયા ॥**—લક્ષ્મીયે કરી ઈષ્ટ તથા મુનિઓ વડે કરી નિરંતર સેવિત એવા પ્રભુછે. ॥૩૩॥ આ વનવાસિકા છંદ છે.

**તે તવેણ ધુય સવ્વ પાવયા**—તે પૂર્વોકત પ્રભુ જેણે તપે કરી ટાલ્યાં છે સર્વ પાપો એવા.

**સવ્વલોઅ હિય મુલ પાવયા**—સર્વ લોકોને હિત જે મોક્ષ તેનું કારણ જે જ્ઞાનાદિગુણ તેને પમાડનારા.

**સંથુયા અજીઅ સંતિ પાયયા**—શ્રી અજીત શાંતિના પગો રૂડા રીતે સ્તુતિ કરાયલા છે.

**હુંતુ મે સિવ સુહાણ દાયયા ॥૩૪॥ અપરાંતિકા ॥**—વળી

મને શાંતિ સુખના દેનારા એવા હે પ્રભુ તમે છો ॥ ૩૪ ॥
આ અપરાંતિકા છંદ છે.

**એવં તવ બલ વિઊલં**—એ પ્રકારે તપો બલે કરી વિશાલએવું
**થુઅ મએ અજીઅસંતિ જીણ જુઅલં**—અજીતનાથ તથા
શાંતિનાથ એ જીન યુગલની મેં સ્તુતિ કરી. (વળી એવું.
**વવ્વગય કમ્મ રયમલં**—ગયું છે કર્મ રૂપ રજ અને મળ જે
**ગઇં ગયં સાસયં વિઊલં ॥૩૫॥ ગાહા**—તથા શાશ્વતી અ-
ને વિશાલ સુખ વાળી ગતિ જે મોક્ષ તેને પામેલા એવા અ-
જીત શાંતિજીન યુગલને હું વાંદુછું ॥૩૫॥ આ ગાથા છંદછે
**તં બહુ ગુણ પ્પસાયં**—બહુ ગુણોનો પ્રસાદ છે જેમને એવા તેઓ
**મુક્ખ સુહેણ પરમેણ અવિસાયં**-ઉત્કૃષ્ટ એવું જે મોક્ષ સુખ
તેણે કરી વિષાદ રહિત.
**નાસેઊ મે વિસાયં**—મારા વિષાદનો નાશ.
**કુણઊઅ પરિસાવિઅ પસાયં ॥૩૬॥ ગાહા ॥**—કરો વળી
આ પરખદાજે સભા તેના ઉપર પ્રસાદ કરો ॥ ૩૬ ॥ આ
ગાથા છંદ છે. (ત્યે આપો તથા સમાધિને.
**તં મોએઊઅ નંદિં**—તે અજીત શાંતિજીન યુગલ મને હર્ષ પ્ર-
**પાવેઊઅ નંદિસેણ મભિનંદિં**—પ્રાપ્ત કરો. વળી આ સ્તવન
કર્ત્તા શ્રી નંદિષેણ કવિને સર્વે પ્રકારે સમૃદ્ધિ પમાડો.
**પરિસાવિય સુહ નંદિં**—આ પરખદાને પણ સુખ વૃદ્ધિ.
**મમય દિસઊ સંજમે નંદિં ॥૩૭॥ ગાહા ॥** અને મને પણ
સંજમને વિષે આનંદ આપો ॥૩૭॥ આ ગાથા છંદ છે.
**પક્ખિઅ ચાઊમ્માસે**—પક્ખી પડિક્કમણામાં તથા ચઉમાસી
પડિક્કમણામાં.

**સંવચ્છરીએ અવસ્સ ભણિઅવ્વો**—તથા સંવત્સરી પડિક્કમ-
ણામાં આ સ્તવન અવશ્ય એક જણે ભણવો.
**સોઅવ્વો સવ્વેહિં**—સર્વ સંઘે તે સાંભળવો. (કરનાર છે.
**ઉવસગ્ગ નિવારણો એસો ॥૩૮॥**—આ ઉપસર્ગનો નિવારણ
**જો પઢઈ જોઅ નિસુણઇ**—જે કોઈ ભણે અથવા જે કોઈ
નિરંતર શ્રવણ કરે.
**ઉભઓ કાલંપિ અજીઅસંતિ થયં**—આ અજીત શાંતિ સ્તવ-
વનને પ્રાતઃકાલે તથા સાયંકાલે.
**નહુ હુંતિ તસ્સ રોગા**—તે માણસને રોગ થતા નથી.
**પુવ્વુપ્પન્ના વિનાસંતિ ॥ ૩૯ ॥**—અને પ્રથમના થયેલા રો-
ગો નાશ પામે છે ॥૩૯॥
**જઈ ઈચ્છહ પરમ પયં**—જો ઉત્કૃષ્ટ પદ જે મોક્ષ તેને ઈચ્છતા હો.
**અહવા કીત્તિં સુવિત્થડં ભુવણે**—તથા જગતને વિષે વિસ્તાર
પામેલી કીર્તિને ઈચ્છતા હો.
**તા તેલુક્કુ દ્ધરણે**—તો ત્રણ લોકના ઉદ્ધારના કરનાર એવા.
**જીણ વયણે આયરં કુણહ ॥૪૦॥ ગાહા ॥**—આ જીન વચ-
નોને વિષે આદર સત્કાર કરો. ॥૪૦॥ આ ગાથા છંદછે.

**ઇતિશ્રી અજીત શાંતિસ્તવન સંપૂર્ણ.**

# ६१ अथ ब्रहत् शांति.

## ૭ મું સ્મરણ.

**ભો ભો ભવ્યાઃ શૃણુત વચનં પ્રસ્તુતં સર્વ મેતત્**—હે ભ-
વ્ય જીવો! આ અવસરને યોગ્ય એવું વચન તે તમે સર્વ સાંભળો.
**યે યાત્રાયાં ત્રિભુવન ગુરો રાર્હતાં ભક્તિભાજઃ**—જે પુરૂષો

ત્રણ ભુવનના ગુરૂ જે ભગવાન તેમની જાત્રાને વિષે ભક્તિ મંત છે એવા તથા અરિહંત છે દેવ જેનાં એવા.

**તેષાં શાંતિ ર્ભવતુ ભવતા મર્હદાદિ પ્રભાવા**—તે તમોને અરિહંત આદિ પંચ પરમેષ્ઠિના પ્રભાવથી શાંતિ થાઓ.

**દારોગ્ય શ્રી ધૃતિ મતિ કરી કલેશ વિધ્વંસ હેતુઃ ॥૧॥**—તે શાંતિ આરોગ્ય લક્ષ્મી, ધૃતિ અને મતિ તેની કરનારી તથા કલેશના નાશ કરવાનું હેતુ છે. ॥ ૧ ॥

**ભો ભો ભવ્ય લોકા ઇહ હિ ભરતૈરાવત વિદેહ સંભવાનાં**—હે ભવ્ય લોકો! આ ભરતક્ષેત્ર, ઐરાવત અને મહાવિદેહ તેને વિષે ઉત્પન્ન થયેલા.

**સમસ્ત તીર્થકૃતાં જન્મન્યાસન પ્રકંપાનન્તર મવધિના વિજ્ઞાય**—સમસ્ત તીર્થંકરોના જન્મ સમયને વિષે સૌધર્માધિપતિનું આસન પ્રકંપિત થયા બાદ અવધિજ્ઞાને પ્રભુનો જન્મ જાણીને.

**સૌધર્માધિપતિઃ સુઘોષા ઘંટા ચાલનાનંતરં**—શ્રી સૌધર્માધિપતિ, સુઘોષા નામનો ઘંટ વગાડ્યા પછી.

**સકલ સુરાસુરેંદ્રૈઃ સહ સમાગત્ય**—સમસ્ત સુર અને અસુરના ઇંદ્રોએ કરી સહિત આવીને.

**સવિનય મર્હદ્ભટ્ટારકં ગૃહીત્વા ગત્વા કનકાદ્રિશૃંગે**—વિનય સહિત અરિહંત ભગવાનને ગ્રહણ કરીને તથા મેરૂ પર્વતના શિખર ઉપર જઇને.

**વિહિત જન્માભિષેકઃ શાંતિ મુદ્ઘોષયતિ**—કર્યો છે જન્માભિષેક જેણે એવો તે સૌધર્માધિપતિ શાંતિનો મહોટેથી પાઠ કરેછે.

**યથા તતોઽહં કૃતાનુકાર મિતિ કૃત્વા**—તેથી હું પણ તેમને કર્યું તેમજ કરવું એ પ્રકારે કરીને.

**મહાજનો યેન ગતઃ સ પંથાઃ**—મહોટો પુરૂષ જે માર્ગે પ્રવર્ત્યો તેજ માર્ગ.

**ઇતિ ભવ્યજનૈઃ સહ સમેત્ય સ્નાત્ર પીઠે સ્નાત્રં વિધાય**—એ પ્રકારે ભવ્ય લોક સાથે આવીને સ્નાત્ર પીઠને વિષે સ્નાત્ર કરીને.

**શાંતિ મુદ્ઘોષયામિ ॥**—હું પણ શાંતિનો પાઠ મહોટેથી કરૂંછું.

**તત્પૂજા યાત્રા સ્નાત્રાદિ મહોત્સવાનંતર મિતિકૃત્વા**—તેની પૂજા, યાત્રા સ્નાત્ર આદિ મહોત્સવ કર્યા બાદ એ પ્રમાણે કરીને.

**કર્ણં દત્વા નિશમ્યતાં નિશમ્યતાં સ્વાહા**—તે શાંતિને કાન દઇને (એક ચિત્તથી) સાંભળો. સાંભળો.

**ઓં પુણ્યાહં પુણ્યાહં પ્રીયંતાં પ્રીયંતાં**—ઓં એ મંગલિક અર્થમાં છે. આજ પુણ્યનો દિવસ છે. પુણ્યનો દિવસ છે. અતિ સંતુષ્ટ થાઓ. અતિ સંતુષ્ટ થાઓ.

**ભગવંતોર્હંતઃ સર્વજ્ઞાઃસર્વદર્શિનઃ**—અરિહંત ભગવાન-ઐશ્વર્ય યુકત તથા સર્વજ્ઞ તથા સર્વ દર્શિ.

**ત્રિલોકનાથા સ્રિલોક મહિતા સ્રિલોક પૂજ્યા સ્રિલોકેશ્વરા સ્રિલોકો ઘોતકરાઃ**—ત્રણ લોકના નાથ ત્રણ લોકથી સેવિત તથા ત્રણ લોકના પૂજ્ય તથા ત્રણ લોકના ઇશ્વિર તથા ત્રણ લોકના ઉધોતના કરનાર એવા તેઓછે.

**ઓં રૂષભ, અજીત, સંભવ, અભિનંદન, સુમતિ**—રૂષભ દેવ, અજીતનાથ, સંભવનાથ અભિનંદન, સુમતિ.

**પદ્મપ્રભ, સુપાર્શ્વ, ચંદ્રપ્રભ, સુવિધિ, શીતલ**—પદ્મ પ્રભુ સુપાર્શ્વ, ચંદ્રપ્રભુ, સુવિધિ તથા શીતલ.

**શ્રેયાંસ, વાસુપૂજ્ય, વિમલ, અનંત, ધર્મ, શાંતિ**—શ્રેયાંસ વાસુપુજ્ય, વિમલનાથ અનંતનાથ, ધર્મનાથ તથા શાંતિનાથ.

**કુંથુ, અર, મલ્લિ, મુનિસુવ્રત, નમિ, નેમિ, પાર્શ્વ**—તથા કુંથુનાથ, અરનાથ, મલ્લિનાથ, મુનિસુવ્રત સ્વામિ નમિનાથ તથા નેમનાથ તથા પાર્શ્વનાથ.

**વર્ધમાનાંતાઃ જીનાઃ શાંતાઃ શાંતિકરાઃ ભવંતુ સ્વાહા ॥**—અને મહાવીર છે છેલાં તીર્થંકર જેણે વિષે એવા રાગ દ્વેષના જીતનાર તથા ક્રોધાદિકથી શાંતિ પામેલા એવા તે શાંતિને કરનારા થાઓ.

**ઓં મુનયો મુનિપ્રવરા રિપુવિજય દુર્ભિક્ષ કાંતારેષુ**—મુનિઓને વિષે શ્રેષ્ટ મુનિઓ શત્રુનો જય, દુકાળ તથા કંટકવાળા માર્ગને વિષે. (વિષે હમેશાં તમોને રક્ષણ કરો.

**દુર્ગ માર્ગેષુ રક્ષંતુ વો નિત્યં સ્વાહા**—તથા અરણ્ય માર્ગને

**ઓં હ્રીં શ્રીં ધૃતિ, મતિ, કીર્તિ, કાંતિ, બુદ્ધિ, લક્ષ્મી,**—ઓઁ, હ્રીં શ્રીં એ ત્રણ મંત્ર બીજ છે. ધૈર્ય, મતિ, કીર્તિ, કાંતિ, બુદ્ધિ, લક્ષ્મી.

**મેધા, વિદ્યા, સાધન, પ્રવેશ, નિવેશનેષુ**—ધારણ કરવાનિ બુદ્ધિ વિદ્યાનું સાધન, પ્રવેશ તથા મુકામ કરવો તે સઘળાને વિષે.

**સુગૃહીત નામાનો જયંતુ તે જીનેંદ્રાઃ ॥**—રૂડાં ગ્રહણ કરવા યોગ્ય નામ છે જેમણું એવા તે જીનેંદ્રો જયવંતા વર્તો.

**ઓં રોહિણી, પ્રજ્ઞપ્તિ, વજ્રશૃંખલા, વજ્રાંકુશી**—રોહિણી, પ્રજ્ઞપ્તી, વજ્રશૃંખલા તથા વજ્રાંકુશી.

**અપ્રતિં ચક્રા, પુરૂષદત્તા, કાલી, મહાકાલી,**—અપ્રતિચક્રા, પુરૂષદત્તા, કાલી તથા મહાકાલી.

**ગૌરી, ગાંધારી, સર્વાસ્ત્રા મહાજ્વાલા, માનવી**—ગૌરી, ગાંધારી, સર્વાસ્ત્રા, મહાજ્વાલા માનવી.

**વૈરોટયા, અછુપ્તા માનસી, મહામાનસી,**—વૈરોટયા, અછુપ્તા, માનસી તથા મહામાનસી.

**ષોડશ વિદ્યા દેવ્યો રક્ષંતુવો નિત્યં સ્વાહા**—એ સોળે વિદ્યા દેવીઓ તમારૂં હમેશાં રક્ષણ કરો.

**ઓં આચાર્યોપાધ્યાય પ્રભૃતિ ચાતુર્વર્ણ્યસ્ય**—આચાર્ય ઉપાધ્યાય પ્રમુખ ચાર પ્રકારના.

**શ્રી શ્રમણ સંઘસ્ય શાંતિર્ભવતુ તુષ્ટિર્ભવતુ પુષ્ટિર્ભવતુ ॥**—સુશોભિત શ્રમણ જે વીરભગવાન તેના સંઘને શાંતિ થાઓ, તુષ્ટિ થાઓ તથા ધર્મની પુષ્ટિ થાઓ.

**ઓં ગ્રહા શ્ચંદ્ર સૂર્યાગારક બુધ બૃહસ્પતિ શુક્ર**—ગ્રહો, ચંદ્ર સૂર્ય, અંગારક (મંગલ) બુધ, બૃહસ્પતિ, શુક્ર.

**શનૈશ્ચર રાહુકેતુ સહિતાઃ સલોક પાલાઃ**—શનૈશ્ચર, રાહુ, કેતુ એ નવગ્રહો સહિત તથા ચાર લોકપાલ સહિત તથા.

**સોમ યમ વરૂણ કુબેર વાસવાદિત્ય સ્કંધ વિનાયકોપેતાઃ**—સોમ, યમ, વરૂણ, કુબેર વાસવ તે ઇંદ્ર, બાર પ્રકારના સૂર્ય, સ્કંધ, વિનાયક (ગણેશ) એ બધા સહિત.

**યે ચાન્યેપિ ગ્રામ નગર ક્ષેત્ર દેવતાદયસ્તે સર્વે પ્રીયંતાં પ્રીયંતાં**—વળી બીજા પણ ગ્રામ, નગર, ક્ષેત્રના દેવતા વિગેરે જે છે તે સર્વ પ્રસન્ન થાઓ પ્રસન્ન થાઓ.

**અક્ષીણ કોશ કોષ્ટાગારા નરપતયશ્ચ ભવંતુ સ્વાહા ॥**—નથી ક્ષીણ થયા ભંડાર જેમના તથા ધાન્યના ગૃહ જેમનાં એવા રાજાઓ થાઓ.

**ઓં પુત્ર મિત્ર ભ્રાતૃ, કલત્ર સુહૃદ સ્વજન સંબંધી**—પુત્ર મિત્રભાઈ, સ્ત્રી, સમાન વયવાળા, સ્વજન તથા સંબંધી માણુસ, તથા.

**બંધુવર્ગ સહિતાઃ નિત્યં ચામોદ પ્રમોદ કારિણઃ**—બંધુઓનો સમુહ તે સહિત તે સર્વે હમેશાં હર્ષ અને ચિત્ત પ્રસન્નતા કરનારા થાઓ.

**અસ્મિંશ્ચ ભુમંડલાયતન નિવાસી સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકાણાં**—આ મૃત્યુ લોકને વિષે પૃથ્વીમાં પોતાના સ્થાનકોને વિષે વસનારા સાધુ સાધવી શ્રાવક અને શ્રાવિકાઓનાં.

**રોગોપસર્ગ વ્યાધિ દુઃખ દુર્ભિક્ષ દૌર્મનસ્યોપશમનાય શાંતિર્ભવતુ ॥**—રોગ, ઉપસર્ગ, વ્યાધિ, દુઃખ, દુકાળ અને દૌર્મનસ્ય (દુષ્ટ મનનો ભાવ) તેનો નાશ કરવાને અર્થે શાંતિ થાઓ.

**ઓં તુષ્ટિ પુષ્ટિ ઋદ્ધિ વૃદ્ધિ માંગલ્યોત્સવાઃ ॥**—ઓં મંગલાર્થે છે. સંતોષ, સામર્થ્ય. સંપત્તિ, પરિવારની વૃદ્ધિ, કલ્યાણ અને મહોટા ઓચ્છવો થાઓ.

**સદા પ્રાદુર્ભૂતાનિ પાપાનિ શામ્યંતુ દુરિતાનિ**—નિરંતર ઉત્પન્ન થએલાં પાપ અને દુરિત તેને શાંત કરો.

**શત્રવઃ પરાઙ્મુખા ભવંતુ સ્વાહા**—તથા શત્રુઓ અવળા મુખ વાળા થાઓ.

**શ્રીમતે શાંતિનાથાય**—લક્ષ્મી યુક્ત એવા શ્રી શાંતિનાથ ભગવાનને.

**નમઃશાંતિ વિધાયિને**—નમસ્કાર થાઓ. જે શાંતિના કરનારછે.

**ત્રૈલોકયસ્યામરાધીશ**—ત્રણ લોકને, તથા દેવતાઓના રાજા જે ઇંદ્ર તેમના. (એવા છે. ॥ ૧ ॥

**મુકુટાભ્યર્ચિતાંધ્રયે ॥૧॥**—મુકુટે કરી પૂજીત છે ચરણ જેના

**શાંતિઃ શાંતિકરઃ શ્રીમાન્**—શાંતિનાથ ભગવાન, શાંતિનાકરનાર તથા શોભાયમાન. (પ્રત્યે દેખાડો.

**શાંતિં દિશતુ મે ગુરૂઃ**—તથા ગુરૂ સમાન એવા મને શાંતિ

**શાંતિ રેવ સદા તેષાં**—હમેશાં તે લોકોના ઘેર શાંતિજ છે.

**યેષાં શાંતિ ગૃહે ગૃહે ॥૨॥**—જેગના ઘરને વિષે શાંતિનાથની પૂજા થાય છે. ॥ ૨ ॥

**ઉન્મૃષ્ટ રિષ્ટ દુષ્ટ, ગ્રહગતિ દુઃસ્વપ્ન દુર્નિમિત્તાદિ**—દૂર કર્યાં છે ઉપદ્રવ, દુષ્ટ ગ્રહની ગતિ તથા દુષ્ટ સ્વપનાં જે દુઃખનાં હેતુ છે તેને એવા તથા.

**સંપાદિતહિતસંપ ન્નામગ્રહણં જયતિ શાંતેઃ ॥ ૩ ॥**—સંપાદિત કરી છે. હિતની સંપત્તિ જેણે એવું શ્રી શાંતિનાથનું નામ ગ્રહણ ઉત્કૃષ્ટ વર્તે છે. ॥૩॥

**શ્રી સંઘજગજજનપદ, રાજાધિપરાજસન્નિવેશાનાં**—શ્રી સંઘ, જગતના દેશો, મહોટા રાજાઓ તથા રાજાઓનો ઉપદેશ ના સ્થાનક તેમને તથા.

**ગોષ્ઠિક પુર મુખ્યાનાં વ્યાહરણૈ ર્વ્યાહરેચ્છાંતિં ॥૪॥**—શ્રી ધર્મ સભાના જનો તથા શહેરના મુખ્ય માણસો તેગના નામ ઉચ્ચારણ કરીને શાંતિનું મહોટેથી ઉદઘોષણ કરો. ॥૪॥

**શ્રી શ્રમણ સંઘસ્ય શાંતિર્ભવતુ**—શ્રી શ્રમણ સંઘને શાંતિથાઓ

**શ્રી પૌર જનસ્ય શાંતિર્ભવતુ**—શહેરના લોકોને શાંતિ થાઓ.

**શ્રી જનપદાનાં શાંતિર્ભવતુ**—દેશોને શાંતિ થાઓ.

**શ્રી રાજાધિપાનાં શાંતિર્ભવતુ**—મહોટા રાજાઓને શાંતિ થાઓ

**શ્રી રાજસન્નિવેશાનાં શાંતિર્ભવતુ**—રાજાઓના ઉપદેશ સ્થાનકોને શાંતિ થાઓ.

**શ્રી ગોષ્ટિકાનાં શાંતિર્ભવતુ**—ધર્મ સભાસ્થ લોકોને શાંતિ થાઓ.

**શ્રી પૌરમુખ્યાનાં શાંતિર્ભવતુ**—શહેરના મુખ્ય માણસોને શાંતિ થાઓ.

**શ્રી બ્રહ્મલોકસ્સ શાંતિર્ભવતુ**-શ્રી બ્રહ્મલોકોને શાંતિ થાઓ.

**ઓં સ્વાહા ઓં સ્વાહા ઓં શ્રી પાર્શ્વનાથાય સ્વાહા**—ઓં સ્વાહા એ પદ મંગલિકને અર્થે છે. આ કુંકુમ ચંદન ધૂપાદિક વસ્તુઓ શ્રી પાર્શ્વનાથને અર્થે થાઓ.

**એષા શાંતિ પ્રતિષ્ઠા યાત્રા સ્નાત્રા દ્યવસાનેષુ**—આ શાંતિ પાઠ પ્રતિષ્ઠાના, યાત્રાના તથા સ્નાત્ર પૂજાના તથા બીજા પણ શુભ કાર્યોના અંતમાં અવશ્ય ભણવો.

**શાંતિકલશં ગૃહીત્વા કુંકુમ ચંદન કર્પૂરાગરૂ**—એક ગુણવાન શ્રાવક ઉભો થઇને શાંતિકલશને ડાબા હાથમાં ઝાલીને જમણે હાથ ઉપર સ્થાપીને, કુંકુમ, ચંદન કર્પૂર, આગરૂ.

**ધૂપ, વાસ, કુસુમાંજલિ સમેતઃ સ્નાત્ર ચતુષ્કિકાયાં**—ધુપ, વાસ, તથા કુસુમાંજલિ સહિત સ્નાત્ર મંડપને વિષે.

**શ્રી સંઘ સમેતઃ શુચિ શુચિવપુઃ**—શ્રી ચતુર્વિધ સંઘયુક્ત તથા અતિશયે કરી પવિત્ર છે શરીર જેનું એવો.

**પુષ્પ વસ્ત્ર ચંદનાભરણાલંકૃતઃ પુષ્પમાલાં કંઠે કૃત્વા**—પુષ્પ, વસ્ત્ર ચંદન તથા આભરણોથી સુશોભિત એવો તે ફુલની માળા ગળાને વિષે નાંખીને.

**શાંતિમુદ્ઘોષયિત્વા, શાંતિ પાનીયં મસ્તકે દાતવ્યમિતિ**—શાંતિનો પાઠ મ્હોટેથી કરીને આ શાંતિકળશનું પાણી મસ્તકને વિષે નાંખવું. ઇતિએ સમાપ્તિ અર્થમાં છે.

**નૃત્યન્તિ નિત્યં મણિપુષ્પ વર્ષં**—હમેશ નાચે છે તથા રત્ન અને ફુલની વૃષ્ટિ તેને. (ત ગાય છે.

**સૃજન્તિ ગાયંતિચ મંગલાનિ**—કરે છે તથા મંગલના ગી-

**સ્તોત્રાણિ ગોત્રાણિ પઠંતિમંત્રાન્**—તથા મંત્રોએ કરી યુક્ત સ્તોત્ર અને તેમનાં વંશોને પઠણ કરે છે.

**કલ્યાણભાજોહિ જીનાભિષેકે ॥ ૧ ॥**—જીનેશ્વર ભગવાનના અભિષેક સમયે તે નિશ્ચે કલ્યાણના ભજનારાછે.

**શિવમસ્તુ સર્વ જગતઃ**—સર્વ જગતને કલ્યાણ થઓ.

**પરહિત નિરતા ભવંતુ ભૂતગણાઃ**—પારકાનું હિત કરવામાં પ્રીતિયુકત એવા ભૂત દેવતાના સમૂહ થાઓ.

**દોષાઃ પ્રયાંતુ નાશં**—આધિ વ્યાધિ વીગેરે નાશ પામો.

**સર્વત્ર સુખીભવંતુ લોકાઃ ॥ ૨ ॥**—અને લોકો સર્વ સ્થાનકે સુખી થાઓ ॥૨॥

**અહં તિથ્થયર માયા**—હું, બાવિસમા તીર્થંકર નેમનાથની માતા.

**શિવાદેવી તુમ્હ નયર નિવાસિની**—શીવાદેવી છું. તમારા નગરમાં વસનારી છું. (ણ કલ્યાણ થાઓ.

**અમ્હ શિવં તુમ્હ શિવં**—અમારૂ કલ્યાણ હો અને તમારૂ પ-

**અશિવોપશમં શિવં ભવતુ સ્વાહા**—ઉપદ્રવનો ઉપશમ છે જેને વિષે એવું કલ્યાણ થાઓ. ॥૩॥

**ઉપસર્ગાઃ ક્ષયં યાંતિ**—ઉપસર્ગો નાશ પામે છે.

**છિદ્યંતે વિઘ્ન વલ્લયઃ**—સર્વ વિઘ્નરૂપ વેલો છેદાય છે.

**મનઃ પ્રસન્નતામેંતિ**—મન પ્રસન્ન થાય છે.

**પૂજ્યમાને જીનેશ્વરે ॥૪॥**—જીનેશ્વર ભગવાન પૂજે થકે. ॥૪॥

**સર્વ મંગલ માંગલ્યં**—સર્વ મગળિકને વિષે મંગલિક છે.

**સર્વ કલ્યાણ કારણં**—સર્વ કલ્યાણનું કારણ છે.

**પ્રધાનં સર્વ ધર્માણાં**—સર્વ ધર્મોને વિષે શ્રેષ્ઠ એવું.

**જૈનં જયતિ શાસનં ॥૫॥**—જીન શાસન જયવંતુ વર્તે છે. ॥૫॥

**ઇતિ બૃહત્ શાંતિ સંપૂર્ણ.**



# ७० अथ श्री भक्तामर स्तोत्र.

## આઠમું સ્મરણ.

**ભક્તામર પ્રણત મૌલિમણિ પ્રભાણ**—ભક્ત એવા જે દેવતા તેમના નમેલાં મસ્તકોને વિષે રહેલાં મુકુટમણિ તેની પ્રભાઓને

**મુદ્યોતકં દલિતપાપ તમોવિતાનં**—ઉદ્યોતના કરનાર તથા નાશ કર્યો છે પાપ તથા અજ્ઞાનરૂપ અંધકારનો સમુહ જેણે.

**સમ્યક્ પ્રણમ્ય જિનપાદયુગં યુગાદા**—એવા જીનેશ્વર ભગવાનના ચરણ યુગલને સમ્યક પ્રકારે નમસ્કાર કરીને, જે ચરણ યુગલ આ યુગની શરૂઆતમાં.

**વાલંબનં ભવજલે પતતાં જનાનામ્ ॥૧॥**—ભવ રૂપી જલને વિષે પડેલા પ્રાણીઓને આલંબનભૂત છે તેને નમસ્કાર કરીને ॥૧॥ આ સ્તોત્રના સર્વ વસંતતિલકા છંદછે.

**યઃસંસ્તુતઃ સકલવાઙ્મયતત્વ બોધા**—જેની સ્તુતિ કરેલીછે, સમસ્ત શાસ્ત્ર તેના તત્વના જાણવા થકી.

**દુદ્ભૂત બુદ્ધિ પટુભિઃ સુરલોકનાથૈઃ**—ઉત્પન્ન થઇ એવિ જે બુદ્ધિ તેને કરી કુશલ એવા દેવલોકના નાથ જે ઇંદ્રો તેમને,

**સ્તોત્રૈર્જગત્ત્રિતય ચિત્ત હરૈ રૂદારૈઃ**—ત્રણ જગતના પ્રાણીઓના ચિત્તને હરણ કરનાર તથા અર્થ અને શબ્દ થકી ઉદાર એવા સ્તોત્રો વડે કરીને.

**સ્તોષ્યે કિલાહમપિ તં પ્રથમં જીનેંદ્રમ્ ॥૨॥**—તે પ્રથમ જીનેંદ્ર રૂષભ સ્વામિને હું પણ નિશ્ચે સ્તુતિ કરીશ. ॥૨॥

**બુદ્ધયા વિનાપિ વિબુધાર્ચિત પાદપીઠ,**—પંડિતો અથવા દેવતાઓ વડે પૂજીત છે ચરણનું આસન જેનું એવા હે પ્રભુ ! બુદ્ધિ વિના પણ

**સ્તોતું સમુદ્યતમતિ ર્વિગત ત્રપોહં,**—ગઇ છે લાજ જે થકી એટલે લજ્જા રહિત સ્તુતિ કરવાને પ્રયત્ન વંત થઇ છે બુદ્ધિ જેની એવો હું છું.

**બાલં વિહાય જલસંસ્થિત મિંદુબિંબ,**—જેમ જલને વિષે પ્રતિબિંબિત એવું ચંદ્રમાનું જે બિંબ તેને બાલક વિના.

**મન્યઃ કઇચ્છતિ જનઃ સહસા ગ્રહીતું ॥૩॥**—કોણ બીજો માણસ તત્કાલ ગ્રહણ કરવાને ઇચ્છા કરે છે ॥૩॥

**વકતું ગુણાન્ ગુણ સમુદ્ર શશાંક કાંતાન્**—હે ગુણ સમુદ્ર ચં-દ્રમા સરખા તારા ઉજ્જવલ ગુણોને વર્ણન કરવાને.

**કસ્તે ક્ષમઃ સુર ગુરૂ પ્રતિમોપિ બુદ્ધયા**—તારા (ગુણોનું) બુદ્ધિએ કરીને બૃહસ્પતિ સરખો પણ કોણ સમર્થ છે.

**કલ્પાંત કાલપવનોદ્ધતનક્ર ચક્રં**—પ્રલયકાળના પવન વડે ઉછળી રહ્યા છે મગર મચ્છના સમુહ જેને વિષે.

**કોવાતરીતુમલમં બુનિધિં ભુજાભ્યાં ॥૪॥**—એવા સમુદ્રને બે હાથ વડે તરવાને કોણ સમર્થ થાય છે ! ॥ ૪ ॥

**સોઽહં તથાપિ તવભક્તિવશાન્મુનીશ**—હે મુનિઓના સ્વામી ! તોપણ તમારી ભકિતના વશ થકી પૂર્વે કહ્યો એવો બુદ્ધિ રહિત હું

**કર્તુંસ્તવં વિગત શક્તિ રપિ પ્રવૃતઃ**—શકિત રહિત છું તેમ છ-તાં પણ તમારૂં સ્તવન કરવાને પ્રવૃત થયોછું.

**પ્રીત્યાત્મ વિર્ય મવિચાર્ય મૃગો મૃગેંદ્રં,**—હરણ સ્નેહે કરીને પોતાનું બલ અણુવિચારતો થકો સિંહ પ્રત્યે.

**નાભ્યેતિ કિંનિજશિશોઃ પરિપાલનાર્થં ॥૫॥**—પોતાના બા-લકના રક્ષણ અર્થે શું સામો જતો નથી ॥ ૫ ॥

**અલ્પ શ્રુતં શ્રુતવતાં પરિહાસ ધામ** અલ્પ છે શાસ્ત્ર જ્ઞાન જે-

ને એ હેતુ થકી બહુ શ્રુત જનોને હાસ્ય કરવાનું સ્થાનરૂપ એવા.

**ત્વદ્ ભક્તિ રેવમુખરી કુરૂતે બલાન્માં,**—મને તમારી ભક્તિજ બલાત્કારે વાચાલ કરે છે.

**યત્કોકિલઃ કિલ મધૌ મધુરં વિરૌતિ**—જેમ ચૈત્ર માસને વિષે કોકિલ પક્ષી નિશ્ચે મધુર બોલે.

**તચ્ચારૂ ચૂત કલિકા નિકરૈક હેતુઃ ॥૬॥**—તેનું કારણ એક મનોહર આમ્રકલિકાનો સમુહ તેજ છે. ॥ ૬ ॥

**ત્વત્સંસ્તવેન ભવસંતતિ સન્નિબદ્ધં**—તમારા રૂડા સ્તવન થકી ભવની પરંપરાયે કરી બંધાયેલું.

**પાપં ક્ષણા ત્ક્ષય મુપૈતિ શરીર ભાજાં,**—જે દેહ ધારી જીવોનું પાપ ક્ષણ વારમાં નાશ પામે છે.

**આક્રાંત લોક મલિનીલમ શેષમાશુ**—જેમ શિઘ્રપણે લોકમાં વ્યાપ્ત થયેલું અને ભ્રમર સરખું કાળુ એવું તે સમસ્ત પ્રકારે.

**શુર્યાં શુભિન્નમિવ શાર્વર મંધકારમ્ ॥૭॥**—રાત્રિ સંબંધી અંધારૂ સૂર્યના કિરણોથી નાશ પામે છે. ॥ ૭ ॥

**મત્વેતિ નાથ તવ સંસ્તવનં મયેદ,**—હે નાથ ! એમ માનીને આ તમારૂં સ્તવન મારા વડે.

**મારભ્યતે તનુ ધિયાપિ તવ પ્રભાવાત્**—હું જે મંદબુદ્ધિવાળો છું તેણે આરંભ કરાય છે. તે સ્તવન તમારા પ્રભાવથકી.

**ચેતો હરિષ્યતિ સતાં નલિની દલેષુ**—સત્પુરૂષોનાં ચિત્તને હરશે જેમ કમળ પત્રને વિષે પડેલું.

**મુકતાફલદ્યુતિમુપૈતિ નનૂદબિંદુઃ ॥૮॥**—પાણીનું બિંદુ મુકતાફલની શોભાને પામે છે. ॥ ૮ ॥

**આસ્તાં તવસ્તવન મસ્તસમસ્ત દોષં**—નાશ પામ્યા છે સ-

મગ્ન હોય જે થકી એવું તમારૂં સ્તવન તો દૂર રહો.

**ત્વત્સંકથાપિ જગતાં દુરિતાનિહંતિ**—પરંતુ તમારા ચરિત્રની કથા જે કરવી તે જગતનાં લોકોનાં પાપને હણે છે.

**દૂરે સહસ્ત્ર કિરણઃ કુરૂતે પ્રભૈવ**—જેમ સૂર્ય તો દૂર રહો પરંતુ તેની પ્રભાજ કરે છે.

**પદ્માકરેષુ જલજાનિ વિકાશ ભાંજિ ॥૯॥**—સરોવરાદિકને વિષે કમલો વિકસ્વર ॥ ૯ ॥

**નાત્યદ્‌ભૂતં ભુવન ભૂષણ ભૂતનાથ**—તે અતિ આશ્ચર્યનથી હે જગતને વિષે ભૂષણરૂપ હે નાથ !

**ભૂતૈર્ગુણૈર્ભુવિ ભવંતમભિષ્ટુવંતઃ**—સત્ય એવા તમારા ગુણોયે કરી જગતમાં તમોને સ્તુતિ કરનારા પુરૂષો.

**તુલ્યા ભવંતિ ભવતો નનુતેનકિંવા,**—તમારા સરખા થાય છે. તે સ્વામીયે કરીશું !

**ભૂત્યાશ્રિતં ય ઇહ નાત્મસમં કરોતિ ॥૧૦॥**—જે સ્વામી પોતાના આશ્રિતને સંપત્તિયે કરી પોતાની તુલ્ય કરતો નથી॥૧૦॥

**દૃષ્ટ્વા ભવંતમ નિમેષ વિલોકનીયં**—નિમેષ રહિત પણે કરી જોવા યોગ્ય એવા તમોને જોઇને.

**નાન્યત્ર તોષ મુપયાતિ જનસ્યચક્ષુઃ**—જોનાર લોકોના નેત્રો તમારા વિના બીજે ઠેકાણે સંતોષ પામતા નથી.

**પીત્વાપયઃ શશિકર દ્યુતિ દુગ્ધ સિંધોઃ,**—ચંદ્રમાના કિરણની સરખી કાંતિવાળા ક્ષીર સમુદ્રનું પાણી પાન કરીને.

**ક્ષારંજલં જલનિધેરશિતું કઇચ્છેત ॥૧૧॥**—કયો પુરૂષ લવણ સમુદ્રનું ખારૂં પાણી પીવાની ઇચ્છા કરે ॥૧૧॥

**યૈઃશાંતરાગરૂચિભિઃ પરમાણુભિસ્ત્વં,**—[illegible] તેનો ભાવ

તેની છાયાછે જેમને વિષે એવા જે પરમાણુઓવડે તમારૂં શરીર

**નિર્માપિત સ્ત્રિભુવનૈક લલામભૂત,**—નિર્માણ કરેલુંછે હે ત્રણ ભુવનને વિષે એક સુંદર ભૂત.

**તાવંત એવ ખલુ તેઽપ્યણવઃ પૃથિવ્યાં,**—તે પરમાણુઓ પણ આ પૃથ્વીને વિષે નિશ્ચે તેટલાજ છે.

**યત્તે સમાનમપરં નહિ રૂપમસ્તિ ॥૧૨॥**—કારણ કે તમારા સરખું બીજું કોઇ રૂપ નથી ॥૧૨॥

**વક્ત્રં ક્વતે સુરનરોરગ નેત્ર હારિ,**—દેવના મનુષ્ય ભુવનપતિ પ્રમુખ દેવોના નેત્રોને હરણ કરનાર તમારૂં મુખ ક્યાં.

**નિઃશેષ નિર્જિત જગત્ત્રિ તયોપમા નમ્,**—જેણે ત્રણ જગતની ઉપમાન ભૂત વસ્તુને સંપૂર્ણ જીતીછે.

**બિંબં કલંક મલિનં ક્વનિશાકરસ્ય,**—તથા ચંદ્રમાનું કલંકે કરી મલિન એવું બિંબ ક્યાં.

**યદ્વાસરે ભવતિ પાંડુ પલાશકલ્પમ્ ॥૧૩॥**—જે દિવસને વિષે ખાખરાના પાંદડા સરખુ પીલું પડી જાયછે. ॥૧૩॥

**સંપૂર્ણ મંડલશશાંકકલાકલાપ,**—સંપૂર્ણ મંડલવાળા ચંદ્રમાની કળાના સમુહ સરખા.

**શુભ્રાગુણા સ્ત્રિભુવનં તવલંઘયંતિ,**—ઉજવલ તારા ગુણો ત્રણ ભુવનને ઉલ્લંઘન કરે છે.

**યેસંશ્રિતા સ્ત્રિજગદીશ્વર નાથમેકં,**—હે ત્રણ જગતના ઈશ્વર ! જે ગુણો તમો જે અદ્વિતીય નાથ છો તે તમોને આશ્રય કરી રહેલા છે.

**કસ્તા ન્નિવારયતિ સંચરતોયથેષ્ટમ્ ॥૧૪॥**—તે સ્વેચ્છાયે વિચરતા ગુણોને કયો પુરૂષ નિવારણ કરી શકે. ॥૧૪॥

**ચિત્રંકિમત્ર યદિ તે ત્રિદશાંગનાભિ**—એમાં શું આશ્ચર્ય છે. કે દેવતાઓની સ્ત્રીઓથી પણ તમારૂં.—

**નીતંમનાગપિમનોન વિકાર માર્ગમ્**—મન જરાક પણ વિકારના સ્થાનકને ન પામ્યું.

**કલ્પાંતકાલ મરૂતા ચલિતા ચલેન,**—ચલાયમાન કર્યા છે મહોટા પર્વતો જેણે એવા પ્રલય કાળના પવને કરી.

**કિંમંદરાદ્રિ શિખરંચલિતં કદાચિત, ॥૧૫॥**—મેરૂ પર્વતનું શિખર શું કદી ચલાયમાન થયું ? ॥૧૫॥.

**નિર્ધૂમવર્તિરપવર્જિત તૈલપૂરઃ**—ધૂમ્ર અને વાટય રહિત એવો તથા ત્યાગ થયો છે સ્નેહ રૂપ તૈલનો પૂર જે થકી એવા.

**કૃત્સ્નંજગત્ત્ર યમિદં પ્રકટીકરોષિ,**—વળી સમસ્ત ત્રણ જગતને પ્રકાશ કરોછો એવા.

**ગમ્યોનજાતુ મરૂતા ચલતા ચલાનાં, (મરૂતાં ચલિતા ચલાનાં)**—વળી પર્વતોને ચલાયમાન કરનાર પવનવડે પણ કદી જના યોગ્ય નહીં (ચલાયમાન કર્યા છે મહોટા પર્વતો જેણે એવા પવનોને પણ અગમ્ય).

**દીપો પરસ્ત્વ મસિનાથ જગત્પ્રકાશઃ ॥૧૬॥**—એવા હે નાથ ! જગત્પ્રકાશક રૂપ તું એક વિલક્ષણ દીપક છે. ॥૧૬॥

**નાસ્તં કદાચિ દુપયાસિનરાહુ ગમ્યઃ,**—કદી પણ અસ્ત પામતો નથી. રાહુથી ગ્રસ્ત થતો નથી.

**સ્પષ્ટી કરોષિ સહસાયુગપજ્જગંતિ**—સમકાલે ત્રણ જગતને સાથેજ પ્રકાશ કરે છે.

**નાંભોધરોદર નિરૂદ્ધ મહાપ્રભાવઃ**—જ્ઞાનાવરણાદિક વાદળના મધ્ય ભાગ તે થકી નથી રોકાયો એવો મહોટો છે મહિમા જેનો એવો.

**સૂર્યાતિશાયિ મહિમાસિમુનીંદ્ર લોકે, ॥૧૭॥**—હે મુનિઓ-
ના ઈંદ્ર ! સૂર્યથી અધિક મહિમાવાળા આ લોકને વિષે તમે
છો. ॥૧૭॥.

**નિત્યોદયંદલિત મોહમહાં ધકારં,**—નિત્ય છે ઉદય જેનો તથા
નાશ કર્યો છે મોહ રૂપી મહોટો અંધકાર જેણે એવું.

**ગમ્યંનરાહુ વદનસ્યન વારિદાનાં,**—રાહુના મુખથી તથા મેઘ-
થી પણ અગમ્ય ગ્રસવા યોગ્ય નથી એવું.

**વિભ્રાજતે તવ મુખાબ્જ મનલ્પકાંતિ,**—અતિ કાંતિ વાળુ ત-
મારૂં મુખ કમળ વિશેષ સોભેછે.

**વિદ્યોતય જજગદ પૂર્વશશાંક બિંબમ્ ॥૧૮॥**—તે ત્રણ જગ-
તને પ્રકાશ કરેછે અને વિલક્ષણ ચંદ્રમાના બિંબ રૂપછે. ॥૧૮॥

**કિંશર્વરીષુશશિનાન્હિ વિવસ્વતાવા,**—રાત્રિઓને વિષે ચંદ્રમા-
એ કરીશું અને દિવસે સૂર્યે કરી શું અર્થાત્ કાંઇ પ્રયોજન નથી.

**યુષ્મન્મુખેંદુદલિતેષુતમસ્સુનાથ,**—હે નાથ તમારા મુખરૂપ ચં-
દ્રમાએ અજ્ઞાનરૂપ અંધકારને નાશ કરે છતે.

**નિષ્પન્નશાલિ વન શાલિનિ જીવલોકે**—પાકેલાં એવા શાલિઅન્ન
તેને કરી શોભાયમાન એવા આ મૃત્યુલોકને વિષે.

**કાર્યંકિય જજલધરૈર્જલભારનમ્રઃ ॥ ૧૯ ॥**—જલના ભારે કરી
નમી ગયેલા મેઘોનું શું પ્રયોજન છે ? ॥૧૯॥

**જ્ઞાનંયથા ત્વયિ વિભાતિ કૃતાવકાશં,**—અનંત પર્યાયાત્મક વસ્તુ-
ઓને વિષે કીધો છે પ્રકાશ જેણે એવું જ્ઞાન જેવી રીતે કરી
તમારે વિષે શોભે છે.

**નૈવં તથા હરિહરાદિષુ નાયકેષુ,**—તેવી રીતે પોતપોતાના શા-
સનના નાયક હરિહરાદિક દેવોને વિષે નથી શોભતું.

**તેજ: સ્ફુરન્મણિષુ યાતિ યથામહત્વં,**—જેમ તેજ દેદીપ્યમાન મણિઓને વિષે ગૌરવતાને પામે છે.

**નવંતુ કાચશકલે કિરણા કુલેપિ ॥૨૦॥**—તેમ કાંતિએ કરી વ્યાપ્ત એવા કાચના કટકાને વિષે તેજ ગૌરવતાને નથીજ પામતું ॥ ૨૦ ॥

**મન્યે વરં હરિહરાદય એવદૃષ્ટા,**—હું ધારૂછું કે હરિહરાદિક દેવો મેં દીઠા તે સારૂજ થયું.

**દૃષ્ટેષુયેષુહૃદયં ત્વયિતોષમેતિ,**—જેમને દીઠે છતે મારૂ ચિત્ત તમારે વિષેજ સંતોષને પામે છે.

**કિંવીક્ષિતેન ભવતા ભુવિયેન નાન્ય:**—પ્રથમ દીઠેલા એવા તમોએ કરી શું થયું કે જે તમારા દર્શન થકી આ પૃથ્વીને વિષે નથી બીજો.

**કશ્ચિન્મનો હરતિનાથ ભવાંતરેપિ ॥૨૧॥**—કોઇપણ દેવ હે નાથ ! પરભવને વિષે પણ મારામનને હરણ કરતો (નથી.) ॥૧૨॥

**સ્ત્રીણાંશતાનિશતશો જનયંતિપુત્રાન્**—સ્ત્રીના સેંકડાઓ સેંકડાબંધ પુત્રોને જન્મ આપે છે.

**નાન્યાસુતં ત્વદુપમં જનની પ્રસૂતા,**—બીજી માત તુમસમાન પુત્રને ઉત્પન્ન કરી શકતી નથી.

**સર્વાદિશો દધતિભાનિ સહસ્રરશ્મિં,**—સર્વ દિશાઓ નક્ષત્રોને ધારણ કરે છે. પરંતુ હજાર કિરણવાળા સૂર્યને.

**પ્રાચ્યેવ દિગ્જનયતિ સ્ફુર દંશુજાલમ્ ॥૨૨॥**—જળહળતી કિરણની જાલા છે જેણે એવાને તો પૂર્વ દિશાજ ફકત ધારણ કરે છે. ॥ ૨૨ ॥

**ત્વામામનંતિ મુનય: પરમં પુમાંસ**—મુનિઓ જે છે તે તમો-

ને શ્રેષ્ઠ મનુષ્ય એટલે નિઃકર્મા સિદ્ધ કહે છે.

**માદિત્યવર્ણમમલંતમસઃ પુરસ્તાત્,**—અંધકારની આગળ સૂર્ય સમાન કાંતિ વાળા તથા નિર્મળ.

**ત્વામેવ સમ્યગુપલભ્ય જયંતિ મૃત્યું,**—એવા તમોનેજ જાણવા થકી તે મૃત્યુને જીતે છે.

**નાન્યઃશિવઃ શિવપદસ્ય મુનીંદ્ર પંથાઃ ॥ ૨૩ ॥**—હે મુનિઓના ઇંદ્ર! ઉપદ્રવ રહિત એવા મોક્ષનો બીજો કોઇ માર્ગ નથી. ॥ ૨૪ ॥

**ત્વામવ્યયં વિભુમચિંત્યમસંખ્યમાદ્યં**—તમોને ક્ષયરહિત, ઐશ્વર્યયુકત, અચિંત્ય, ગુણ સંખ્યારહિત તથા આદ્ય તીર્થંકર,

**બ્રહ્માણ મીશ્વર મનંત મનંગ કેતુમ્**-બ્રહ્મરૂપ, ઇશ્વર, અંતરહિત, કામનો નાશ કરવાને કેતુ સરખા,

**યોગીશ્વરં વિદિતયોગ મનેકમેકં**—યોગી પુરૂષોનાં ઇશ્વર, જાણ્યા છે સર્વે યોગ જેણે અથવા જે થકી, જ્ઞાને કરી સર્વગત તેથી અનેક, ઉત્તમોત્તમ.

**જ્ઞાન સ્વરૂપમમલં પ્રવદંતિ સંતઃ ॥૨૪॥**—જ્ઞાન સ્વરૂપી, તથા પાપ મલ રહિત, સંત પુરૂષો કહેછે. ॥ ૨૪ ॥

**બુદ્ધ સ્ત્વમેવ વિબુધાર્ચિત બુદ્ધિ બોધાત,**—દેવતાઓએ પૂજ્યોછે કેવળજ્ઞાનનો બોધ જેમનો તે હેતુ થકી તમેજ બુદ્ધછો.

**ત્વંશંકરોસિ ભુવન ત્રય શંકરત્વાત્,**—ત્રણ ભુવનને સુખના કરનાર હોવાથી તમેજ શંકરછો.

**ધાતાસિધીર શિવમાર્ગ વિધેર્વિધાનાત્**—હે ધીર? મોક્ષ માર્ગની રત્ન ત્રય યોગ રૂપ ક્રિયાના નિષ્પાદન કરવાથી તમેજ ધાતા વિધાતા છો.

**વ્યક્તં ત્વમેવ ભગવન્ પુરૂષોત્તમોસિ ॥૨૫॥**—હે ભગવન! તમોજ પ્રગટપણે પુરૂષોત્તમ છો. ॥૨૫॥

**તુભ્યં નમસ્ત્રિ ભુવનાર્ત્તિ હરાયનાથ,**—ત્રણ ભુવનની પીડાને હરણ કરનાર તમોને નમસ્કાર થાઓ.

**તુભ્યં નમઃ ક્ષિતિ તલામલ** ભૂષણાય,—પૃથ્વી તલને વિષે નિર્મલ અલંકારરૂપ તમોને નમસ્કાર થાઓ.

**તુભ્યં નમસ્ત્રિ જગતઃ પરમેશ્વરાય,**—ત્રણ જગતના પરમેશ્વર તમોને નમસ્કાર થાઓ.

**તુભ્યં નમોજીન ભવોદધિ શોષણાય, ॥૨૬॥**—હે વીતરાગ! ભવ સમુદ્રને શોષણ કરનાર તમોને નમસ્કાર થાઓ. ॥૨૬॥

**કોવિસ્મયોત્ર યદિનામ ગુણૈરશેષૈ,**—આમાં શું આશ્ચર્ય છે. સમગ્ર ગુણોયે કરી.

**સ્ત્વંશંશ્રિતો નિરવકાશતયામુનીશ,**—હે મુનિઓના ઇશ્વર! તમે નિરંતરપણે આશ્રય કરાયેલા છો.

**દોષૈરૂપાત્તવિવિધાશ્રય જાતગર્વૈઃ**—વિવિધ આશ્રયો થકી ઉત્પન્ન થયા જે અહંકાર તે રૂપ દોષોયે કરી.

**સ્વપ્નાંતરેપિન કદાચિદપીક્ષિતોસિ, ॥૨૭॥**—તમોને લોકોયે સ્વપ્નાંતરમાં પણ કદી દીઠેલા નથી. ॥ ૨૭ ॥

**ઉચ્ચૈ રશોકતરૂ સંશ્રિતમુન્મયૂખ,**—ઉંચા અશોક વૃક્ષને વિષે આશ્રય કરી રહેલું તથા ઉંચા છે કિરણો જેનાં એવું.

**આભાતિ રૂપમમલં ભવતો નિતાંતમ્**—તમારૂ રૂપ અત્યંત નિર્મળ શોભે છે.

**સ્પષ્ટોલ્લસત્કિરણ મસ્ત તમો વિતાનં**—પ્રગટ ઉંચા ગયાં છે કિરણો જેનાં તથા નાશ પમાડયોછે અંધકારનો સમુદ્ર જેણે એવું.

**બિંબં રવેરિવ પયોધર પાર્શ્વવર્તિ ॥૨૮॥**—તથા મેઘની સમીપે વર્તતુ સૂર્યનું બિંબ જેમ શોભે છે. ॥ ૨૮ ॥

**સિંહાસને મણિ મયૂખશિખા વિચિત્રે**—મણિઓના કિરણોની પંક્તિયોએ કરી વિચિત્ર સિંહાસનને વિષે.

**વિભ્રાજતે તવવપુઃ કનકાવદાતમ્**—સુવર્ણ સરખું મનોજ્ઞ તમારૂં શરીર વિશેષે શોભે છે.

**બિંબવિયદ્વિલસદંશુલતાવિતાનં,**—આકાશને વિષે ઉદ્યોતમાન કિરણોની શાખાઓનો સમુહ છે જેને એવું બિંબ.

**તુંગોદયાદ્રિશિરસીવસહસ્રરશ્મેઃ ॥૨૯॥**—સૂર્યનું બિંબ જેમ ઉંચા ઉદયાચલ પર્વતના શિખર ઉપર શોભે છે. ॥૨૯॥

**કુંદાવદાતચલચામરચારૂશોભં,**—મોગરાના પુષ્પ સરખું ઉજવલ તથા વીંઝાતા ચામરોવડે મનોહર છે શોભા જેની એવું.

**વિભ્રાજતેતવવપુઃકલધૌતકાંતમ્**—સુવર્ણ સરખું મનોહર તમારૂં શરીર વિશેષ શોભે છે.

**ઉદ્યચ્છશાંકશુચિનિર્ઝરવારિધાર**—ઉદય પામેલા ચંદ્રમાની પેઠે નિર્મળ અને નિર્ઝરણાના પાણીની ધારા છે જેને વિષે એવું.

**મુચ્ચૈસ્તટંસુરગિરેરિવશાતકૌંભમ્ ॥ ૩૦ ॥**—સુવર્ણમય જે મેરૂ પર્વત તેનું ઉંચુ શિખર જેમ શોભે છે. ॥૩૦॥

**છત્રત્રયંતવવિભાતિ શશાંકકાંત,**—ચંદ્રમા સરખું મનોહર તમારૂં છત્રતય શોભે છે.

**મુચ્ચૈઃ સ્થિતં સ્થગિતભાનુકરપ્રતાપમ્,**—તે ઉંચે રહ્યું થકું તથા ઢાંકી દીધો છે સૂર્યના કિરણોનો પ્રતાપ જેણે એવું.

**મુક્તાફલપ્રકરજાલવિવૃદ્ધશોભં**—મોતીના સમુહની રચનાએ કરી વધી છે શોભા જેની એવું.

**પ્રખ્યાપયત્ત્રિજગતઃ પરમેશ્વરત્વમ્ ॥૩૧॥**—તથા ત્રણ જગતના પરમેશ્વરપણાને પ્રખ્યાત કરે છે ॥૩૧॥

**ઉન્નિદ્રહેમનવપંકજ પુંજકાંતિ,**—વિકસિત સુવર્ણના નવ કમળના સમુહની કાંતિયે કરી.

**પર્યુલ્લસન્નખમયૂખશિખાભિરામૌ**—ઝળહળતાં નખના કિરણોની પ્રકાશ પંક્તિ તેણે કરી મનોહર.

**પાદૌ પદાનિતવયત્રજીનેંદ્રધત્તઃ**—તમારા ચરણો જે સ્થાનને વિષે હે જીનેંદ્ર પગલાં ધારણ કરે છે.

**પદ્માનિતત્ર વિબુધાઃ પરિકલ્પયંતિ ॥૩૨॥**—તે તે સ્થાનકોને વિષે દેવતાઓ કમળની રચના કરે છે. ॥૩૨॥

**ઇત્થંયથાતવવિભૂતિરભૂજ્જિનેંદ્ર**—હે જીનેંદ્ર ! એ પૂર્વોકત તમારી અતિશયની સંપદાઓ જે પ્રકારે થઈ.

**ધર્મોપદેશનવિધાન તથા પરસ્ય,**—ધર્મનો ઉપદેશ કરવાના સમયને વિષે. તેવી બીજાની થઈ નથી.

**યાદૃક્પ્રભાદિનકૃતઃ પ્રહતાંધકારા,**—હણ્યો છે અંધકાર જેણે એવી સૂર્યની જેવી કાંતિ હોય છે.

**તાદૃક્કુતો ગ્રહ ગણસ્ય વિકાશિનોપિ, ॥૩૩॥**——તેવી કાંત પ્રકાશિત થયેલા ગ્રહોના સમુદાયની પણ કયાંથી હોય ॥૩૩॥

**શ્ચ્યોતન્મદાવિલવિલોલકપોલમૂલ,**—ઝરતા મદે કરી કલુષ થયેલા અને ચંચલ ગંડ સ્થલ તેણે કરી.

**મત્તભ્રમદ્ ભ્રમરનાદ વિવૃદ્ધકોપં,**—મદોન્મત્ત તથા અહીં તહીં ભમતા ભ્રમરાઓના શબ્દે કરી વધ્યો છે ક્રોધ જેનો એવા.

**ઐરાવતાભ મિભ મુદ્ધત માપતંતં,**—ઐરાવણ હાથી સરખી કાંતિવાળો તથા ઉદ્ધત એવા હાથિને સામો આવતા.

**દૃષ્ટ્વાભયંભવતિનો ભવદાશ્રિતાનામ્ ॥ ૩૪ ॥**—દેખીને તમારા આશ્રતોને ભય થતો નથી. ॥૩૪॥

**ભિન્નેભકુંભગલ દુજ્વલ શોણિતાક્ત,**—ભેદેલાં હાથીઓનાં કુંભસ્થલથી પડતા શ્વેત રક્તવર્ણવાળાં એવાં રૂધિરથી ખરડાએલાં

**મુક્તા ફલ પ્રકર ભૂષિત ભૂમિ ભાગઃ**—મોતીનો સમૂહ તેણે કરી શોભાવ્યાં છે પૃથ્વીના ભાગો જેણે એવા.

**બદ્ધક્રમઃ ક્રમગતં હરિણાધિપોપિ,**—કીલિત છે પાદ જેનો એવા સિંહ પણ ફાળને વિષે આવી પડેલાને.

**નાક્રામતિ ક્રમયુગાચલ સંશ્રિતંતે, ॥૩૫॥**—તમારા ચરણરૂપી પર્વતને આશ્રયે રહેલાને પ્રહાર કરતો નથી. ॥૩૫॥

**કલ્પાંત કાલ પવનો દ્ધતવન્હિ કલ્પં,**—પ્રલય કાળના પવને કરી જોરમાં આવેલો એવો અગ્નિ તેની બરોબર.

**દાવાનલં જ્વલિત મુજ્વલ મુત્ફુલિંગમ્**—જાજ્વલ્યમાન તથા ઉચ્ચા છે તણખા જેનાં તથા ઉજ્વલ એવા વનના અગ્નિને.

**વિશ્વં જીઘત્સુ મિવ સંમુખમાપતંતં**—જગતને ગળી જાય એવી ઇચ્છા વાળો સન્મુખ આવતાં.

**ત્વન્નામ કીર્તન જલં શમયત્ય શેષમ્ ॥૩૬॥**—તેને તમારૂં નામનું કીર્તન કરવું તે રૂપજલ સંપૂર્ણ રીતે શમાવેછે ॥૩૬॥

**રક્તેક્ષણં સમદકોકિલ કંઠ નીલં**—રાતાં છે નેત્રો જેનાં તથા મદોન્મત્ત કોકિલના કંઠ સરખો નીલવર્ણ વાળો.

**ક્રોધોદ્ધતં ફણિનમુત્ફણમાપતંતં**—ક્રોધે કરી ઉદ્ધત થયેલો તથા ઉચી કરેલી છે ફણા જેણે એવા સર્પને ઉતાવળો સામે આવતો થકો.

**આક્રામતિ ક્રમયુગેન નિરસ્તશંક**—શંકા રહિત થયો થકો અ-

રણ યુગલે કરી ઉલ્લંઘન કરેછે તે પુરૂષો.

**ત્વન્નામ નાગદમની હૃદિ યસ્ય પુંસઃ ॥૩૭॥**—જે પુરૂષોના હૃદયમાં તારા નામ રૂપી નાગદમની ઔષધિ ભરેલીછે. ॥૩૭॥

**વલ્ગત્તુરંગગજ ગર્જિત ભીમનાદ**—યુદ્ધ કરતાં એવાં ઘોડા તથા હાથીઓની ગર્જનાયે કરી ભયંકર શબ્દોછે જેને વિષેએવા.

**માજૌ બલં બલવતામપિ** ભૂપતીનાં—રણસંગ્રામને વિષે અતિબલવાન રાજાઓનાં પણ સૈન્ય.

**ઉદ્યદ્દિવાકર મયૂખ શિખાપવિદ્ધં**—ઉદય પામેલા સૂર્યના કિરણોની શિખાઓએ કરી ભેદન થયેલું.

**ત્વત્કીર્તનાત્તમ ઈવાશુ ભિદામુપૈતિ ॥૩૮॥**—જેમ અંધકાર તેમજ તમારા નામ કીર્તન થકી તે સૈન્ય નાશ પામેછે. ॥૩૮॥

**કુંતાગ્ર ભિન્નગજશોણિત વારિવાહ**—ભાલાના અગ્ર ભાગે કરી ભેદેલા હાથીઓના રૂધિરરૂપ જલના પ્રવાહ તેને વિષે.

**વેગાવતારતરણા તુરયોધભીમે**—ઉતાવળે પ્રવેશ કરી ફરી તે તરવાને આતુર થયેલા એવા સુભટોયે કરી ભયંકર એવા.

**યુદ્ધેજયં વિજીતદુર્જય જેયપક્ષા**—સંગ્રામને વિષે નહીં જીતાય એવા શત્રુના વર્ગોને સંપૂર્ણ જીત્યા છે જેઓએ તે પુરૂષો જયને.

**ત્વત્પાદપંકજવનાશ્રયિણો લભંતે ॥ ૩૯ ॥**—તમારા ચરણરૂપ જે કમળનું વન તેને આશ્રયે રહેલા તે પુરૂષો મેળવે છે. ॥ ૩૯ ॥

**અંભોનિધૌ ક્ષુભિત ભીષણનક્રચક્ર**—સમુદ્રને વિષે, જ્યાં ક્ષોભ પમાડ્યા છે ભયંકર મગરના સમૂહ તથા.

**પાઠીનપીઠભયદોલ્બણ વાડવાગ્નૌ**—પાઠીન પીઠ નામના મત્સ્ય તેથી કરીને ભયને ઉત્પન્ન કરનારો પ્રબલ વાડવાગ્નિ છે એવા સમુદ્રને વિષે.

**રંગત્તરંગ શિખર સ્થિતયાનપાત્રા**—ઉછળતાં મોજાંના શિખર ઉપર રહ્યું છે વહાણ જેમનું એવા પુરૂષો.

**ત્રાસંવિહાયભવત: સ્મરણાદ્ વ્રજંતિ ॥ ૪૦ ॥**—તમારા સ્મરણ થકી ભયને ત્યાગ કરીને સમુદ્રપાર જાય છે ॥૪૦॥

**ઉદ્‌ભૂતભીષણ જલોદરભાર ભુગ્ના:**—ઉત્પન્ન થયેલા ભયંકર જલોદર રોગ તેના ભારે કરી વક્ર થયા એવા.

**શોચ્યાંદશામુપગતાશ્ચ્યુતજીવિતાશા:**—શોક કરવા યોગ્ય દશાને પ્રાપ્ત થયેલા તથા મુકીછે જીવવાની આશા જેમણે એવા.

**ત્વત્પાદપંકજરજોમૃત દિગ્ધદેહા**—તમારા ચરણકમલની રજ તે રૂપ અમૃત તેણે કરી લિપ્ત છે શરીર જેમનાં એવા.

**મર્ત્યાભવંતિ મકરધ્વજ તુલ્યરૂપા: ॥૪૧॥**—તે જીવો કામદેવના સરખા રૂપવાળા થાય છે ॥૪૧॥

**આપાદકંઠમુરૂ શૃંખલવેષ્ટિતાંગા,**—પગથી તે કંઠ સુધિ મોટી સાંકળોએ કરી બાંધેલાં છે શરીર જેમનાં તથા.

**ગાઢં બૃહન્નિગડકોટિનિધૃષ્ટ જંઘા:**—અત્યંત મહોટી બેડીઓ તેના ધારવાળા છેડાઓયે કરી સંપૂર્ણ ઘસાઇ ગઇ છે જંઘાઓ જેમની એવા.

**ત્વન્નામમંત્ર મનિશંમનુજા:સ્મરંત:**—મનુષ્યો તમારા નામ મંત્રનું નિરંતર સ્મરણ કરતા થકા.

**સદ્ય: સ્વયં વિગતબંધ ભયાભવંતિ ॥ ૪૨ ॥**—તત્કાલ પોતાની મેળે ગયું છે બંધન ભય જે થકી એવા થાય છે. ॥૪૨॥

**મત્તદ્વિપેંદ્રમૃગરાજદવાનલાહિ**—મદોન્મત્ત હસ્તિ તથા સિંહ તથા વનનો અગ્નિ.

**સંગ્રામવારિધિમહોદરબંધનોત્થં**—તથા સંગ્રામ તથા સમુદ્ર

તથા જલોદરાદિક રોગ તથા બંધન કેદખાનું તે થકી ઉત્પન્ન થયેલું.

**તસ્યાશુનાશમુપયાતિ ભયં ભિયેવ**—તે માણસનું ભય જાણે બીકથીજ હોય નહીં તેમ નાશ પામે છે.

**યસ્તાવકં સ્તવ મિમં મતિમાન ધીતે ॥૪૩॥**—જે બુદ્ધિમાન પુરૂષ તમારા આ સ્તવનને ભણે છે. ॥૪૩॥

**સ્તોત્રસ્રજં તવજીનેંદ્રગુણૈ ર્નિબદ્ધાં**—હે જીનેંદ્ર! તમારા ગુણરૂપ સૂત્રે કરી બાંધેલી આ સ્તોત્રરૂપ માલા.

**ભક્ત્યામયા રૂચિરવર્ણ વિચિત્રપુષ્પાં**—ભક્તિયે કરી યુક્ત તથા મનોહર અક્ષરરૂપ વિચિત્ર છે પુષ્પો જેને વિષે એવી તે માલાને.

**ધત્તેજનોયઇહકંઠગતામજસ્રં**—જે કોઈ માણસ આ લોકને વિષે પોતાના કંઠમાં નિરંતર ધારણ કરે છે.

**તંમાનતુંગમવશા સમુપૈતિલક્ષ્મી: ॥૪૪॥**—તે માનથી ઉન્નત પુરૂષને અથવા તો આ સ્તોત્રના કર્તા શ્રી માનતુંગ આચાર્યને અસ્વતંત્ર એવી લક્ષ્મી તે નજીક આવે છે. એટલે તે જલદી મુક્તિ પામે છે. ॥૪૪॥

# ૭૧ अथ श्रीकल्याणमंदिर स्तोत्र.

## નવમું સ્મરણ.

**કલ્યાણમંદિર મુદારમવદ્ય ભેદિ**—કલ્યાણનું ઘર તથા ઉદાર તથા પાપને છેદનાર.

**ભીતાભયપ્રદમનિંદિતમંઘ્રિપદ્મં**—તથા સંસાર ભયથી ત્રાસ પામેલા ને અભયદાન આપનાર તથા નિંદારહિત એવું ચરણકમળ.

**સંસારસાગર નિમજ્જંદ શેષજંતુ**—વળી તે સંસાર સમુદ્રની અંદર બૂડતા સમગ્ર પ્રાણિઓને.

**પોતાયમાન મભિનમ્ય જીનેશ્વરસ્ય ॥૧॥**—વાહાણુ સમાન એવું
શ્રી જીનેશ્વર ભગવાનનું ચરણકમળ તેને નમસ્કાર કરીને.
**યસ્ય સ્વયં સુરગુરૂર્ગરિમાં બુરાશેઃ**—પોતે બૃહસ્પતિ પણ જે પ્ર-
ભુના મહિમાનો સમુદ્ર તેનું.
**સ્તોત્રં સુવિસ્તૃતમતિ ર્નવિભુર્વિધાતું**—સ્તવન કરવાને વિસ્તાર
પામી છે બુદ્ધિ જેની એવો તે ન સમર્થ થયો, એવા.
**તીર્થેશ્વરસ્ય કમઠસ્મય-ધૂમકેતો**—તથા તીર્થના ઇશ્વર તથા કમ-
ઠાસુરનો અહંકાર દૂર કરવાને ધૂમકેતુ સમાન એવા.
**સ્તસ્યાહમેષ કિલસંસ્તવનંકરિષ્યે ॥૨॥ યુગ્મમ્ ॥**—તે પાર્શ્વ-
નાથનું સ્તવન આ હું મૂર્ખ તે નિશ્ચે કરીશ. ॥૨॥ આ બે ગા-
થાનો અર્થ એકઠો છે.
**સામાન્યતોપિ તવ વર્ણયિતું સ્વરૂપ**—સામાન્યપણે પણ તમા-
રા સ્વરૂપનું વર્ણન કરવાને. (રખા કેમ સમર્થ થાય.
**મસ્માદૃશાઃ કથમધીશ ભવંત્ય ધીશાઃ**—હે સ્વામી ! મારા સ-
**ધૃષ્ટોપિ કૌશિક શિશુર્યદિ વા દિવાંધો**—પ્રગલ્ભ એવો પણ
કૌશિક શિશુ તે ઘૂડનો બાળક દિવસે અંધ એવો તે.
**રૂપં પ્રરૂપયતિ કિંકિલ ઘર્મ રશ્મેઃ ॥૩॥**—સૂર્યના સ્વરૂપને શું
નિશ્ચે કહિ શકે ? ॥૩॥
**મોહક્ષયા દનુભવન્નપિ નાથ મર્ત્યો**—હે નાથ! મોહનીય કર્મ-
ના ક્ષય થકી તમારા ગુણોને જાણતો છતો પણ મનુષ્ય.
**નૂનંગુણાન્ ગણયિતું ન તવ ક્ષમેત,**—નિશ્ચે તમારા ગુણો ગણ-
વાને સમર્થ થાય નહીં.
**કલ્પાંત વાંત પયસઃ પ્રકટોપિ યસ્મા**—જે કારણ માટે પ્રલય
કાલને વિષે વિક્ષિપ્ત થયું છે જલ જેને વિષે, ત્યાં પ્રત્યક્ષ એ-

વો પણ. (નો સમૂહ કોનાથી માપી શકાય ॥૪॥

**ન્મીયેતકેન જલધેર્નનુ રત્નરાશિઃ ॥૪॥**—એવા સમુદ્રનો રત્ન-

**અભ્યુદ્યતોસ્મિ તવનાથ જડાશયોપિ**—હે નાથ! જડ અ-
ભિપ્રાયવાળો હું છતાં પણ ઉદ્યમ યુક્ત થયો છું તમારૂ.

**કર્તું સ્તવં લસદસંખ્ય ગુણાકરસ્ય**—અનંત ગુણના નિધાન
એવા તમોનું સ્તવન કરવાને.

**બાલોપિ કિં ન નિજ બાહુ યુગંવિતત્ય,**—શું બાલક પણ
પોતાના બે હાથ વિસ્તારીને નથી.

**વિસ્તીર્ણતાં કથયતિ સ્વધિયાંબુરાશેઃ ॥૫॥**—સમુદ્રના વિ-
સ્તાર પ્રત્યે પોતાની બુદ્ધિયે કરીને બતાવતો. ॥૫॥

**યે યોગિનામપિ ન યાંતિ ગુણા સ્તવેશ**—હે ઇશ! તમારા
જે ગુણો યોગી પુરૂષોને પણ બોલવામાં ન આવ્યા.

**વકતું કથંભવતિ તેષુ મમાવકાશઃ**—તે ગુણોને કહેવાને મારા-
માં શક્તિ કયાંથી હોય.

**જાતા તદેવ મસમીક્ષિત કારિતેયં**—તે કારણ થકીજ આ પ્રકારે
વિચાર કિધા વિના કર્યા સરખું થયું.

**જલ્પંતિ વા નિજગિરાનનુ પક્ષિણોપિ ॥૬॥**—અથવા તો પ-
ક્ષિઓ પણ પોતાની વાણીએ કરી નિશ્ચે બોલે છે ॥૬॥

**આસ્તામચિંત્યમહિમા જિનસંસ્તવસ્તે,**—હે જીનેશ્વર! નહીં
ચિંતવવા યોગ્ય મહિમાવાળું તમારૂ સ્તવન દૂર રહો.

**નામાપિપાતિ ભવતો ભવતો જગંતિ**—પરંતુ તમારૂં નામ
પણ ત્રણ જગતને સંસાર થકી રક્ષણ કરે છે.

**તીવ્રાતપોપહત પાંથજનાન્નિદાઘે**—ગ્રીષ્મકાલને વિષે આકરા
તડકાથી હણાણા એવા પંથિજનોને.

**પ્રીણાતિપદ્મસરસઃ સરસોનિલોપિ ॥ ૭॥**—પદ્મ સરોવર તો દૂર રહ્યું પરંતુ સુંદર જલસીકરયુક્ત એવો પવન પણ સંતોષ કરે છે. ॥ ૭ ॥

**હૃદ્વર્તિનિ ત્વયિ વિભો શિથિલીભવંતિ**—હે સ્વામી! તમો હૃદયને વિષે વર્તતા છતા શિથિલ થાય છે.

**જંતોઃક્ષણેન નિબિડા અપિકર્મબંધાઃ**—ક્ષણ વારમાં પ્રાણીના ઘોર આકરા એવા પણ કર્મના બંધ.

**સદ્યોભુજંગમમયા ઈવિમધ્યભાગ**—જેમ તત્કાલ સર્પમય બંધન, વનના મધ્ય ભાગમાં.

**મભ્યાગતે વનશિખંડિનિ ચંદનસ્ય ॥૮॥**—વનનો મયૂર આવે છતે, ચંદનવૃક્ષના (સર્પમય બંધન) શિથિલ થાય છે. ॥૮॥

**મુચ્યંતએવ મનુજાઃ સહસાજીનેંદ્ર**—હે જીનેંદ્ર! મનુષ્યો જલદીથી મુક્ત થાય છે જે. (સેંકડો ઉપદ્રવ થકી.

**રૌદ્રૈ રૂપદ્રવશતૈ સ્ત્વયિ વીક્ષિતેપિ**—તમોને જોયે છતે ભયાનક

**ગોસ્વામિનિ સ્ફુરિતતેજસિ દૃષ્ટમાત્રે**—સ્ફુરિત છે પ્રતાપ જેમનો એવો સૂર્ય અથવા રાજા અથવા ગોવાળીઓ તેને જોયે થકે.

**ચૌરૈરિવાશુ પશવઃ પ્રપલાયમાનૈઃ ॥૯॥**—નાસતા એવા ચોરો થકી જેમ પશુઓ ઉતાવળે મુક્ત થાય છે. ॥૯॥

**ત્વં તારકો જિન કથં ભવિનાં ત એવ**—હે જીનેશ્વર! તમો સંસારી જીવોના કેવી રીતે તારનાર છો. તે સંસારી જીવો.

**ત્વામુદ્વહંતિહૃદયેનયદુત્તરંતઃ**—જે કારણ માટે સંસારસમુદ્ર ઉતરતા છતાં તમોનેજ હૃદયને વિષે વહન કરે છે. આ વિરોધાભાસ છે. (ચામડાની મસક નિશ્ચે પાણીમાં તરે છે તે.

**યદ્વા દતિસ્તરતિ યજ્જલ મેષનૂન**—તેનો પરિહાર કરે છે. જેમ

**અંતર્ગતસ્ય મરૂતઃ સ કિલાનુભાવઃ ॥ ૧૦ ॥**—પ્રત્યક્ષ ગ-
સકની અંદર રહેલા પવનનોજ ખરેખર પ્રભાવ છે. ॥૧૦॥
**યસ્મિન્ હરપ્રભૃતયોપિ હતપ્રભાવાઃ**—જેને વિષે હર, હરિ, બ્ર-
હ્મા પ્રમુખ હણાણો છે પ્રભાવ જેગનો એવા થયા.
**સોપિ ત્વયા રતિપતિઃ ક્ષપિતઃક્ષણેન**—તે કામદેવ પણ તમા-
રાવડે ક્ષણ વારમાં ક્ષય પમાડયો. (બૂઝાવી દીધા.
**વિધ્યાપિતાહુતભુજઃ પયસાથયેન**—જે પાણી વડે અગ્નિઓ
**પીતં ન કિં તદપિ દુર્દ્ધર વાડવેન ॥ ૧૧ ॥**—તે પાણી પણ
દુસ્સહ એવા વડવાગ્નિયે શું ન પીધું. ॥૧૧॥
**સ્વામિ ન્નનલ્પગરિમાણ મપિપ્રપન્ના**—સ્વામી ! તમારે આ-
શ્રયે રહેલા અને ઘણું છે મહોટાપણું જેમનું એવા.
**સ્ત્વાંજંતવઃ કથમહોહૃદયે દધાનાઃ**—તમોને હૃદયને વિષે ધારણ
કરતા થકા પ્રાણીઓ કેવી રીતે.
**જન્મોદધિં લઘુતરં ત્યતિલાઘવેન**—થોડા પણ ભાર રહિતપ-
ણાયે કરી આ ભવ સમુદ્રને ઉતાવલે તરેછે ? આ આશ્ચર્ય છે.
**ચિંત્યોનહંત મહતાંયદિવાપ્રભાવઃ ॥ ૧૨ ॥**—નિશ્ચે મહાન પુ-
રૂષોનો પ્રભાવ ચિંતવન કરવા યોગ્ય નથી. ॥૧૨॥
**ક્રોધસ્ત્વયાયદિવિભોપ્રથમંનિરસ્તો**—હે સ્વામી ! તમોએ જ્યા-
રે ક્રોધને પ્રથમથીજ નાશ પમાડયો.
**ધ્વસ્તાસ્તદાબત કથં કિલ કર્મચોરાઃ**—ત્યારે નિશ્ચે તમોએ કર્મ-
રૂપી ચોરોને કેવી રીતે હણ્યા. આ આશ્ચર્ય છે.
**પ્લોષત્યમુત્ર યદિવાશિશિરાપિલોકે**—આ લોકમાં બાલેછે શી-
તલ એવી પણ.
**નીલદ્રુમાણિ વિપિનાનિનકિંહિમાનિ ॥૧૩॥**—હિમસંતતી ની-

ક્ષાં વૃક્ષોવાળા જંગલોને શું નહીં (બાલે છે) ?

**ત્વાંયોગિનો જિનસદા પરમાત્મરૂપ**—હે જીન! મહર્ષિયો સિદ્ધસ્વરૂપ એવા તમોને નિરંતર.

**મન્વેષયંતિહૃદયાંબુજકોશદેશે**—હૃદયરૂપ કમળની કલિના મધ્યપ્રદેશને વિષે જ્ઞાન ચક્ષુએ કરી જુવે છે.

**પૂતસ્ય નિર્મલરૂચે ર્યદિવા કિમન્ય**—નિર્મળ કાંતિવાળુ તથા પવિત્ર એ થકી, બીજું શું.

**દક્ષસ્ય સંભવિ પદં નનુ કર્ણિકાયાઃ ॥૧૪॥**—કમલ બીજની કર્ણિકા થકી નિશ્ચે બીજું સ્થાનક શું સંભવે છે. ॥૧૪॥

**ધ્યાના જ્જિનેશ ભવતો ભવિનઃક્ષણેન**—હે જીનેશ! તમારા ધ્યાન થકી ભવ્ય પ્રાણીઓ ક્ષણ માત્રે કરીને.

**દેહંવિહાય પરમાત્મ દશાંવ્રજંતિ**—દેહનો ત્યાગ કરી સિદ્ધાવસ્થાને પામે છે. (થકી પાષાણ ભાવને તજીને.

**તિવ્રાનલા દુપલભાવ મપાસ્યલોકે**—લોકને વિષે પ્રબળ અગ્નિ

**ચામીકરત્વ મચિરા દિવ ધાતુ ભેદાઃ ॥૧૫॥**—જૂદી જૂદી ધાતુઓ થોડા સમયમાં જેમ સુવર્ણપણાને પામે છે. ॥૧૫॥

**અંતઃસદૈવ જીન યસ્ય વિભાવ્યસે ત્વં**—હે જીન! જે શરીરના મધ્ય ભાગને વિષે નિરંતર તમારૂં ચિંતવન થાય છે.

**ભવ્યૈઃકથં તદપિ નાશયસે શરીરં**—ભવ્ય પ્રાણીઓ વડે, તેજ શરીરને તમે નાશ કેમ કરો છો.

**એતત્સ્વરૂપ મથ મધ્ય વિવર્ત્તિનોહિ**—જે કારણ માટે મધ્યસ્થ પુરૂષોનું એજ સ્વરૂપ છે.

**યદ્વિગ્રહં પ્રશમયંતિ મહાનુભાવાઃ ॥૧૬॥**—જે મહા પ્રભાવિક પુરૂષો પરસ્પર થતા કલેશને ઉપશમાવે છે. ॥૧૬॥

**આત્મા મનીષિભિરયં ત્વદભેદ બુદ્ધયા**—પંડિત પુરૂષો વડે આ આત્મા તમારી સાથે અભેદ બુદ્ધિયે કરી.

**ધ્યાતો જીનેંદ્ર ભવતીહ ભવત્પ્રભાવઃ**—ધ્યાન કરતો છતો હે જીનેંદ્ર! તમારા સરખા પ્રભાવવાળો થાય છે.

**પાનીયમ પ્યમૃત મિત્યનુચિંત્યમાનં**—પાણીને પણ અમૃત છે એ પ્રકારે ચિંતવન કરે છતે.

**કિં નામ નો વિષવિકાર મપાકરોતિ ॥૧૭॥**—શું વિષના વિકારને દૂર નથી કરતું. ॥૧૭॥

**ત્વામેવ વીતતમસં પરવાદિનોપિ**—અન્યતીર્થજનો પણ અજ્ઞાન રહિત એવા તમોનેજ.

**નૂનંવિભો હરિહરાદિ ધિયા પ્રપન્નાઃ**—હે સ્વામી! નિશ્ચે હરિહરાદિકની બુદ્ધિયે કરીને આશ્રય કરીને રહેલા છે.

**કિં કાચકામલિભિ રીશ સિતોપિશંખો**—હે ઇશ! કાચ કામલિના રોગવાળા મનુષ્યોવડે શું શ્વેત શંખ પણ.

**નોગૃહ્યતે વિવિધવર્ણ વિપર્યયેણ ॥૧૮॥**—જૂદા જાદા રંગના ફેરાવર્તે કરી ગ્રહણ નથી થતો. ॥૧૮॥

**ધર્મોપદેશ સમયે સવિધાનુ ભાવા**—ધર્મ દેશનાના અવસરને વિષે તમારા સમીપના પ્રભાવ થકી.

**દાસ્તાંજનો ભવતિ તે તરૂરપ્ય શોકઃ**—લોક તો દૂર રહો પરંતુ વૃક્ષ પણ શોક રહિત થાય છે.

**અભ્યુદ્ગતે દિનપતૌ સમહી રૂહોપિ**—સૂર્યનો ઉદય થયે છતે, વૃક્ષાદિકે કરી સહિત એવો પણ.

**કિંવા વિબોધ મુપયાતિ ન જીવલોકઃ ॥૧૯॥**—જીવ લોક શું વિકાશપણાને ન પામે. ॥૧૯॥

**ચિત્રં વિભો કથમવાઙ્મુખવૃંતમેવ**—હે સ્વામી! આ આશ્ચર્ય છે. કે કેવી રીતે, નીચું છે મુખ જેનું એવું બીંટ જેમ હોય તેમ. (કરેલી પુષ્પની વૃષ્ટિ ચારે તરફ પડે છે.

**વિષ્વક્ પતત્ય વિરલા સુર પુષ્પ વૃષ્ટિઃ**—નિરંતર દેવતાઓએ

**ત્વદ્ગોચરે સુમનસાં યદિવા મુનીશ**—હે મુનીશ! તમો પ્રત્યક્ષ છતે પંડિતોના અથવા તો દેવતાઓના.

**ગચ્છંતિ નૂન મધ એવહિ બંધનાનિ ॥૨૦॥**—બંધનો નિશ્ચે નીચેજ જાય છે. ॥૨૦॥

**સ્થાને ગભીર હૃદયોદધિ સંભવાયાઃ**—એ યુકતજ છે. ગંભિર હૃદયરૂપ સમુદ્ર થકી ઉત્પન્ન થયેલી. (શ્રોતાજનો કહે છે.

**પીયૂષતાં તવગિરઃ સમુદીરયંતિ**—તમારી વાણીના અમૃતપણાને

**પીત્વા યતઃ પરમ સંમદ સંગભાજો**—જે કારણ માટે તે વાણીનું પાન કરીને અત્યંત હર્ષના સંયોગને ભજનારા એવા.

**ભવ્યા વ્રજંતિ તરસા પ્યજરામરત્વં ॥ ૨૧ ॥**—ભવ્ય જીવો વેગે કરીને અજરામરપણાને પામે છે. ॥૨૧॥

**સ્વામિન્ સુદૂરમવનમ્ય સમુત્પતંતો**—હે સ્વામી! અત્યંતપણે નીચા નમીને ઉંચા ઉછલતાં એવાં.

**મન્યે વદંતિ શુચયઃ સુરચામરૌઘાઃ**—પવિત્ર, દેવતાઓએ વીંજેલા ચામરોના સમુહ નીચે પ્રમાણે કહે છે એમ હું ધારૂં છું.

**યેઽસ્મૈનતિં વિદધતે મુનિ પુંગવાય**—આ મુનિઓમાં શ્રેષ્ઠ શ્રી પાર્શ્વનાથને નમસ્કાર જે પુરૂષો કરે છે.

**તે નૂન મૂર્ધ્વગતયઃ ખલુ શુદ્ધભાવાઃ ॥૨૨॥**—તે પુરૂષો નિશ્ચે ઉર્ધ્વ ગતિવાળા અને શુદ્ધભાવવાળા એવા થાય છે. ॥૨૨॥

**શ્યામંગભીર ગિર મુજજ્વલ હેમરત્ન**—શ્યામવર્ણયુકત, ગંભિર

વાણીવાળા, તથા નિર્મળ સુવર્ણ તથા રત્નના બનાવેલા.

**સિંહાસનસ્થમિહ ભવ્યશિખંડિનસ્ત્વાં**—સિંહાસનપર બેઠેલા તમોને આ લોકને વિષે ભવ્યજીવરૂપ મોર.

**આલોકયંતિ રભસેન નંદતમુચ્ચૈ**—ઉત્સુકપણાએ કરી જુવે છે. ઉંચેથી ગર્જના કરતો.

**શ્ચામિકરાદ્રિશિરસીવ નવાંબુવાહમ્ ॥૨૩॥**—મેરૂ પર્વતના શિખર ઉપર જાણે નવો મેઘ હોય નહીં ?

**ઉદ્ગચ્છતાતવશિતિદ્યુતિમંડલેન**—તમારા ઉંચે પ્રસરતા શ્યામ પ્રભાના ભામંડલે કરી.

**લુપ્તચ્છદચ્છવિ રશોકતરૂ ર્બભૂવ**—લોપાણી છે પાંદડાની કાંતિ જેની એવો તે અશોકવૃક્ષ થતો હવો. (સાન્નિધ્ય થકી.

**સાન્નિધ્યતોપિ યદ્વિા તવ વીતરાગ**—હે વીતરાગ! તમારા

**નીરાગતાં વ્રજતિ કો ન સચેતનોપિ ॥ ૨૪ ॥**—ચેતનસહિત એવો કોણ નીરાગ દશાને ન પામે. ॥૨૪॥

**ભોભો:પ્રમાદમવધૂયભજધ્વમેન**—હે હે જગતના લોકો ! પ્રમાદને છાંડીને એ શ્રી પાર્શ્વનાથને ભજો.

**માગત્યનિર્વૃતિ પુરિંપ્રતિ સાર્થવાહમ્**—આવીને, મુક્તિપુરીમાં જવા સાર્થવાહ તુલ્ય (પ્રભુને ભજો.)

**એતન્નિવેદયતિદેવજગત્ત્રયાય**—હે દેવ ! એ પ્રમાણે ત્રણ જગતને જાહેર કરે છે.

**મન્યેનદન્નભિનભ: સુરદુંદુભિસ્તે ॥ ૨૫ ॥**—તમારો દેવ દુંદુભિ આકાશને વ્યાપીને નાદ કરતો થકો ( જાહેર કરે છે ). એમ હું માનુંછું. ॥૨૫॥ (પ્રકાશિત કરે છતે.

**ઉદ્યોતિતેષુ ભવતાભુવનેષુનાથ**—હે નાથ ! તમોએ ત્રણ ભુવનને

**તારાન્વિતો વિધુરયંવિહતાધિકારઃ**—તારા મંડલે કરી સહિત તથા વિશેષે કરી હણાણો છે પ્રભાવ જેનો એવા આ ચંદ્રમા.

**મુક્તાકલાપકલિતોછ્રસિતાતપત્ર**—મોતીના સમુહસહિત અને ઉલ્લાસિત એવા ત્રણ છત્ર તેના.

**વ્યાજાત્રિધા ધૃતતનુ ર્ધ્રુવમભ્યુપેતઃ ॥૨૬॥**—મીશે કરીને ત્રણ પ્રકારે ધારણ કર્યું છે શરીર જેણે એવો ચંદ્રમા નિશ્ચે તમારી સેવાને અર્થે જાણે પાસે આવ્યો હોય નહીં. ॥૨૬॥

**સ્વેન પ્રપૂરિત જગત્રય પિંડિતેન**—પોતાના પ્રકર્ષે કરી પુર્યું છે ત્રણ જગત જેણે, તેણે કરી એકઠા થયેલા.

**કાંતિ પ્રતાપ યશસામિવસંચયેન**—કાંતિ પ્રતાપ તથા યશ તેના સમૂહે કરીનેજ જાણે હોય નહીં! તેમ.

**માણિકય હેમરજત પ્રવિનિર્મિતેન**—નીલ રત્ન, સુવર્ણ તથા રૂપું તેણે કરી બનાવેલો.

**સાલત્રયેણ ભગવન્નભિતો વિભાસિ ॥૨૭॥**—ચારે પાસે ત્રિગડો ગઢ તેણે કરી હે ભગવાન! તમે શોભો છો. ॥૨૭॥

**દિવ્ય સ્રજો જીન નમત્રિદશાધિપાના**—હે જીન! મનોહર પુષ્પ માલાઓ, નમેલા દેવેંદ્રો તેમના.

**મુત્સૃજય રત્ન રચિતાનપિ મૌલિબંધાન્**—રત્નોયે રચિત એવા પણ મુકુટોને ત્યાગ કરીને.

**પાદૌશ્રયંતિ ભવતો યદિવા પરત્ર**—તમારા ચરણ કમલનો આશ્રય કરે છે. અથવા તો અન્ય સ્થાનકે.

**ત્વત્સંગમે સુમનસો ન રમંત એવ ॥૨૮॥**—પંડિતો અથવા દેવતાઓ તમારો સંગમ છતે નથીજ રમતા. ॥૨૮॥

**ત્વંનાથ જન્મ જલધે ર્વિપરાઙ્મુખોપિ**—હે નાથ! તમે ભવ-

સમુદ્ર થકી પરાઙ્મુખ થયા તો પણ.

**યત્તારયસ્યસુમતો નિજપૃષ્ઠ લગ્નાન્**—તમારા વાંસાને વળગેલા પ્રાણીઓને જે કારણ માટે તારો છો.

**યુક્તંહિ પાર્થિવ નિપસ્ય સતસ્તવૈવ**—તે વિશ્વના સ્વામી, અને સુજ્ઞ એવા તમોનેજ યુક્ત છે. જેમ પાર્થિવનિપતે માટીનો ઘડો પોતાની પુંઠે વળગેલાને તારે છે.

**ચિત્રંવિભો યદ્દસિકર્મ વિપાક શૂન્યઃ ॥૨૯॥**—પરંતુ આ આશ્ચર્ય છે કે હેસ્વામી! તમે આઠ કર્મના ફલે કરી રહિતછો. ॥૨૯॥

**વિશ્વેશ્વરોપિ જનપાલક દુર્ગતસ્ત્વં**—હે જનપાલક! તું વિશ્વેશ્વર છતાં પણ દરિદ્રિ છે. એ વિરોધનું પરિહાર કહે છે. હે જનપ! તું વિશ્વેશ્વર છતાં વાળરહિત છે અથવા દુઃખે કરી જાણવા યોગ્ય છે.

**કિંવાક્ષર પ્રકૃતિરપ્ય લિપિ સ્ત્વમીશ**—હે ઇશ! શું મોક્ષ સ્વભાવી છતાં લિપિ રહિત છો. તે વિરોધનો પરિહાર સ્થિર સ્વભાવવાળા કર્મરૂપ લેપરહિત છો.

**અજ્ઞાનવત્યપિ સદૈવ કથંચિદેવ**—(૧) અજ્ઞાને કરી સહિત એવા તમોને વિષે (૨) અજ્ઞાન લોકોને રક્ષણ કરતા એવા તમોને વિષે કેમજ નિરંતર.

**જ્ઞાનંત્વયિ સ્ફુરતિ વિશ્વવિકાશહેતુઃ ॥૩૦॥**—વિશ્વને પ્રકાશ કરવાને હેતુભૂત એવું જ્ઞાન તમારે વિષે સ્ફુરે છે ॥૩૦॥

**પ્રાગ્ભાર સંભૂત નભાંસિ રજાંસિ રોષા**—અધિક પણાયે કરી વ્યાપ્યા છે આકાશો જેણે એવી રજો ક્રોધથકી.

**દુત્થાપિતાનિ કમઠેન શઠેન યાનિ**—મૂર્ખ એવા કમઠે જે ઉડાડી.

**છાયાપિ તૈ સ્તવ ન નાથ હતા હતાશો**—તે થકી હે નાથ!

તમારી કાંતિ પણ ના હણાણી પરંતુ હણાણી છે આશા જેની એવો.

**ग्रस्त स्त्वमीभि रयमेव परं दुरात्मा ॥૩૧॥**—તે દુરાત્મા તેજ રજો વડે કરી વ્યાપ્ત થયો ॥ ૩૧ ॥

**यद् गर्ज दूर्जित घनौघ मदभ्र भीमं**—ગર્જના કરતા તથા પ્રબલ મેઘનો સમૂહ છે જેણે વિશે તથા ઘણું ભયંકર એવું જે.

**भ्रश्य त्तडिन्मुसल मांसल घोरधारम**—પડતી છે વીજળીઓ જે થકી તથા મૂશલના સરખી પુષ્ટ તથા ભયંકર ધારાઓ છે જેને વિષે એવું.

**दैत्येन मुक्तमथ दुस्तर वारिदध्रे**—તથા તરવાને અશક્ય જે જલ તે દૈત્ય કમઠાસુરે વર્ષાવ્યું તે જલે કીધું.

**तेनैव तस्य जिन दुस्तर वारिकृत्यम् ॥૩૨॥**—તે કમઠાસુર પ્રત્યે હે જીવ! માઠી તરવારનું કામ. ॥ ૩૨ ॥

**ध्वस्तोर्ध्व केशविकृताकृति मर्त्यमुंड**—નીચે પડ્યાં એવા ઉપરના કેશ તેણે કરીને વિરૂપ થઇ છે આકૃતિ જેમની એવા મનુષ્યના માંથા તેનું.

**प्रालंब भृद् भयदवक्त्र विनिर्यदग्निः**—ઝુલતું ઝુમણું તેને ધારણ કરનાર એવો તથા ભયંકર મુખથકી નીકલે છે અગ્નિ જેને એવો.. (હેમ પ્રત્યે પ્રેર્યો.

**प्रेतव्रजः प्रतिभवंत मपीरितो यः**—જે દૈત્યનો સમૂહ આપસાસો

**स्याभव त्प्रतिभवं भवदुःखहेतुः ॥૩૩॥**—તેજ દૈત્યનો સમૂહ ભવોભવને વિષે તે કમઠાસુરનેજ સંસારના દુઃખનું કારણ યતો હવો ॥ ૩૩ ॥

**धन्यास्त एव भुवनाधिप ये त्रिसंध्य**—હે ત્રણ ભુવનના અધિપતિ! તેજ પુરૂષો ધન્ય છે જે ત્રણે કાલને વિષે.

**મારાધયંતિ વિધિવ દ્વિધુતાન્યકૃત્યાઃ**—તજ્યાં છે અન્યકાર્યો જેમણે એવા થઇને વિધિયુક્ત આરાધન કરે છે.

**ભક્ત્યોલ્લસત્પુલક પક્ષ્મલ દેહદેશાઃ**—ભક્તિયે કરી ઉલ્લાસ પામતા રોમાંચ તેણે કરી વ્યાપ્ત છે શરીરના ભાગ જેમના એવા

**પાદદ્વયં તવવિભો ભુવિ જન્મભાજઃ ॥૩૪॥**—પૃથ્વીને વિષે ભવ્યજનો હે પ્રભુ તમારા ચરણ યુગલનું (આરાધન કરેછે)॥૩૪॥

**અસ્મિન્નપાર ભવવારિનિધૌ મુનીશ**—હે મુનીશ ! પાર વગરના સંસાર સમુદ્રને વિષે.

**મન્યે ન મે શ્રવણ ગોચરતાં ગતોસિ**—તમે મારા કાનના વિષય પ્રત્યે પામ્યા નથી એમ હું માનું છું. (મંત્ર સાંભળે છતે.

**આકર્ણિતે તુ તવ ગોત્ર પવિત્ર મંત્રે**—તમારા નામરૂપ પવિત્ર

**કિંવા વિપદ્વિષધરી સવિધં સમેતિ ॥ ૩૫ ॥**—શું આપદારૂપી સર્પણ સમીપ આવે ! ॥ ૩૫ ॥

**જન્માંતરેપિ તવ પાદયુગં ન દેવ**—હે દેવ ! જન્માંતરને વિષે પણ તમારા ચરણ યુગલ તેની નથી.

**મન્યે મયા મહિત મીહિત દાનદક્ષમ**—વાંછિતને આપવામાં ચતુર એવા તે ચરણ યુગલની મેં પૂજા (નથી) કીધી એમ હું માનું છું.

**તેનેહ જન્મનિ મુનીશ પરાભવાનાં**—હે મુનીશ ! તેથી કરીનેજ આ જન્મને વિષે પરાભવોનું.

**જાતો નિકેતન મહં મથિતાશયાનામ્ ॥ ૩૬ ॥**—મથન કર્યો છે ચિત્તનો આશય જેમણે એવા તે પરાભવોનું સ્થાનક હું થયો. ॥ ૩૬ ॥

**નૂનં ન મોહતિમિરાવૃત્ત લોચનેન**—નિશ્ચે નથી, મોહરૂપ અં-

ધકારથી ઢંકાયેલાં છે નેત્રો જેનાં એવાં મેં.

**પુર્વવિભો સકૃદપિ પ્રવિલોકિતોસિ**—હે વિભુ ! પહેલાં એકવાર પણ તમે દેખાયેલા (નથી).

**મર્માવિધો વિધુરયંતિ હિ મામનર્થાઃ**—કારણ કે મર્મસ્થાનને ભેદનારા એવા અનર્થો મને પીડા કરે છે.

**પ્રોદ્યત્પ્રબંધ ગતયઃ કથમન્યથૈતે ॥૩૭॥**—અત્યંત પ્રાપ્ત થઈ છે કર્મ પ્રબંધની પ્રવૃત્તિ જેને એવા તે અનર્થો છે. અન્યથા તે અનર્થો કેવી રીતે મને પીડે. ॥ ૩૭ ॥

**આકર્ણિતોપિ મહિતોપિ નિરીક્ષિતોડપિ**—તમોને સાંભળ્યા તમારી પૂજા કીધી તથા તમને દેખ્યા તોપણ.

**નૂનં ન ચેતસિ મયા વિધૃતો સિ ભક્ત્યા**—નિશ્ચે ભક્તિયે કરીને તમો ચિત્તમાં મારાથી ધારણ કરાયેલા નથી.

**જાતોસ્મિ તેન જનબાંધવ દુઃખપાત્રં**—તે કારણ માટે હે જગતના બાંધવ ! હું દુઃખનું પાત્ર ઉત્પન્ન થયોછું.

**યસ્મા ત્ક્રિયાઃ પ્રતિફલંતિ ન ભાવશૂન્યાઃ ॥૩૮॥**—જે કારણ માટે ભાવે કરી રહિત એવી ક્રિયાઓ ફલ આપતી નથી.॥૩૮॥

**ત્વંનાથ દુઃખિ જનવત્સલ હે શરણ્ય**—હે નાથ ! હે દુઃખી જનોને વિષે કૃપાપર ! હે શરણ કરવા લાયક ! તમે.

**કારૂણ્ય પુણ્ય વસતે વશિનાં વરેણ્ય**—હે દયા અને ધર્મ અથવા દયા ધર્મના ઘર ! વશ કરી છે ઇંદ્રીઓ જેઓએ તેમને વિષે શ્રેષ્ઠ હે પ્રભુ !

**ભક્ત્યા નતે મયિ મહેશ દયાં વિધાય**—હે મહેશ ! ભક્તિયે કરી નમેલો એવો હું તેને વિષે દયા કરીને.

**દુઃખાંકુરોદ્દલન તત્પરતાં વિધેહિ ॥૩૯॥**—દુઃખનું જે ઉત્પ-

ત્તિ સ્થાનક તેનો નાશ કરવાને વિષે તત્પરપણું કરો. ॥૩૯॥

**નિઃસખ્ય સાર શરણં શરણં શરણ્ય**—અનંત બલનું ઘર એવું તથા શરણ કરવા યોગ્ય એવા શરણને.

**માસાદ્ય સાદિતરિપુ પ્રથિતા વદાતમ્**—વળી ક્ષય પમાડ્યા છે રાગાદિક વૈરી તેથી પ્રસિદ્ધ છે પ્રભાવ જેનો એવું તે પામીને.

**ત્વત્પાદ પંકજમપિ પ્રણિધાન વંધ્યો**—તમારા ચરણ કમળને, તમારા ધ્યાને કરી શૂન્ય એવો હું.

**વંધ્યોસ્મિ ચેદ્ ભુવનપાવન હા હતોસ્મિ ॥૪૦॥**—હે ત્રણ જગતને પવિત્ર કરનાર! જો હું એવો છું તો રાગાદિક શત્રુયે કરી હણવા યોગ્ય છું. હાઇતિખેદે હું દુર્દૈવ હણાયો. ॥૪૦॥

**દેવેંદ્ર વંદ્ય વિદિતાખિલવસ્તુસાર**—હે દેવતાના ઇંદ્રોને પણ વંદવા યોગ્ય! હે સમસ્ત વસ્તુના સારને જાણનાર!

**સંસાર તારક વિભો ભુવનાધિનાથ**—હે સંસાર થકી તારનાર! હે પ્રભુ! હે ત્રિભુવનના નાથ!

**ત્રાયસ્વ દેવ કરૂણાહૃદ માં પુનીહિ**—હે દેવ! હે કરૂણા સમુદ્ર! મારૂં રક્ષણ કરો અને મને પવિત્ર કરો.

**સીદંત મદ્ય ભયદ વ્યસનાં બુરાશેઃ ॥૪૧॥**—હમણાં દુઃખમાં આવી પડેલા મને ભયંકર દુઃખના સમુદ્ર થકી. ॥૪૧॥

**યદ્યસ્તિ નાથ ભવદંઘ્રિ સરોરૂહાણાં**—હે નાથ! જો હોય તમારા ચરણ કમલની.

**ભક્તેઃ ફલં કિમપિ સંતતિ સંચિતાયાઃ**—પરંપરાયે કરી સંચેલી ભક્તિનું ફલ કાંઇ પણ જો હોય.

**તન્મે ત્વદેક શરણસ્ય શરણ્ય ભૂયાઃ**—તો હે શરણ્ય! તમારૂંજ એકજ શરણ છે જેણે એવા મને થાઓ.

**સ્વામી ત્વમેવ ભુવનેત્ર ભવાંતરેપિ ॥૪૨॥**—આ લોકને વિષે તેમજ ભવાંતરને વિષે તમેજ સ્વામી થાઓ. ॥૪૨॥

**ઇત્થં સમાહિતાધિયો વિધિવજ્જિનેંદ્ર**—હે જીનેંદ્ર! એ પ્રકારે સમાધિવાળી છે બુદ્ધિ જેની એવો.

**સાંદ્રોલ્લસ ત્પુલક કંચુકિતાંગભાગા:**—ગાઢરો ઉલ્લાસ પામતો એવો રોમાંચ તેણે કરી સહિત છે શરીના ભાગો જેના એવો.

**ત્વદ્બિંબ નિર્મલ મુખાંબુજ બદ્ધલક્ષા**—તમારા બિંબના નિર્મળ મુખ રૂપ કમળને વિષે બાંધ્યું છે ધ્યાન જેગણે એવા.

**યે સંસ્તવં તવ વિભો રચયંતિ ભવ્યા: ॥૪૩॥**—હે વિભુ! જે જીવો તમારૂં સ્તવન કરે છે. ॥૪૩॥

**જન નયન કુમુદ ચંદ્ર**—મનુષ્યોના નેત્રોને કુમુદ ચંદ્ર બરોબર.

**પ્રભાસ્વરા: સ્વર્ગ સંપદો ભુકત્વા**—અતિશય દેદીપ્યમાન એવી તે દેવલોકની સંપદો પ્રત્યે અનુભવીને. (થઇને તેઓ.

**તે વિગલિત મલનિચયા**—ગયો છે કર્મરૂપમલ જે થકી એવા

**અચિરાન્મોક્ષં પ્રપદ્યતે ॥ યુગ્મમ્ ॥૪૪॥**—ઉતાવળે મોક્ષ પ્રત્યે પામે છે. (આ બે ગાથાનો એકઠો અર્થ છે). ॥૪૪॥

**ઇતિ શ્રી કલ્યાણ મંદિર સ્તોત્ર સંપૂર્ણ.**

---

# अथ संथारा पोरिसि.

પડિક્કમણું, સ્વાધ્યાય કર્યા બાદ આચાર્ય સમીપે આવીને ખમાસમણુ દેવું પછી 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ બહુ પડિપુણ્ણા પોરિસિ રાઇઅ સંથારએ ઠાગિ એમ કહેવું. તે આજ્ઞા લઈ ઈરીયા વહિ

યા પૂર્વક ચૈત્ય વંદન કરવું પછી લઘુ શંકાદિક કાર્ય કરવું હોય તો કરવું પછી યત્ના સાથે સંથારો કરવો તેની વિધિ તથા સૂત્ર, આ પાઠ અને તેનો અર્થ વાંચવાથી સમઝાશે.

**નિસિહી, નિસિહી, નિસિહી, નમો ખમાસમણાણં ગોયમાઇણં મહા મુણીણં**—ત્રણ નિસિહી કહેવી. ક્ષમાશ્રમણ ગૌતમાદિક મહા મુનિઓને નમસ્કાર થાઓ એ પાઠ બોલીને નવકાર તથા કરેમિભંતે એ બંને પાઠ ત્રણ વારભણવા પછી.

**અણુજાણહ જિટ્ઠિજ્જા, ઠિજ્જા,**—હે વૃદ્ધ સાધુઓ! મને આજ્ઞા આપો.

**અણુજાણહ પરમ ગુરૂ**—હે પરમ ગુરૂ! મને આજ્ઞા આપો.

**ગુરૂ ગુણ રયણેહિં મંડિઅ સરીરા**—આચાર્યના મહોટા ગુણરૂપ રત્નેકરી શોભાયમાન છે શરીર જેનાં એવા તમે (આજ્ઞા આપો).

**બહુ પડિપુન્ના પોરિસિ, રાઇઅ સંથારએ ઠામિ ॥૧॥**—ઘણી વ્યતિત થઈ છે. પોરિસિ માટે રાત્રિ સંબંધી સંથારાને વિષે હું વિશ્રામ કરૂં. ॥૧॥ (તે તે કહે છે.

**અણુજાણહ સંથારં**—સંથારાની મને આજ્ઞા આપો. તે કેવી રી

**બાહુ વહાણેણુ વામપાસેણં**—હાથનું ઉપધાન એટલે ઓશિકું કરીને અને ડાબા પાસા ઉપર સુઇ રહીને. (ને સુવે.

**કુક્કુડિપાય પસારણ**—વળી કુકડીની પેઠે આકાશમાં પગ પ્રસારી-

**અંતરંત પમજ્જએ ભુમિં ॥૨॥**—નહીતો ભૂમિને પ્રમાર્જીને ત્યાં પગમૂકે. ॥૨॥ (ખી પુંજવી.

**સંકોઇઅ સંડાસા**—પગ સંકોચ કરવો હોયતો સાથોળો આ-

**ઉવ્વટ્ટંતેય કાય પડિલેહા**—પાસું બદલવું હોય તો આખું શરીર પડિલેહવું.

**દવ્વાઈ ઉવઓગં**—લઘુશંકાદિક માટે ઉઠવું હોય તો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ એ ચારનો ઉપયોગ રાખવો અને મનમાં વિચારવો.

**ઉસાસ નિરૂંભણાલોએ ॥૩॥**—તેમ છતાં નિદ્રા રહેતો શ્વાસને રૂંધવો એટલે નિદ્રા દૂર જાય પછી બહાર નિકળવાના દ્વાર પ્રત્યે જુવે અને બહાર જઈ આવીને પાછો ધર્મ ધ્યાનમાં પ્રવર્તે.

**જઈ મે હુજ્જ પમાઓ**—જો મહારે પ્રમાદ એટલે મરવું થાય.

**ઇમસ્સ દેહાસ્સમાઇ રમણીએ**—આ રાત્રિને વિષે આ દેહ સંબંધી.

**આહાર મુવહિદેહં**—ચાર આહાર, વસ્ત્ર પાત્ર તથા શરીર.

**સવ્વં તિવિહેણ વોસિરિઅં ॥૪॥**—તે સર્વે મન, વચન, કાયાએ કરી હું વોસિરાવુંછું. ॥૪॥

**ચત્તારિમંગલં, અરિહંતા મંગલં,**—ચાર માંગલિક છે. એક અરિહંત માંગલિક છે. (માંગલિક છે,

**સિદ્ધા મંગલં, સાહુ મંગલં,**—બીજા સિદ્ધ તથા ત્રીજા સાધુ

**કેવલિ પન્નતો ધમ્મો મંગલં ॥૫॥**—ચોથો કેવલી પ્રરૂપિત શ્રુત ચારિત્ર રૂપ ધર્મ માંગલિક છે. ॥૫॥

**ચત્તારિ લોગુત્તમા, અરિહંતા લોગુત્તમા**—ચાર લોકને વિષે ઉત્તમછે, એક અરિહંત, લોકને વિષે ઉત્તમ છે.

**સિદ્ધા લોગુત્તમા, સાહુ લોગુત્તમા**—બીજા સિદ્ધ ભગવાન, ત્રીજા સાધુ મુનિરાજ લોકને વિષે ઉત્તમ છે.

**કેવલિ પણ્ણતો ધમ્મો લોગુત્તમો ॥૬॥**—ચોથો કેવલી પ્રરૂપિત ધર્મ લોકને વિષે ઉત્તમછે. ॥૬॥

**ચત્તારિ સરણં પવજ્જામિ**—ચાર શરણ હું અંગિકાર કરૂં છું.
**અરિહંતે સરણં પવજ્જામિ**—અરિહંતનું શરણ અંગિકાર કરૂં છું.
**સિદ્ધે સરણં પવજ્જામિ**—સિદ્ધનું શરણ હું અંગિકાર કરૂં છું.
**સાહુ સરણં પવજ્જામિ**—સાધુનું શરણ હું અંગિકાર કરૂં છું
**કેવલિ પણ્ણત્તં ધમ્મં સરણં પવજ્જામિ ॥૭॥**—કેવલિ પ્રરૂપિત ધર્મનું શરણ હું અંગિકાર કરૂં છું. ॥૭॥
**પાણાઇવાય મલિયં**—પ્રાણાતિપાત, મૃષાવાદ.
**ચોરિક્કં મેહુણં દવિણ મુચ્છં**—અદત્તાદાન=ચોરી, મૈથુન. દ્રવ્યની મૂર્છાતે પરિગ્રહ.
**કોહં માણં માયં**—ક્રોધ, માન. માયા.
**લોભં પિજ્જં તહાદોસં ॥૮॥**—લોભ, રાગ તથા દ્વેષ ॥ ૮ ॥
**કલહં અબ્ભખાણં**—કલહ, અભ્યાખ્યાન આળદેવું તે.
**પેસુન્નં રઈ અરઇ સમાઉત્તં**—પૈશુન્ય તે ચાડી, રતિઅરતિ, તેણે કરી યુકત.
**પરપરિવાયં માયા,**—પરપરિવાદ, માયા.
**મોસં, મિચ્છત્ત સલ્લંચ ॥૯॥**—મૃષાવાદ તથા મિથ્યાત્વ શલ્ય.
**વોસિરિસુ ઈમાઇં**—આનો ત્યાગ કર.
**મુખ્ખમગ્ગ સંસગ્ગ વિગ્ઘ ભૂઆઇં**—જે મોક્ષમાર્ગનો સંસર્ગ કરનારા પ્રાણિઆને વિઘ્ન ભૂત છે.
**દુગ્ગઇ નિબંધણાઇં**—વળી જે દુર્ગતિના કારણ છે.
**અઠ્ઠારસ પાવઠાણાઇં ॥૧૦॥**—આ અઢાર પાપસ્થાનકનો (ત્યાગકર). ॥૧૦॥
**એગોહં નત્થિ મે કોઈ**—હું એકછું માહારો કોઇ નથી.
**નાહ મન્નસ્સ કસ્સઇ**—હું પણ બીજા કોઇનો નથી.

એવં અદીણ મનસો—એ પ્રકારે અદીન મન થકો.
અપ્પાણ મણુસાસઇ ॥૧૧॥—પોતાના આત્માને શિખામણ આ-
પે. ॥૧૧॥ (કજ છે.
એગો મે સાસઓ અપ્પા—મારો આત્મા શાશ્વતો અને એ-
નાણ દંસણ સંજુઓ—તે જ્ઞાન તથા દર્શને કરિ સહિતછે.
સેસા મે બાહિરા ભાવા—બાકીના ભાવ મારા સ્વરૂપ થકી
બાહ્ય છે. (મેલાપ છે. ॥૧૨॥
સવ્વે સંજોગ લક્ખણા ॥૧૨॥—તે સર્વેનું મૂલ સંજોગ તે
સંજોગ મૂલા જીવેણ—આ જીવે, સંજોગ છે મૂલ કારણ જેનું.
પત્તા દુક્ખ પરંપરા—એવી દુઃખની શ્રેણિ તે પામી.
તમ્હા સંજોગ સંબંધં—તે કારણ માટે સંજોગ સંબંધ.
સવ્વં તિવિહેણ વોસિરિયં ॥૧૩॥—સર્વ ત્રિવિધે હું વોસિરા-
વું છું. ॥૧૩॥.
અરિહંતો મહદેવો—અરિહંત તથા સિદ્ધ મારા દેવ છે.
જાવજ્જીવં સુસાહુણો ગુરૂણો—જ્યાં સુધી જીવું ત્યાં સુધી સુ-
સાધુ તે મારા ગુરૂ છે.
જીણપન્નત્તં તત્તં—જીનેશ્વર ભગવાને પ્રરૂપ્યું જે તત્વ તે મુજ ધર્મછે.
ઇઅ સમ્મત્તં મએ ગહિયં ॥૧૪॥—આ સમકીત મેં ગ્રહણ
કર્યું છે. ॥ ૧૪ ॥ (મારા વિષે ખમજો.
ખમિઅ ખમાવિઅ મઇ ખમિઅ—ખમીને તથા ખમાવીને
સવ્વહ જીવનિકાય—સર્વ નિકાયના જીવો.
સિદ્ધહ સાખ આલોયણહ—સિદ્ધની સાખે હું આલોવું છું.
મુજ્જહ વઇર ન ભાવ ॥૧૫॥—મારે કાંઈ વૈરભાવ નથી॥૧૫॥
સવ્વે જીવા કમ્મવસ—સર્વ જીવો કર્મના વશ થકી.

**ચઉદહ રાજ ભમંત**—ચઉદ રાજ લોકમાં ભમે છે,
**તે મેસવ્વ ખમાવિઆ**—તે સર્વે જીવોને મેં ખમાવ્યા છે.
**મુજ્જવિ તેહ ખમંત ॥૧૬॥**—તે જીવો મારા પ્રત્યે ખમો. ॥૧૬॥
**જં જં મણેણ બદ્ધં**—જે જે પાપ મન વડે કરી બાંધ્યું હોય.
**જં જં વાએણ ભાસિઅંપાવં**—જે જે પાપ વચને કરી બોલવાથી લાગ્યું હોય.
**જં જં કાએણકયં**—જે જે પાપ કાયાથી કર્યું હોય.
**મિચ્છામિ દુક્કડં તસ્સ ॥૧૭॥**—તે સર્વ પાપ મારૂં મિથ્યા નિષ્ફલ થાઓ. ॥ ૧૭ ॥

# ૭૩ अथ पक्खि प्रतिक्रमण विधि.

પ્રથમ દેવશિક પ્રતિક્રમણમાં વંદિત્તુ કહી રહીયેં તિહાં સુધી સર્વ કહેવું. પણ ચૈત્યવંદન સકલાર્હત્‌નું કહેવું, અને થોયો સ્નાતસ્યાની કહેવી, પછી ખમાસમણ દેઇને ઇચ્છાકારેણ સંદિસહ ભગવન દેવસિઅં આલોઇઅ પડિક્કંતા ઈચ્છાકારેણ૦ ॥ પખ્ખિ મુહપત્તિ પડિલેહું, એમ કહી મુહપત્તિ પડિલેહિએ. પછી વાંદણાં બે દીજે, પછી ઇચ્છાકાર૦ સંબુદ્ધા ખામણેણં અબ્ભુટ્ઠિઓહં અભ્ભિંતર પખ્ખિઅં ખામેઊં ઇચ્છં ખામેમિ પખ્ખિઅં પનરસ દિવસાણં, પનરસ રાઇઆણં, જંકિંચિ અપત્તિયં૦ ॥ કહી ઇચ્છાકારેણ સં૦ ॥ પખ્ખિઅં આલોએમિ ઈચ્છં આલોએમિ જો મે પખ્ખિઓ અઇયારો કઓ કહી ઇચ્છાકારેણ સં૦ ॥ પખ્ખિ અતિચાર આલોઊં એમ કહી અતિચાર કહિએં. પછી એવંકારે શ્રાવકતણે ધર્મે શ્રી સમકેત મુલ બાર વ્રત, એકશો ચોવીશ અતિચાર માંહે જે કોઇ અતિચાર પક્ષ દિવસ માંહે સુક્ષ્મ બાદર જાણતાં અજાણતાં હુવો હોય તે સવ્વે હું મને વચને કાયાયેં કરી મિચ્છામિ દુ-

ક્કડં ॥ સંવચ્છરસવિ પખ્ખિઅ દુચ્ચિંતિઅ, દુબ્ભાસિય, દુચ્ચિઠ્ઠિઅ, ઈચ્છાકારેણ સંદિસહ ભગવન તસ્સ મિચ્છામિ દુક્કડં ઈચ્છકારી ભગવન્ પસાઅ કરી પખ્ખિ તપપ્રસાદ કરોજી એમ ઉચ્ચાર કરીને આવી રીતે કહિયેં:—ચઉથ્થેણં એક ઉપવાસ, બે આંબિલ ત્રણ નિવિ, ચાર એકાસણાં, આઠ બેસણાં, બે હજાર સઝાય. યથાશક્તિ, તપ કરી પ્રવેશ કરયો હોય તો પઇઠ્ઠિઓ કહીયેં અને કરવો હોય તો તહત્તિ કહીયેં, અને ન કરવો હોય તો અણ બોલ્યા રહીએ. પછી વાંદણાં બે દીજેં, પછી ઇચ્છાકા० ॥ પત્તેઅ ખામેણેણં અબ્ભુઠ્ઠિઓહં અબ્ભિંતર પખ્ખિઅં ખામેઉં. ઇચ્છં ખામેમિ પખ્ખિઅં પનરસ દિવસાણં પનરસ રાઇઆણં જંકિંચિ० અપત્તિયં० પછી વાંદણા બે દીજેં. પછી દેવસિઅં આલોઇઅ પડિક્કંતા० ઇચ્છાકા० ॥ ભગવન० પખ્ખિઅં પડિક્કમું સમપડિક્કમામિ ઇચ્છં એમ કહી કરેમિભંતે સામાઇયં કહી ઇચ્છામિ પડિક્કમિઉં જો મે પખ્ખિઓ० કહેવું પછી ખમાસમણ દેઇ ઇચ્છાકારેણ સંદિ० ॥ પખ્ખિસુત્ર પઢું. એમ કહી ત્રણ નવકાર ગણી સાધુ હોય તો પખ્ખિ સુત્ર કહે અને સાધુ ન હોય તો ત્રણ નવકાર ગણીને શ્રાવક વંદિતુ કહે પછી સુઅદેવયાની થોય કહેવી. પછી હેઠા બેસી જમણો ઢિંચણ ઉભો રાખી એક નવકાર ગણી કરેમિભંતે० ॥ ઇચ્છામિ પડિ० ॥ કહી વંદિતુ કહેવું. પછી કરેમિભંતે० ઇચ્છામિ ઠામિકાઉસ્સગ્ગં જો મે પખ્ખિઓ તસ્સઉત્તરી० ॥ અન્નથ્થ० ॥ કહીને બાર લોગસ્સનો કાઉસ્સગ કરવો તે લોગસ ચંદેસુનિમ્મલયરા સુધી કહેવા. અથવા અડતાલીસ નવકારનો કાઉસ્સગ્ગ કરી પારવો. પારીને પ્રગટ લોગસ્સ કહી મુહપત્તિ પડિલેહીને વાંદણાં બે દીજે, પછી ઇચ્છાકા० ॥ સમાપ્ત ખામણેણં અબ્ભુઠ્ઠિઓહં અબ્ભિંતર० ॥ પખ્ખિઅં० ॥ ખા૦

મેણ ઇચ્છં ખામેમિ પખ્ખિઅં એક પચ્ચખ્ખાણું પનરસ દિવસાણં પનરસ રાઇયાણું જંકિંચિ અપત્તિઅં કહી પછી ખમાસમણ દેઇને ઈચ્છાકા૦ ॥ કહી પખ્ખિ ખામણાં ખામું. એમ કહી ખામણાં ચાર ખામવાં. પછી દેવસિ પ્રતિક્રમણામાં વંદિત્તુ કહ્યા પછી બે વાંદણાં દેઇને તિહાંથી તે સામાયિક પારીએ તિહાં સુધી સર્વદેવસિની પેઠે જાણવું. પણ સુઅદેવયાની થોયોને ઠેકાણે જ્ઞાનાદિની થોયો કહેવી. સ્તવન અજિતશાંતિનું કહેવું. સજ્ઝાયને ઠેકાણે ઉવસગ્ગ હરં તથા સંસારદાવાની થોયો ચાર કહેવી. અને લઘુશાંતિને ઠેકાણે મોહોટી શાંતિ કહેવી ॥

# ૭૪ अथ चउमासी प्रतिक्रमण विधि.

॥ એ ઉપર કહ્યા મુજબ પખ્ખિની વિધિ પ્રમાણે કરવું, પણ એટલું વિશેષ જે બાર લોગસ્સનો કાઉસ્સગ્ગને ઠેકાણે વીશ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો અને પખ્ખિના આગારને ઠેકાણે ચઊમાસીના કહેવા તથા તપને ઠેકાણે છઠ્ઠેણું બે ઉપવાસ, ચાર આંબિલ, છ નીવિ, આઠ એકાસણાં, સોલ બે આસણાં, ચાર હજાર સજ્ઝાય એ રીતે કહીએ. ॥

# ૭૫ अथ संवत्सरी प्रतिक्रमणनी विधि.

॥ એ પણ ઉપર લખ્યા મુજબ પખ્ખિની વિધિ પ્રમાણે કરવું પણ બાર લોગસ્સના કાઊસ્સગ્ગને ઠેકાણે ચાલીશ લોગસ્સ અથવા એકશોને શાઠ નવકારનો કાઊસ્સગ્ગ કરવો અને તપને ઠેકાણે અઠ્ઠમ ભત્તં એટલે ત્રણ ઊપવાસ, છ આંબિલ, નવનીવિ, બાર એકાસણાં, ચોવિસ બેઆસણાં, અને છ હજાર સઝાય એ રીતે કેહેવું ને. પખ્ખિના આગારને ઠેકાણે સંવત્સરીના આગાર કહેવા. ॥

# ૭૬ अथ पोसहनी विधि.

પ્રથમ ઇરિયા વહિઆએ પડિક્કમી ઇચ્છામિ ખમાસમણો દેઇ ઇચ્છા કારેણ સંદિસહ ભગવન પોસહ મુહુપત્તિ પડી લેઉં એમ કહી મુહપત્તિ પડી લેવી, પછી ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ પોસહ સંદિસાહુ વળી ઇચ્છા૦ ઇચ્છાકા૦ સંદિ૦ પોસહઠાઉં પછી હાથ જોડી એક નવકાર ગણીને પોસહનું પચ્ચખ્ખાણ કરવું. ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ સામાયક મુહપત્તિ પડી લેઉં ત્યાંથી તે સજ્ઝાય કરૂં ત્યાં સુધી કહી ત્રણ નવકાર ગણી પછી ઇચ્છામિ૦ ઇચ્છા૦ બહુ વેલ સંદિ સાહુ ઇચ્છં ઇચ્છા૦ બહુ વેલ કરસુ ઇચ્છં ઇચ્છા૦ પડી લેહણ કરૂં એમ કહી મુહુપત્તિ પડી લેવી. ઇચ્છામિ૦ ઇચ્છકારી ભગવાન પસાય કરી પડી લેહણા પડી લેહાવો ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ ઉપધિ, મુહુપત્તિ પડી લેઉં એમ કહી મુહપત્તિ પડી લેવી ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ ઉપધિ સંદિસાહુ, ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ ઉપધિ પડી લેઉં, ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ સજ્ઝાય કરૂં એમ કહી એક નવકાર ગણી મનહ જીણાણંની સઝાય કહેવી, પોરસિના અવસરે ઇરિયા વહિયા પડીકમી ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ પડી લેહણા કરૂં, એમ કહી મુહપત્તિ પડી લેવી.

### ગુરૂ સમક્ષ પોસહ ઉચરવો તે.

ઉપર લખ્યા પ્રમાણે સર્વે કહેવું, પણ સઝાય ન કહેવી ને પછી રાઇ મુહપત્તિ પડી લેવી, વાંદણા બે દેવાં પછી રાઇયં આલોઉ એમ કહી જો મે રાઇઓ કહી સવ્વ સવી રાઇઅ કહી પન્નાસ હોય તો વાંદણા બે દેવાં પછી અબ્ભુઠીઓ ખામવો. પછે વાંદણા બે દેઇ પચ્ચખ્ખાણ કરવું પછી કાળના દેવ વાંદવા. પાછલી વખતે પડી લેહણ કરે તે ઇરીયા વહી પડીક્રમી પછી ગમણા ગમણે આલોઉ

કહી ઇરિયા સુમતી, ભાષા સુમતી, એસણા સુમતી આદાન ભંડ નીખેવણા સુમતી, પારીઠાપનીકા સુમતી મનગુપ્તિ, વચન ગુપ્તિ, કાયગુપ્તિ એ પાંચ સુમતી ત્રણગુપ્તિ આઠ પ્રવચન માતા પોસહ સામાયિક લીધે ખંડણ વિરાધના હુઇ હોય તે સર્વે મને, વચને, કાયાએ કરી મિચ્છામી દુક્કડં. ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ પડી લેહણ કરૂં ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ પોસહસાલ પરમાર્જુ એમ કહી મુહપત્તિ કટાસણું ચવલો પલેવવાં પછી ઇચ્છામિ ઇચ્છાકારી ભગવાન પસાય કરી પડી લેહણા પડી લેહાવોજી. ઇચ્છામિ ઇચ્છાકા૦ ઉપધિ મુહપત્તિ પડિ લેવી ઇચ્છામિ ઇચ્છાકા૦ સઝાય કરૂ એમ કહી એક નવકાર ગણી મન્હ જીણાણંની સઝાય કહેવી ખાધુ હોય તો વાંદણાં બે દેઇ પચ્ચખ્ખાણ કરે ખાધુ ના હોય તો ખમાસમણ દેઈ પચ્ચખ્ખાણ કરે પછી ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ ઉપધિ સંદીસાહુ, ઇચ્છામિ ઇચ્છાકા. ઉપધિ પડી લેઉં એમ કહી જેટલાં વસ્ત્ર હોય તેટલાં પલેવવાં પછી દેવ વાંદી પ્રતિક્રમણ કરવું. ને પછી પોસહ પાળી નવકાર ગણી સાગર ચંદો કહેવો.

## પ્રભાતનો પોસો લીધેલાને રાત્રે પોસો લેવાની વિધિ.

પ્રભાતનો પોસો લેવાની વિધિ છે તે પ્રમાણે ખમાસમણ દેઇ ઇરિયા વહિઆથી જાવત બહુ વેલકરશું ત્યાં સુધી કહેવું પણ પોસાના પચ્ચખ્ખાણમાં ફેર છે તે **સેસ દિવસં અહોરત** પદ કહેવું પછી ખમાસમણો દેઇ ઇરિયાવહિ પડીકકમી ઇચ્છામિ૦ ઇચ્છાકાં૦ ઠંડીલ પડી લેઉં કહી માંડલા ચોવીસ કરે.

## સાંજે નવો પોસો લેવાની વિધિ.

ઉપવાસાદિ જઘન્ય એકાસણ કર્યું હોય તો તેણે લેવાય. ખમાસમણો દેઇ ઇરિયા વહી પડિક્કમી પડી લેહણ કરે, ખમાસમણ

દેઇ ઇરિયાવહીથી જાવત બહુ વેલ કરસુ ત્યાં સુધી પછી ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ પડી લેહણ કરૂં કહી ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ પોસહ સાલ પરમાર્જુ કહી મુહપત્તિ પડી લેવી. ઇચ્છામિ૦ ઇચ્છકારી ભગવન પસાય કરી પડી લેહણા પડીલેહાવોજી કહી ઇચ્છામિ ઇચ્છાકા૦ ઉપધિ મુહપત્તિ પડી લેઉં કહી મુહપત્તિ પડી લેવી પછી ઇચ્છામિ૦ઇચ્છાકા૦ સઝાય કરૂં કહી સઝાય કરે, ખાધુ હોય તો, વાંદણાં બે દેઇ પચ્ચખ્ખાણ કરે, ખાધું ના હોય તો ખમાસમણ દેઇ પચ્ચખ્ખાણ કરે પછી ઇચ્છામિ ઇચ્છાકા૦ ઉપધિ સંદિસાહુ ઇચ્છામિ ઇચ્છાકા૦ ઉપધિ પડી લેઉ કહી પછી દેવ વાંદી માંડલા કરે, પ્રતિક્રમણ કરે, પછી પહોર એક રાત્રી આસરે જાય ત્યાં સુધી નિંદ્રા લેવી નહી પછી ખમાસમણો દેઇ ઇચ્છાકા૦ બહુ પડીપુન્ના પોરિસિ કહી ખમાસમણો દેઈ ઇરિયા વહિયા પડીક્રમી જાવત લોગસ કહી ઇચ્છામિ ઇચ્છાકા૦ બહુ પડિપુન્ના પોરસીરાઇઅ સંથારએઠાઉં કહી પછી ઇચ્છામિ. ઇચ્છાકા. ચૈત્ય વંદન કરૂં કહી ચઉકસાયનું ચૈત્યવંદન જાવત્ જયવીયરાય સુધી કરે પછી ઇચ્છામી૦ ઇચ્છાકા૦ સંથારા વિધિ ભણવા મુહપત્તિ પડી લેઉ એમ કહી મુહપત્તિ પડી લેવી સંથારા પોરિસિ ભણાવવી જાગે ત્યાં સુધી સઝાય ધ્યાન કરે.

પોસામાં એકાસણાદિ કર્યું હોય તો અવસરે પચ્ચખાણ પારી પોસહશાળાથી આવસ્સહી કહીને નિજ ગૃહે ઈર્યા શોધતો ખમાસમણ દઇ ઇરિયાવહિ પડિક્કમી ખમા૦ ગમણા ગમણે આલોઈ કાજો પુંજી યથા સંભવે અતિથિ સંવિભાગ વ્રત ફરસીને નિશ્ચલ આસને બેસી હાથ, મુખ, પગ વીગેરે પડિલેહી નવકાર સંભાળી. પ્રાશુક આહાર જમે અથવા પોસહશાલાયે પૂર્વ પ્રેરિત નિજ પુત્રાદિકે આણ્યો આહાર ભોગવે પણ સાધુની પેરે ગોચરી નહીં. તથા કારણ વિના મો-

દક, સ્વાદુ લવિંગાદિ તંબોલ ન લેવો. તતઃ નિસિહિ કહી પોસહ-શાલાયે આવી ખમા૦ ઇરિયા૦ પડિક્કમિ ચૈત્યવંદન કરવું. ઇતિશ્રી પોષધ વિધિ સંપૂર્ણ.

# ७७ अथ सवारनां पच्चख्खाण.

## अथ नमुक्कारसहि अनुं.

**ઉગ્ગએ સૂરે નમુક્કારસહિઅં**—સૂર્યોદયથી બે ઘડી પછી નવકાર કહીને પારૂં ત્યાં સુધી.

**પચ્ચખ્ખાઇ ચઉવ્વિહં પિઆહારં**—ચારે આહારનું પચ્ચખ્ખાણ કરૂં છું. (પચ્ચખ્ખાઇ એવું ગુરૂનું વચન સાંભળી શિષ્ય પચ્ચખ્ખામિ=પચ્ચખ્ખાણ કરૂં છું એમ કહે).

**અસણં પાણં ખાઇમં સાઇમં**-ખાવાનું, પીવાનું, ખાદિમ, સ્વાદિમ.

**અન્નથ્થણા ભોગેણં**—પચ્ચખ્ખાણનો ઉપયોગ વિસરવાથી અજાણપણે કાંઇ વસ્તુ મોંમાં નાંખવાથી.

**સહસાગારેણં**—કાર્ય કરવામાં પ્રવર્તતાં યોગ્ય લક્ષણ, સહસાતકાર=સ્વભાવે જે મોંમાં પ્રવેશ થાય તેથી પચ્ચખ્ખાણ ન ભાગે એ બે આગારે કરી.

**વોસિરે**—વોસિરાવું છું. (વોસિરે એ ગુરૂનું વચન સાંભળી શિષ્ય વોસિરામિ કહે.)

**આ પ્રમાણે સર્વે પચ્ચખ્ખાણમાં સમજવું.**

## अथ नमुक्कारसहिअं मुठसहियंनुं.

**ઉગ્ગએસૂરે નમુક્કાર સહિઅં**—

**મુઠ્ઠસહિઅં**—મુઠ્ઠીસહિત એટલે જ્યારે નવકાર ગણી મૂઠી મોકળી

મુકું ત્યારે પચ્ચખ્ખાણુ મોકળું થાય.

**પચ્ચખ્ખાઈ ચઉવિહંપિ આહારં અસણં પાણં ખાઈમં સાઈમં અન્નથ્થા ભોગેણં સહ સાગારેણં.**

**મહત્ત રાગારેણં**—મોટાના આદેશથી મોટા લાભને અર્થે પચ્ચખાણ પારવાનો વખત પૂર્ણ ન થયે છતે પારવાથી.

**સવ્વ સમાહિવત્તિ આગારેણં વોસિરે**—સર્વ પ્રકારે શરિરમાં અસમાધિ રહે છતે પચ્ચખ્ખાણનો વખત પૂર્ણ થયા પહેલાં પારવાથી પચ્ચખાણ ન ભાગે એવા આગારવડે હું વોસિરાવુંછું.

# अथ पोरसि साढपोरिसिनुं.

**ઉગ્ગએસૂરે નમુક્કાર સહિઅં.—**

**પોરિસિં સાઢપોરિસિં મુઠ્ઠસહિઅં પચ્ચખ્ખાઇ**—પ્રહર દિવસ સુધી અને દોઢ પ્રહર દિવસ સુધી મુઠ્ઠી સહિત નિયમ લઉ છું.

**ઉગ્ગેસૂરે ચઉવ્વિહં પિઆહારં**—સૂર્યોદયથી ચારે આહારનો.

**અસણં પાણં ખાઇમં સાઈમં અન્નથ્થણા ભોગેણં સહ સાગારેણં. પછછન્ન કાલેણં દિસા મોહેણં**—વખત બરોબર માલમ ન પડવાથી અધૂરી પોરિસિએ પારવાથી દિશિ વિપર્યાસ થયાથી અજાણતાં વહેલું પારવાથી.

**સાહુ વયણેણં**—સાધુના વચનથી પોરિસિ ભણી સાંભળીને પાળે.

**મહત્ત રાગારેણં સવ્વ સમાહિવત્તિ આગારેણં વોસિરે.**

# अथ पुरिमढ्ढ अवढ्ढनुं.

**સૂરે ઉગ્ગએ નમુક્કારસહિઅં પુરિમઢ્ઢં અવઢ્ઢં મુઠ્ઠ સહિઅં પચ્ચખ્ખાઈ**—સુર્યના ઉદયથી પહેલા બે પોહોર સુધી પુરિમાર્દ્ધ, તે ઉપરાંત ત્રીજા પોહોર સુધી અવઢ્ઢનું પચ્ચખ્ખાણુ

કરૂં છું નવકાર ગણી મુઠ્ઠી મોકળી મુકુ ત્યાં સુધી.

**સુરેઉગ્ગએ ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઈમ સાઇમં અન્નત્થણા ભોગેણું સહસા ગારેણં પચ્છન્ન કાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગા રેણં સવ્વ સમાહિ વત્તિ આગારેણં વોસિરે.**

# अथ विगई निविगईनुं.

**વિગઇઓ નિવિગઈઅ પચ્ચખ્ખાઇ**—માંસ, મદિરા, માખણ, અને મધ એ ચાર અભક્ષ્ય વિગઇ છે. દૂધ, દહી, ઘી, તેલ, ગોળ, પકવાંન, એ છ ભક્ષ્ય વિગઇમાંથી એક અથવા સમસ્ત વિગઇનું પચ્ચખ્ખાણ કરૂં છું.

**અન્નત્થણા ભોગેણં સહસાગારેણં.**

**લેવા લેવેણં ગિહત્થ સંસટ્ઠેણં**—લેપા લેપ જે વિગઇનો સાધુને નીયમ હોય તે વિગયથી ગૃહસ્થનો હાથ ખરડાએલો હોય તે લુંછી નાખીને વ્હોરાવે તો તેથી, ગૃહસ્થના ખરડેલા વાસણથી તે અન્ન આપે તે વિગઇથી મિષ્ટ હોય. તે અન્ન જમવાથી પચ્ચખ્ખાણ ન ભાગે.

**ઉખ્ખિત વિવેગેણં**—ગાઢી વિગઈ જે ગોળ પકવાનાદિ તેના ઉપર રોટલી પ્રમુખ મુકી હોય પછી તે ઉપાડી કોરે કરી હોય તો તે લેવાથી.

**પડુચ્ચ મખ્ખિએણં**—મોણ દીધેલી રોટલી પ્રમુખ લેવાથી.

**પારિઠ્ઠા વણિયાગારેણં**—કોઈ સાધુને આહાર પરઠવતો દેખી તે આહાર ગુરૂની આજ્ઞાથી લેવો પડે તો તે લેવાથી.

**મહુત્ત રાગારેણં વોસિરે.**

# अथ बेआसणां तथा एकासणांनुं.

ઉગ્ગએસુરે નમુક્કારસહિઅં પોરિસિં સાઢ્ઢ પોરિસિં પુરિમઢ્ઢં મુઠ્ઠસહિઅં પચ્ચખ્ખાઈ, ઉગ્ગએસૂરે ચઉવ્વિહં પિ આહારં, અસણં, પાણં, ખાઇમં, સાઈમં, અન્નથ્થણા ભોગેણં, સહસાગારેણં પચ્છન્ન કાલેણં, દિસા મોહેણં, સાહુ વયણેણં, મહુત્ત રાગારેણં, સવ્વ સમાહિ વત્તિ આગારેણં, એકાસણં (એકવાર જમવું) બેઆસણં (બેવાર જમવું) પચ્ચખ્ખાઇ, તિવિહં પિ આહારં (ત્રણે પણ આહાર) અસણં, ખાઇમં, સાઇમં, અન્નથ્થણા ભોગેણં, સહસાગારેણં.

**સાગારિ આગારેણં**—સાધુ ગૃહસ્થના દેખતાં આહાર ન કરે; તેથી જો બીજે ઠેકાણે આહાર કરવા બેસે તો પચ્ચખ્ખાણ ભાગે નહી. શ્રાવક જમવા બેઠો હોય પછી વખતે ભય આવે તો તે બીજે ઠેકાણે જઇ જમે તો પચ્ચખ્ખાણ ભાગે નહીં.

**આઉટણ પસારેણં**—જમવા બેઠા પછી હાથ પગ પસારવાથી આસન ચળે તો પચ્ચખ્ખાણ ન ભાગે.

**ગુરૂ અબ્ભુઠ્ઠાણેણં**—ગુરૂ આવવાથી ઉઠે તો પચ્ચખ્ખાણ ન ભાગે.

**પારિઠાવણિયાગારેણં મહુત્તરા ગારેણં સવ્વ સમાહિ વત્તિઆ ગારેણં.**

**પાણસ્સ લેવેણવા**—જે અન્નાદિકે કરી ભાજનાદિ ખરડાય તે લેપ કૃત આચામ્લ, ઓસામણ દ્રાક્ષાદિકના પાણી પીવાથી પચ્ચખ્ખાણ ન ભાગે.

**અલેવેણવા**—અલેપકૃત પાણી તે સૌવીર, ધોયણ, ઇત્યાદિના પાણી પીવાથી પચ્ચખ્ખાણ ન ભાગે.

**અચ્છેણવા**—ઉષ્ણજળ તથા બીજાં પણ ઉકાળ્યાં પાણી તથા નીતરેલું ફળાદિકનું ધોવણ પીએ તો પચ્ચખ્ખાણ ન ભાગે.

**બહુ લેવેણવા**—બહુ લેપ એટલે ડોહોળું ચોખાદીકનું ધોયણ ગળીને પીવે તો પચ્ચખ્ખાણ ન ભાગે.

**સસિથ્થેણવા**—સિકથ સહિત અન્નાદિકના દાણાના સ્વાદ વિના ધોવણ તથા હાથરાદિકનું ધોવણ ગળીને પીએ તો પચ્ચખ્ખાણ ન ભાગે.

**અસિથ્થેણવા**—સિથ્થ રહિત કણેક પ્રમુખે હાથ ખરડ્યો હોય તેનું ધોવણ ગળીને પીએ તો પચ્ખ્ખાણ ન ભાગે. આ શિવાય.

**વોસિરામિ.**

આ એકાસણાં તથા બેઆસણાનું પચ્ચખ્ખાણ તિવિહાર કરવાનો ચાલ ઘણો છે પણ તે દુવિહાર અથવા ચોવિહાર પણ થાય છે દુવિહાર કરે તો એકાસણાદિક કર્યા પછી સોપારી પ્રમુખ સ્વાદિમ વસ્તુ તથા પાણી ખપે ને ચોવિહાર કરે તો કંઇ પણ ખપે નહીં. વળી દુવિહાર પચ્ચખ્ખાણ કરી સચિત આહાર તથા પાણી વાવરવું હોય તો પાણસ્સના આગાર ના કહેવા.

એકલઠાણાનું પચ્ચખ્ખાણ એકાસણાની પેઠે જાણવું પણ તેમાં શાત આગાર છે એટલે એમા આઉટણ પસારેણં ન કહેવું.

# अथ आयंबिलनुं.

**ઉગ્ગએ સૂરે નમુક્કાર સહિઅં પોરસિં સાઢપોરસિં મુઠ સહિઅં પચ્ચખ્ખાઇ ઉગ્ગએ સૂરે ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં આયંબિલં**

પચ્ચખ્ખાઈ (આયંબિલનું પચ્ચખ્ખાણ કરૂં છું) અન્નથ્થણા ભો. ગેણં સહસાગારેણં લેવાલેવેણં ગિહથ્થસંસટ્ઠેણં ઉખિત્ત વિ- વેગેણં પારિઠ્ઠાવણિઆગારેણં મહત્તરા ગારેણં સવ્વસમાહિ વત્તિઆગારેણં એકાસણં પચ્ચખ્ખાઇ તિવિહંપિ આહારં અસણં ખાઇમં સાઇમં અન્નથ્થણાભોગેણં સહસાગારેણં સાગારિઆ ગારેણં આઉટણ પસારેણં ગુરૂ અભ્ભુઠાણેણં પારિઠ્ઠાવણિઆગારેણં મહત્તરા ગારેણં સવ્વસમાહિ વત્તિ- આગારેણં પાણસ્સ લેવેણવા અલેવેણવા અથ્થેણવા બહુ લેવેણવા સસિથ્થેણવા અસિથ્થેણવા વોસિરે.

# अथ चउविहार उपवासनुं.

સૂરેઉગ્ગએ અભત્તઠ્ઠં પચ્ચખ્ખાઇ—સૂર્યોદયથી ભાત પાણીનો નિયમ લઉછું.

ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્ન- થ્થણા ભોગેણં સહસા ગારેણં પારિઠ્ઠાવણિયાગારેણં મહ- ત્તરા ગારેણં સવ્વસમાહિ વત્તિઆ ગારેણં વોસિરે.

# अथ तिविहार उपवासनुं.

સૂરે ઉગ્ગે અભત્તઠ્ઠં પચ્ચખ્ખાઇ તિવિહંપિ આહારં અસણં ખાઇમં સાઇમં અન્નથ્થણાભોગેણં સહસા ગા- રેણં પારિઠ્ઠાવણિઆગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવ- ત્તિઆ ગારેણં પાણહાર (પાણીનો આહાર મોકળો છે) પો- રિસિં સાઢ પોરિસિં મુઠ્ઠ સહિઅં ઘરસહિઅં (ઘેર જઇને ન- વકાર ગણી પચ્ચખ્ખાણ પારૂં) પચ્ચખ્ખાઇ ઉગ્ગએ સૂરે પુ-

રિમઠ્ઠં અવઠ્ઠં પચ્ચખ્ખાઇ અન્નત્થણાભોગેણં સહસા ગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહતરા ગારેણં સવ્વસમાહિ વત્તિઆ ગારેણં પાણસ્સ લેવેણવા (પાણી પીવાના છ આગાર છે તે લેપ જળ) અલેવેણવા (ધોવણ જળ) અચ્છેણવા (નિર્મળ ઉષ્ણ પાણી) બહુલેવેણવા (ડોહોળો) સસિત્થેણવા (પીઠનું ધોવણ) અસિત્થેણવા (સીથ રહિત ફાસુ જળ, એટલાં ટાળી બાકીનાં પાણી) વોસિરે (વોસિરાવું છું.)

# अथ चउथ्थ छट्ठभत्तादिकनुं.

સૂરેઉગ્ગએ ચઉથ્થભત્તં અભત્તઠં (ચાર વારનું ભોજન જમવાનો નિયમ=એકાસણું અપવાસ અને એકાસણું).

પચ્ચખ્ખામિ સૂરેઉગ્ગએ છઠ્ઠ ભત્તં અભત્તઠં પચ્ચખ્ખામિ ઇત્યાદિ પ્રકારે આગાર સહિત કેહેવું.

અથ છઠ્ઠ અઠ્ઠમાદિ તપમાં બીજે દિવસે પાણી વાપરવું હોય ત્યારે પાણહાર પચ્ચખાણ કરે.

પાણહાર પોરસિં મુઠ્ઠસહિઅં પચ્ચખ્ખાઇ અન્નત્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં પાણસ્સલેવેણવા અલેવેણવા અચ્છેણવા બહુલેવેણવા સસિત્થેણવા અસિત્થેણવા વોસિરે.

# अथ गंठसाहिअ आदि अभिग्रहोनुं.

ગંઠસહિઅં વેઠ્ઠસહિઅં દિવસહિઅં (દીવો બળે ત્યાં સુધી) થિબુગહિસહિઅ (થાળીમાં પાણીનું ટીપું સૂકાય ત્યાં સુધી) મુઠ્ઠસહિઅં પચ્ચખ્ખાઇ અન્નત્થણાભોગેણં સહસાગારેણં મહુત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં વોસિરે.

# अथ चौद नियम धारनारने देसावगासिकनुं.

**દેસાવગાસિઅં** (દિશિના અવકાશનું વ્રત) **ઉવભોગં** (ઉપભોગ) **પરિભોગં પચ્ચખ્ખાઇ અન્નત્થણા ભોગેણું સહસા ગારેણું મહુત્તરાગારેણું સવ્વસમાહિવત્તિયાગારેણું વોસિરે.**

# अथ चौद नियम धारवानी गाथा.

**સચિત્ત દવ્વ વિગઇ**—પાણી ફળ બીજ દાતણ કણ તથા દ્રવ્ય અને છ વિગય પ્રમુખ ચીજનું પ્રમાણ કરે.

**વાણહ તંબોલ વથ્થ કુસુમેસુ**—પગરખાં, તંબોળ, વસ્ત્ર તથા ફુલ.

**વાહણ સયણ વિલેવણ**—વાહન, શય્યા, ચોપડવાની વસ્તુ.

**બંભ દિસિ ન્હાણ ભત્તેસુ**—મૈથુનની મર્યાદા, દિશિ પરિમાણ, નહાવાનો નિયમ. ભાતપાણીનો નિયમ કરે. આની સાથે પૃથ્વીકાય અપકાય તેઉકાય વાઉકાય વનસ્પતિકાય ત્રસકાય અસિ ગસી અને કૃષિ એ બધા મળી ત્રેવીસમાંથી પોતાથી જે રીતે પળે તે રીતે પાળે.

# ૭૮ अथ सांजनां पच्चख्खाण.

# अथ पाणहार दिवसचरिमनुं पच्चख्खाण.

**પાણહાર દિવસચરિમં પચ્ચખાઇ અન્નત્થણા ભોગેણું સહસાગારેણું મહુત્ત રાગારેણું સવ્વસમાહિ વત્તિયાગારેણું વોસિરે.**

# अथ चउविहारनुं पच्चख्खाण.

દિવસચરિમં પચ્ચખ્ખાઇ—(દિવસના છેડાથી નવા સૂર્યોદય સુધી) ચઉવ્વીહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણાભોગેણું સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિ વત્તિયાગારેણં વોસિરે.

# अथ तिविहारनुं पच्चख्खाण.

દિવસ ચરિમં ચચ્ચખાઈ તિવિહંપિ આહારં અસણું ખાઇમં સાઇમં અન્નથ્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વમાહિવત્તિયાગારેણં વોસિરે.

# अथ दुविहारनुं पच्चख्खाण.

દિવસ ચરિમં પચ્ચખ્ખાઈ દુવિહંપિ આહારં અસણં ખાઇમં અન્નથ્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વ સમાહિવત્તિયાગારેણં વોસિરે.

# अथ पच्चख्खाणना आगारनी गाथा.

દોચેવ નમુક્કારે, આગારા છચ્ચેવ પોરસિએ—નમુક્કાર સહિયંના બે આગાર, પોરસિમાં વળી છ આગાર.

સત્તેવઇ પુરિમઢ્ઢે, એકાસણગંમિ અઠ્ઠેવ ॥ ૧ ॥—પુરિમઢ્ઢમાં સાત અને એકાસણામાં આઠ આગાર ॥૧॥

સત્તેગઠાણેસુ અ, અઠેવ ય અંબિલંમિ આગારા—એકલઠાણામાં સાત, અને આંબિલ તપમાં આઠ આગાર.

પંચેવ ય ભત્તઠ્ઠે છપ્પાણુ ચરિમચત્તારિ ॥ ૨ ॥—અપવાસા-

દિમાં પાંચ અગાર, પાણુસ્સમાં છ, દિવસના છેડાથી નવો સૂર્યોદય થાય ત્યાં સુધી એટલે રાત્રીના તિવિહાર, ચઉવિહારાદિના ચાર આગાર છે. ॥ ૨ ॥

**પંચ ચઉરો અભિગહે, નિવ્વિએ અટ્ઠ નવ આગારા**—અભિગ્રહના પચ્ચખાણુમાં પાંચ તથા ચાર. નિવ્વીમાં આઠ કે નવ.

**અપ્પાઉરણે પંચ ચઉ, હુવંતિ સેસેસુ ચત્તારિ ॥૩॥**—મુનિને ચોળપટ્ટો ન પહેરવાને વિષે પાંચ કે ચાર. બાકીનામાં ચાર હોય. ॥૩॥

# हवे छ प्रकारे पच्चरूखाण शुद्ध थाय छे ते कहे छे.

**ફાસિઅં, પાલિઅં**—વિધિએ કર્યું તથા ઉચિત વેળાએ પ્રાપ્ત થયું; પચ્ચખાણ વારંવાર ઉપયોગ દેઇ સંભાર્યું.

**સોહિઅં તીરિઅં**—પ્રથમ ગુરૂને આહાર પાણી દેઇ બાકી રહેલું ભોજન પોતે કરે તથા અતિચાર ન લગાડે; પચ્ચખાણ પોહોચ્યા પછી પણ થોડો વખત ઉપર ગએ પાળવું, નિર્મળ કરવું.

**કિટ્ટિઅં; આરાહિઅં**—ભોજન વેળાએ મ્હારે અમુક પચ્ચખાણુ છે એમ સંભારવું; પચ્ચખાણુ જે રીતે કીધું એ રીતે આરાધવું; એ છ શુદ્ધી જાણવી.

**જંચ ન આરાહિઅં, તસ્સ મિચ્છામિ દુક્કડં**—અને વળી જે મેં ન આરાધ્યું હોય તેથી થએલું માહારૂ પાપ મિથ્યા થાઓ.

# ७९ अथ पच्चरूखाण पारवानी विधि.

પ્રથમ ઇરિવહિઆએ પડિક્કમીએ. યાવત જગચિંતામણીનું ચૈત્યવં-

દન જયવીયરાય સુધી કરવું. પછી મન્હજિણાણંની સજ્ઝાય કહી મુહપતિ પડિલેહવી. ઇચ્છામિ ખમાસમણો૦ ઇચ્છા કા૦ પચ્ચખાણ પારૂં; યથાશકિત, ઇચ્છામિ૦ ઇચ્છા કા૦ પચખાણ પાર્યું તહત્તિ; એમ કહી જમણો હાથ કટાસણા ચવળા ઉપર થાપી. એક નવકાર ગણી, પચ્ચખાણ કર્યું હોય તે કહી પારવું તે લખીએ છીએ.

ઉગ્ગએસૂરે નમુક્કાર સહિઅં પોરિસિં સાઢ્ઢપોરિસિં ગંઠસહિઅ મુઠ્ઠસહિઅં પચ્ચખ્ખાણ કર્યું ચઉવ્વીહાર, આંબિલ નિવિ એકાસણું બેઆસણું કર્યું તિવિહાર, પચ્ચખાણ ફાસિઅં, પાલિઅં. સોહિઅં, તીરિઅં, કિટ્ટિઅં; આરાહિઅં. જંચ ન આરાહિઅં તસ્સ મિચ્છામિ દુક્કડ.

॥ ઇતિશ્રી પંચ પ્રતિક્રમણ સૂત્ર સંપૂર્ણ. ॥

# ૮૦ अथ रत्नाकर पच्चीशी.

## ઉપજાતિ વૃત્ત.

**શ્રેય: શ્રિયાં મંગલ કેલિ સદ્મ**—મોક્ષરૂપ લક્ષ્મીને મંગલિક ક્રીડાનું ઘર.

**નરેંદ્ર દેવેંદ્ર નતાંઘ્રિ પદ્મ**—નરેંદ્રો તથા દેવેંદ્રો નમ્યાછે જેના ચરણ કમળને એવા. (પ્રધાન.

**સર્વજ્ઞ સર્વાતિશય પ્રધાન**—સર્વજ્ઞ. સર્વ ચોત્રિસ અતિસયે કરી

**ચિરં જય જ્ઞાન કલા નિધાન ॥૧॥**—કેવળજ્ઞાન રૂપ કલાના નિધાન એવા હે સ્વામિ જયવંતા વર્તો ॥૧॥

**જગત્રયાધાર કૃપાવતાર**—ત્રણ જગતના આધાર તથા કૃપાવતાર

**દુર્વાર સંસાર વિકાર વૈદ્ય**—દુઃખે વારવા યોગ્ય એવા સંસારના રોગાદિ વિકારને ગટાડવાને વૈદ્ય સમાન એવા.

**શ્રીવીતરાગ ત્વયિ મુગ્ધભાવાદ્**—હે શ્રીવીતરાગ ? તમારા આગળ ભોલા ભાવે.

**વિજ્ઞ પ્રભો વિજ્ઞપયામિ કિંચિત્ ॥૨॥**—હે વિશેષ જાણ ? હું કાંઇક વિનંતિ કરૂંછું. ॥૨॥ [બાળક શું ન.

**કિંબાલ લીલા કલિતો ન બાલ:**—બાલ લીલાએ યુક્ત એવો

**પિત્રો: પુરો જલ્પતિ નિર્વિકલ્પ:**—વિચાર રહિતપણે મા બાપ આગલ બોલે. [સાચું કહુંછું.

**તથા યથાર્થં કથયામિ નાથ**—તેમજ હે નાથ ! હું પણ સાચે

**નિજાશયં સાનુશય સ્તવાગ્રે ॥૩॥**—તમારા આગળ પશ્ચાતાપ સહિત મારા અભિપ્રાયને. ॥૩॥

**દત્તં ન દાનં પરિ શીલિતંચ**—દાન ન દીધું તથા પાલ્યું.

**ન શાલિ શીલં ન તપો ભિતપ્તં**—નહીં રૂડુ શીલ તથા તપ ન કીધો. (ભાવ પણ ન ભાવ્યો.

**શુભો ન ભાવો પ્યભવદ્ ભવેસ્મિન્**—આ ભવને વિષે સારો

**વિભો મયા ભ્રાંત મહો મુધૈવ ॥૪॥**—હે પ્રભુ ? હું સંસારમાં ફોગટજ ભમ્યો ખેદની વાત ! ॥૪॥

**દગ્ધોગ્નિના ક્રોધમયેન દષ્ટો**—ક્રોધરૂપ અગ્નિયે કરી હું બળ્યો તથા મને કરડયો.

**દુષ્ટેન લોભાખ્ય મહોરગેન**—દુષ્ટ એવો લોભ નામનો મહોટોસર્પ

**ગ્રસ્તોભિ માના જગરેણ માયા**—અભિમાન રૂપ અજગરથી હું ગળાયો તથા માયારૂપ.

**જાલેન બદ્ધોસ્મિ કથં ભજેત્વામ્ ॥૫॥**—જાળ વડે હું બંધાયોછું હે નાથ ! હું તમને કેવી રીતે ભજું. ॥૫॥

**કૃતં મયા મુત્ર હિતંન ચેહ**—મેં પરલોકને વિષે સુખદાયક કંઇ ન કીધું તથા આ.

**લોકેપિ લોકેશ સુખં ન મે ભૂત્**—લોકને વિષે પણ હે લોકના નાથ મને સુખ થયું નહીં.

**અસ્માદૃશાં કેવલ મેવ જન્મ**—અમારા સરખાનો જન્મ ફોગટજ

**જીનેશ જજ્ઞે ભવ પુરણાય ॥ ૬ ॥**—હે જીનેશ ! ભવ પુરવાને માટેજ થયો. ॥ ૬ ॥

**મન્યે મનો યન્ન મનોજ્ઞ વૃત્તં**—હું માનુંછું કે મારૂં મન મનોવૃત્ત નથી જે કારણ માટે.

**ત્વદાસ્ય પીયૂષ મયૂખ લાભાદ્**—તમારા મુખરૂપ ચંદ્ર અમૃતના કિરણો પામે થકે. ટે કઠોર છે.

**દ્રુતં મહાનંદ રસં કઠોર**—ગ્રહણ કર્યું છે મહાનંદ રસને તે મા-

**અસ્માદૃશાં દેવ તદશ્મતોપિ ॥૭॥**—અમારા સરખાનું મન
હે દેવ ! પથ્થરથી પણ વધારે કઠોરછે ॥૭॥

**ત્વત્તઃ સુદુઃપ્રાપ્ય મિદં મયાપ્તં**-તમારા થકી અતિ દુઃખે પામવા યોગ્ય આ હું પામ્યો જે.

**રત્નત્રયં ભૂરિ ભવ ભ્રમેણ**—ઘણા ભવ ભમિને જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ રત્ન ત્રયી.

**પ્રમાદ નિદ્રા વશતો ગતં તત્**—તે રત્નત્રયી પ્રમાદ રૂપ નિદ્રાના વશ થકી ફોગટ ગમાવી.

**કસ્યાગ્રતો નાયક પૂત્કરોમિ ॥૮॥**—હે નાયક ! હું હવે કોની આગળ પોકાર કરૂં. ॥૮॥ (ને અર્થે થયો.

**વૈરાગ્ય રંગઃ પરવંચનાય**—વૈરાગ્યનો રંગ તે લોકોને છેતરવા-

**ધર્મોપદેશો જન રંજનાય**—ધર્મનો ઉપદેશ લોકોને રાજી કરવાને અર્થે થયો. (અર્થે થયો.

**વાદાય વિદ્યા ધ્યયનંચ મે ભૂત્**—મારો વિદ્યાભ્યાસ તે વાદને

**કિયદ્ બ્રુવે હાસ્ય કરં સ્વમીશ ॥૯॥**—હે ઇશ ! મારા હાસ્ય કારક કૃત્યો કેટલા કહું. ॥૯॥

**પરાપવાદેન મુખં સદોષં**—પારકાની નિંદા કરીને મુખને દૂષણ સહિત કર્યું,

**નેત્રં પરસ્ત્રીજન વીક્ષણેન**—તથા પરસ્ત્રીના રૂપ વીગેરે જોવાથી આંખો દૂષણ યુક્ત કરી.

**ચેતઃ પરાપાય વિચિંતનેન**—પારકાનું માઠું ચિંતવવાથી મનને દૂષણ યુકત કર્યું.

**કૃતં ભવિષ્યામિ કથં વિભોહં ॥૧૦॥**—એ પ્રમાણે કર્યું છે. હે પ્રભુ મારૂં શું થશે. ॥૧૦॥

વિડંબિતં યત્સ્મર ઘસ્મરાર્તિ—વિડંબના કીધી જે કંદર્પ રૂપ
શત્રુની વેદનાની. (ધ થયે થકે મારી જાતને.
દશાવશા ત્સ્વં વિષયાં ધલેન—દશાના વશ થકી વિષયમાં અં-
પ્રકાશિતં તદ્ ભવતો હ્રિયૈવ—તે તમારી આગળ લજ્જાએ
કરીનેજ પ્રકાશ્યું.
સવજ્ઞ સર્વં સ્વયમેવ વેત્સિ ॥૧૧॥—હે સર્વજ્ઞ ! તમેતો તમા-
રી મેળેજ સર્વ જાણોછો. ॥૧૧॥
ધ્વસ્તોન્ય મંત્રૈ: પરમેષ્ઠિ મંત્ર:—અન્ય મંત્રોયે કરી પરમેષ્ઠિ
મંત્ર જે નવકાર મંત્ર તેનો અનાદર કર્યો.
કુશાસ્ત્ર વાકયૈ નિહિતા ગમોકિત:—કુશાસ્ત્રના વાકયોયે કરીને
આગમ વચન ન આદર્યું. (કર્મ કરવાને.
કર્તું વૃથા કર્મ કુદેવ સંગાદ્—દુષ્ટ દેવની સોબતથી ફોકટ પાપ
અવાંછિ હે નાથ મતિભ્રમોમે ॥ ૧૨ ॥—મે વાંછા કીધી. હે
નાથ ! આ મારી મતિનો વિભ્રમ થયો. ॥૧૨॥
વિમુચ્ય દગ્ લક્ષ્યગતં ભવંતં—નેત્રના માર્ગને વિષે રહેલા ત-
મોને મુકી દઇને.
ધ્યાતામયા મૂઢ ધિયા હૃદંત:—મૂઢ બુદ્ધિવાળો જે હું તેણે અં-
ત:કરણમાં ચિંતવ્યા.
કટાક્ષ વક્ષોજ ગભીરનાભિ—નેત્રના વિકાર, સ્તન, ગંભીરનાભિ.
કટીતટીયા: સુદશાં વિલાસા: ॥૧૩॥—મનોહર સ્ત્રીયોના કટી
પ્રદેશ તથા વિલાસો ॥૧૩॥ (જોવાથી.
લોલેક્ષણા વક્ત્ર નિરીક્ષણેન—ચપલ નેત્રોયે કરી મુખ પ્રમુખ
યો માનસે રાગલવો વિલગ્ન:—મનને વિષે જે રાગનો અંશ
માત્ર લાગ્યો. (સમુદ્રને વિષે.
ન શુદ્ધ સિદ્ધાંત પયોધિ મધ્યે—તે ન ગયો શુદ્ધ સિદ્ધાંત રૂપ

**ધૌતોપ્યગાત્તારક કારણં કિ ॥૧૪॥**—ધોયાં છતાં પણ (ન ગ-
યો) હે તારક તેનું શું કારણ છે. ॥૧૪॥

**અંગં નચંગં ન ગણો ગુણાનાં**—શરીર મનોહર નથી. ગુણે-
નો સમૂહ પણ નથી. (વિલ્લાસ નથી.

**ન નિર્મલ: કોપિકલા વિલ્લાસ:**—વળી કોઇ પણ સારિ કલાનો

**સ્ફુરત્પ્રભા ન પ્રભૂતા ચકાપિ**—(સ્ફુરત્પ્રધાન પ્રભૂતા) ભલી
કાંતિ તથા પ્રભૂતા પણ કોઈ નથી (મનોહર અને શ્રેષ્ઠ એ-
વી પ્રભૂતા).

**તથા પ્યહંકાર કદર્થિતોહં ॥૧૫॥**—તેમ છતાં પણ એટલે ગુણ
વિના પણ હું કદર્થના પામ્યો છું. ॥૧૫॥

**આયુર્ગલત્યાશુ ન પાપ બુદ્ધિ:**—આયુષ્ય જલદી જાય છે પણ
પાપ બુદ્ધિ જતી નથી. (ગઇ નહીં.

**ગતં વયોનો વિષયાભિલાષ:**—ઉમર ગઇ પણ વિષયની વાંછા

**યત્નશ્ચ ભૈષજ્ય વિધૌ નધર્મે**—ઐાષધ કરવામાં પ્રયત્ન કર્યો
પણ ધર્મને વિષે ન કર્યો.

**સ્વામિ ન્મહા મોહ વિડંબના મે ॥૧૬॥**—હે સ્વામી ! મહોટા
મોહની મને પીડા છે. ॥૧૬॥ (ભવનથી, પાપ નથી.

**નાત્મા ન પુણ્યં ન ભવો ન પાપં**—આત્મા નથી, પુણ્ય નથી,

**મયા વિટાનાં કટુગીર પીયં**—એવી દુષ્ટ લોકોની માઠી વાણી
પણ પીધી એટલે અંગિકાર કરી. (જ્ઞાનરૂપી સૂર્ય.

**અધારિકર્ણે ત્વયિ કેવલાર્કે**—તથા ધારણ કરી તમારો કેવળ

**પરિસ્ફુટે સત્યપિ દેવધિગ્માન્ ॥૧૭॥**—પ્રગટપણે વર્તતે છતે.
હે દેવ ! મને ધિક્કાર હજો. ॥૧૭॥ (ત્રેદાન ન દીધું.

**ન દેવ પૂજા ન ચ પાત્ર પૂજા**—દેવ પૂજા ન કીધી વળી સુપા-

**ન શ્રાદ્ધ ધર્મશ્ચ ન સાધુ ધર્મ:**—શ્રાવકનો ધર્મ ન પાળ્યો તેમ-
જ સાધુનો ધર્મ પણ ન પાળ્યો. (પણ સઘળો.

**લબ્ધ્વાપિ માનુષ્ય મિદં સમસ્તં**—આ મનુષ્ય જન્મ પામીને

**કૃતં મયારણ્ય વિલાપ તુલ્યં ॥૧૮॥**—અરણ્યમાં વિલાપની મા-
ફક ફોગટ મેં ગમાવ્યો. ॥૧૮॥ (પણ કામધેનુ.

**ચક્રે મયા સત્સ્વપિ કામધેનુ**—મેં કરી અસત્ય ખોટી એવી

**કલ્પદ્રુ ચિંતામણિષુ સ્પૃહાર્તિ:**—કલ્પવૃક્ષ અને ચિંતામણિ રત્ન
તેઓને વિષે વાંછા કરવાથી પીડા.

**ન જૈનધર્મે સ્ફુટ શર્મદેપિ**—પણ પ્રગટ સુખનો કરનાર એવો
જૈન ધર્મ તેને વિષે વાંછા ન કીધી.

**જીનેશ મે પશ્ય વિમૂઢભાવં ॥૧૯॥**—હે જીનેશ? મારૂં મૂર્ખ
પણું તો જુઓ. ॥૧૯॥

**સદ્ભોગ લીલા નચ રોગકીલા**—રૂડા ભોગની લીલાઓ ચિં-
તવી પણ રોગરૂપી ખીલાના ઉપાય ન ચિંતવ્યા.

**ધનાગમો નો નિધનાગમશ્ચ**—પૈસાના આવવાનો વિચાર કીધો
પણ મરણ આવશે તે વિચાર ન કીધો.

**દારા ન કારા નરકસ્ય ચિત્તે**—મનમાં સ્ત્રીચિંતવી પરંતુ તેથી
નરકરૂપ બંદિખાનું પામીશ તે ન ચિંતવ્યું.

**વ્યચિંતિ નિત્યં મયકાધમેન ॥૨૦॥**—અધમ એવો હું જે તે-
ણે એમ નિરંતર ચિંતવ્યું. ॥૨૦॥

**સ્થિતં ન સાધોર્હૃદિ સાધુ વૃત્તાત્**—ભલી રીતે સાધુ વૃત્તિ પણ
હૃદયમાં ન રહી વૃત્તથી પણ. (મેળવ્યો.

**પરોપકારાન્ન યશોર્જીતંચ**—પરોપકાર કરવાથી પણ જશ ન

**કૃતંન તીર્થોદ્ધરણાદિ કૃત્યં**—તીર્થનો ઉદ્ધાર વીગેરે કરવા યોગ્ય

કાર્ય પણ ન કર્યાં. (માર્યો. ॥૨૧॥

**મયા મુધા હારિત મેવ જન્મ ॥૨૧॥**—મેં ફોગટજ જન્મ ગ-

**વૈરાગ્ય રંગો ન ગુરૂદિતેષુ**—ગુરૂના ઉપદેશ વચનથી સંસારથી વિરક્તભાવ તેનો રંગ ન કીધો. (શાંતિ ન આણી.

**ન દુર્જનાનાં વચનેષુ શાંતિ:**—તથા દુષ્ટ લોકોના વચનોને વિષે

**નાધ્યાત્મ લેશો મમકોપિ દેવ**—હે દેવ? મને અધ્યાત્મનો લેશ પણ ન થયો. (સમુદ્ર તરાય. ॥૨૨॥

**તાર્ય: કથંકાર મયં ભવાબ્ધિ: ॥૨૨॥**—માટે કેમ કરી આ ભવ

**પૂર્વભવે કારિ મયા ન પુણ્યં**—ગયા ભવમાં મેં કાંઈ પુણ્ય કીધું નથી. (પુણ્ય હું કરીશ નહીં.

**આગામિ જન્મન્યપિ નોકરિષ્યે**—આવતા ભવમાં પણ કાંઇ

**યદીદશોહં મમ તેન નષ્ટા**—જો હું એ પ્રકારે છું તે કારણ માટે મારે નાશ પામ્યા.

**ભૂતોદ્ભવદ્ભાવિ ભવત્રયીશ ॥૨૩॥**—હે ઇશ! ગયો ભવ,આ ભવ અને આવતો ભવ એ ત્રણે ભવ. ॥૨૩॥

**કિંવા મુધાહં બહુધા સુધાભુક્**—હે દેવ! મેં કેમ અથવા ફોગટ ઘણે પ્રકારે. ૨ ચરિત્ર.

**પૂજ્ય ત્વદગ્રે ચરિતં સ્વકીયં**—હે પૂજ્ય! તમારી આગળ મા-

**જલ્પામિ યસ્માત ત્રિજગત્સ્વરૂપ**—બોલું છું. જે કારણ માટે ત્રણ જગતના સ્વરૂપના.

**નીરૂપક સ્ત્વં કિયદેતદત્ર ॥૨૪॥**—નિરૂપક જોનાર તમે છો.માટે અહીંઆં મ્હારૂં કહેવું તે કોણ માત્ર છે. ॥૨૪॥

**દીનોદ્ધાર ધુરંધર સ્ત્વદપરો નાસ્તે મદન્ય: કૃપા**—દીન પુરૂષોનો ઉદ્ધાર કરવામાં અગ્રેસર તમારા વિના બીજો કોઇ નથી અને મારા વિના કૃપાનું,

**પાત્રં નાત્ર જને જીનેશ્વર તથા પ્યેતાં ન યાચેશ્રિયં**—પાત્ર આ લોકમાં બીજો કોઇ નથી. હે જીનેશ્વર? તોપણ હું તે પ્રસિદ્ધ લક્ષ્મીને માગતો નથી.

**કિંત્વર્હન્નિદમેવ કેવલ મહો સદ્બોધિ રત્નં શિવં**—પરંતુ હે અરિહંત! ફક્ત આશ્ચર્યકારી મોક્ષનું કારણ એવું ભલું સમકીત રૂપ રત્નને.

**શ્રી રત્નાકર મંગલૈક નિલય શ્રેયસ્કરં પ્રાર્થયે ॥ ૨૫ ॥**—હે મોક્ષરૂપ લક્ષ્મીના સમૂહ! હે મંગલિકના એક ધામ! મંગલીકના કરનાર તે સમકીત રત્નની હું પ્રાર્થના કરૂંછું. સ્તોત્ર કર્તાએ પોતાનું નામ રત્નાકર સુરિછે એમ સુચવ્યુછે.

આ સ્તોત્રના પહેલી ૨૪ ગાથા ઉપજાતિ વૃતમાં છે અને પચીસમી શાર્દૂલ વિક્રીડિત છંદ છે,

**॥ ઇતિ શ્રી રત્નાકર પચીસી સંપૂર્ણ. ॥**

---

# विविध बोल संग्रह.

## १ समकितना ६७ बोल.

**૪ સદ્દહણા ૩ લિંગ ૧૦ વિનય ૩ શુદ્ધિ**
**૫ દૂષણ ૮ પ્રભાવક ૫ ભૂષણ ૫ લક્ષણ**
**૬ જતના ૬ આગાર ૬ ભાવના ૬ સ્થાન**

**૪ સદ્દહણા**—૧ નવ તત્વનો અભ્યાસ તથા વિચાર. ૨ સાધુ મુની રાજની સેવા. ૩ પાસથ્થાદિક સમકિતથી ભ્રષ્ટનો સંગ તજવો. ૪ અન્ય દર્શનીનો સંગ તજવો.

૩ લિંગ—૧ સિદ્ધાંત સાંભળવાની અભિલાષા. ૨ ચારિત્ર પાળવાની ઇચ્છા. ૩ ઉત્તમ પુરૂષોની સાર સેવા કરવામાં તત્પર.

૧૦ વિનય—૧ અરિહંતનો ૨ સિદ્ધનો ૩ જીન પ્રતિમાનો ૪ શ્રુત ધર્મનો ૫ ચારિત્રનો ૬ સર્વ સાધુનો ૭ આચાર્યનો ૮ ઉપાધ્યાયનો ૯ ચતુર્વિધ સંઘનો ૧૦ દર્શનનો.

૩ શુદ્ધિ—૧ મનશુદ્ધિ ૨ વચનશુદ્ધિ ૩ કાયશુદ્ધિ.

૫ દૂષણ—૧ શંકા ૨ કાંક્ષા ૩ વિચિકિત્સા ૪ પ્રશંસા (પાખંડીલોકોની) ૫ સંસ્તવ=પરિચય.

૮ પ્રભાવક—૧ સર્વ વસ્તુનો જાણ ૨ ધર્મોપદેશક ૩ ન્યાયવાદિ ૪ નિમિત્તનો જાણ ૫ ક્ષમાવંત નિર્લોભી તપસ્વી ૬ વિદ્યામંત્ર વાળો ૭ સિદ્ધ સંપન્ન ૮ કવી.

૫ ભૂષણ—૧ જીન માર્ગને વિષે કુશળતા ૨ જીન સાસનની પ્રભાવના ૩ ગીતાર્થ મુનિરાજ અને તિર્થની શેવા ૪ જૈન ધર્મમાં દ્રઢતા ૫ દેવ ગુરૂનો તથા સિદ્ધાંતનો વિનય કરવો.

૫ લક્ષણ—૧ ઉપશમ ૨ સંવેગ ૩ નિર્વેદ ૪ અનુંકપા ૫ આસ્તિકત્વ

૬ જતના—૧ પરતિર્થીકાદિ વંદન ૨ નમસ્કરણં ૩ આલાપનં ૪ સંલાપનં ૫ અસનાદિ દાનં ૬ ગંધ પુષ્પાદિ પ્રેષણં.

૬ આગાર—૧ રાજા ભિયોગ ૨ ગણા ભિયોગ ૩ બળા ભિયોગ ૪ સુરા ભિયોગ ૫ કાંતાર વૃત્તિ ૬ ગુરૂ નિગ્રહ.

૬ ભાવના—૧ સમકિત ચારિત્ર રૂપી વૃક્ષનું મુળ છે ૨ સમકિત ચારિત્ર રૂપી નગરનું બારણુંછે ૩ સમકિત ચારિત્ર રૂપી મહેલનો પાયો છે. ૪ સમકિત જ્ઞાનાદિક ગુણ રત્નનો ભંડારછે ૫ સમકિત ચારિત્ર રૂપી જીવનનો આધારછે ૬ સમકિતશ્રુત ચારિત્ર રૂપી રસનું પાત્રછે.

६ સ્થાન—૧ જીવછેજ ૨ જીવ નિત્યછે ૩ જીવ કર્મનો કર્ત્તાછે ૪ જીવકર્મનો ભોક્તાછે ૫ જીવને મોક્ષછે ૬ જીવને મોક્ષનો ઉપાયછે.

## २ भवाभिनंदीना लक्षण.

**ભવાભિનંદી**—પાંચ ઈંદ્રિયોના વિષય જે પરમાર્થે કરી દુઃખ કારકછે તેને વિષે સુખ માનનાર તેના લક્ષણ નીચે પ્રમાણે.

૧ આહારને અર્થે ધર્મ કરણી કરવી તે, ૨ પૂજનિક થવાની આશાએ ધર્મ કરણી કરવી તે. ૩ વસ્ત્ર પાત્રાદિકના અર્થે ધર્મ કરણી કરવી તે. ૪ રિદ્ધિગારવને અર્થ ધર્મ કરણી કરવી તે. ૫ ક્ષુદ્ર-અગંભિર થવું. ૬ લોભને વિષે આસક્ત થવું. ૭ દીનતા દાખવવી. ૮ મત્સર ધરવો. ૯ પુદ્ગલિક વસ્તુનો ભય. ૧૦ શઠ એટલે કપટી થવું. ૧૧ અજ્ઞાન રહેવું.

## ३ मिथ्यात्वना बोल.

૧ પ્રરૂપણા. ૨ પ્રવર્તન. ૩ પરિણામ. ૪ પ્રદેશ.

## ४ मार्गानुसारीना ३५ बोल.

૧ ન્યાય સંપન્ન વભવ. ૨ શિષ્ટાચાર પ્રસંસા. ૩ સરખા કુળવાળા પણ અન્ય ગોત્રી સાથે વિવાહ કરવો. ૪ પાપ કાર્યથી ડરવું. ૫ પ્રસિદ્ધ દેશાચાર પ્રમાણે વર્તવું. ૬ કોઇની નિંદા ન કરવી. ૭ બહુ રસ્તા વાળું તથા પાડોસી સારા હોય તેવું નહિ અતિગુપ્તને નહીં અતિપ્રગટ એવા ઘરમાં રહેવું. ૮ સદાચરણી પુરૂષોનો સંગ કરવો. ૯ માતા પિતાદિક ઉત્તમ પુરૂષોની પુજા કરવી. ૧૦ ઉપદ્રવ વાળાં સ્થાનનો ત્યાગ કરવો. ૧૧ નિંદીત કાર્ય ન કરવું. ૧૨ આવકના અનુ-

સારે ખર્ચ કરવું. ૧૩ ધન પ્રમાણે વેશ રાખવો. ૧૪ બુદ્ધિના આઠ ગુણને સેવવા. ૧૫ હમેશ ધર્મ શ્રવણ કરવો. ૧૬ જમેલું ભોજન પચ્યા પછી જમવું. ૧૭ ભુખ લાગ્યા વગર લાલચથી ખાવું નહિ. ૧૮ ધર્મ, અર્થ, અને કામ એ ત્રિવર્ગ સાધવા. ૧૯ અતિથિ તથા ગરીબને અન્નપાન આપવું. ૨૦ નિરંતર અનભિનિવેષ રહેવું. ૨૧ ગુણી જનનો પક્ષપાત કરવો. ૨૨ નિષિધ દેશ કાલનો ત્યાગ કરવો. ૨૩ યથા શક્તિ કાર્યનો આરંભ કરવો. ૨૪ પોષણ કરવા યોગ્ય માતા પિતાનું પોષણ કરવું. ૨૫ વૃત્તી તથા જ્ઞાનિનો વિનય કરવો. ૨૬ દીર્ઘદર્શી થવું. ૨૭ વિશેષજ્ઞ થવું. ૨૮ કૃતજ્ઞ થવું. ૨૯ લોકપ્રિય થવું. ૩૦ લજ્યાવાન થવું. ૩૧ દયાળું થવું. ૩૨ સુંદર આકૃતિવાન થવું. ૩૩ પરોપકારી થવું. ૩૪ અંતરંગ શત્રુને જીતવા. ૩૫ ઇંદ્રીયોનો સમુહ વશ કરવો.

## ५ जीव विचारना बोल.

**૧ જીવના બે ભેદ**—૧ સંસારી. ૨ મોક્ષના.

**૨ સંસારીના બે ભેદ**—૧ સ્થાવર. ૨ ત્રસ.

**૩ સ્થાવરના પાંચ ભેદ**—૧ પૃથ્વીકાય. ૨ અપકાય. ૩ તેઉકાય. ૪ વાઉકાય. ૫ વનસપતિકાય.

**૪ વનસપતિ કાયના બે ભેદ**—૧ પ્રત્યેક. ૨ સાધારણ.

**૫ ત્રસકાયના ચાર ભેદ**—૧ બેરંદ્રી. ૨ તેરંદ્રી. ૩ ચૌરંદ્રી. ૪ પંચેદ્રી.

**૬ પંચેંદ્રીના ચાર ભેદ**—૧ દેવતા. ૨ મનુષ્ય. ૩ નારકી. ૪ તિર્યંચ.

**૭ નારકીના સાત નામ ગોત્ર સહીત**—૧ ઘમા-રત્નપ્રભા. ૨ વંશા-શર્કરાપ્રભા. ૩ સેલા-વાલુકાપ્રભા. ૪ અંજણા-પંકપ્રભા. ૫ રિઠ્ઠા-ધુમપ્રભા. ૬ મઘા-તમપ્રભા. ૭ માઘવતી-તમતમાપ્રભા.

**૮ તિર્યંચ પંચેંદ્રીના ત્રણ ભેદ**—૧ જલચર, થલચર. ૩ ખેચર.

૯ **મનુષ્યના ત્રણ ભેદ**—૧ કર્મભૂમિના. ૨ અકર્મભૂમિના. ૩ આંતરદ્વિપના.

૧૦ **કર્મભૂમિના પંદર ક્ષેત્ર**—૫ ભરત. ૫ ઐરવ્રત. ૫ મહાવિદેહ.

૧૧ **અકર્મભુમિના ત્રીસ ક્ષેત્ર**—૫ હૈમવંત. ૫ ઐરણ્યવ્રત. ૫ રમ્યક ૫ દેવકુરૂ ૫ હરિવર્ષ. ૫ ઉતર કુરૂ.

૧૨ **અંતરદ્વીપના છપન ક્ષેત્ર**—લવણ સમુદ્રમાં પડતા હિમવંત્ અને શિખર પર્વતોના આઠ દાઢા છે તે દરેકપર સાત સાત ક્ષેત્રો છે. (વૈમાનીક.

૧૩ **દેવતાના ચાર ભેદ**—ભૂવનપતિ. ૨ વ્યંતર ૩ જ્યોતસી ૪

૧૪ **ભુવનપતિના દશ ભેદ**—૧ અસુર કુમાર નીકાય. ૨ નાગ કુમાર નીકાય. ૩ સુવર્ણ કુમાર નીકાય. ૪ વિધૂત્ કુમાર નીકાય. ૫ અગ્નિ કુમાર નીકાય. ૬ દ્વિપ કુમાર નીકાય. ૭ ઉદધિકુમાર નિકાય. ૮ દિશિ કુમાર નિકાય. ૯ પવન કુમાર નિકાય. ૧૦ સ્તનિત કુમાર નીકાય.

૧૫ **વ્યંતર દેવતાના બે ભેદ**—૧ વ્યંતરના. ૨ વાણ વ્યંતરના.

૧૬ **વ્યંતર દેવતાના આઠ ભેદ**—૧ પિશાચ. ૨ ભૂત. ૩ યક્ષ. ૪ રાક્ષસ. ૫ કિંનર. ૬ કિંપુરૂષ. ૭ મહોરગ. ૮ ગંધર્વ.

૧૭ **વાણ વ્યંતરના આઠભેદ**—૧ અણપન્ની નિકાય. (સ્થાનક) ૨ પણ પન્ની નિકાય. ૩ એસી વાદી નિકાય. ૪ ભૂતવાદી નિકાય. ૫ કંદિત નિકાય. ૬ મહા કંદિત નિકાય. ૭ કોહંડ નિકાય. ૮ પતંગ નિકાય.

૧૮ **જ્યોતસી દેવતાના પાંચ ભેદ**—૧ ચંદ્ર. ૨ સૂર્ય. ૩ ગ્રહ. ૪ નક્ષત્ર. ૫ તારા.

૧૯ **વૈમાનિક દેવતાના બે ભેદ**—૧ કલ્પ તે આચાર વાળા. ૨ કલ્પાતીત તે પોતે સ્વામીછે.

૨૦ કલ્પ તે બાર દેવલોક વાળાનાં નામ—૧ સુધર્મ. ૨ ઇ-
શાન. ૩ સનત કુમાર. ૪ મહેંદ્ર. ૫ બ્રહ્મ. ૬ લાંતક. ૭ મ-
હાશુક. ૮ સહસાર. ૯ આનંત. ૧૦ પ્રાણુંત. ૧૧ આરણુ.
૧૨ અચ્યુત દેવલોક. (માનના.

૨૧ કલ્પાતીતના બે ભેદ—૧ નવગ્રૈવેકના. ૨ પાંચ અનુત્તર વિ-

૨૨ નવગ્રૈવેકના નવ ભેદ—૧ સુદર્શન. ૨ સુપ્રતિબંધ. ૩ મ-
નોરમ. ૪ સર્વભદ્ર. ૫ વિશાળ. ૬ સુમનસ. ૭ સુમણુસ. ૮
પ્રીયંકર. ૯ આદિત્ય.

૨૩ પાંચ અનુત્તરના પાંચ ભેદ—૧ વિજય. ૨ વિજયંત. ૩
જયંત. ૪ અપરાજિત. ૫ સર્વાર્થ સિદ્ધ.

૨૪ મોક્ષના જીવના પંદર ભેદ—૧ જિણ સિદ્ધા. ૨ અજિણુ
સિદ્ધા. ૩ તિર્થ સિદ્ધા. ૪ અતિર્થ સિદ્ધા. ૫ ગૃહલિંગે સિદ્ધા
૬ અન્યલિંગે સિદ્ધા. ૭ સ્વલિંગે સિદ્ધા. ૮ સ્ત્રિલિંગે સિદ્ધા.
૯ પુરૂષલિગે સિદ્ધા. ૧૦ નપુંસક લિંગે સિદ્ધા, ૧૧ પ્રત્યેકબુ-
દ્ધ સિદ્ધા. ૧૨ સ્વયં બુદ્ધ સિદ્ધા. ૧૩ બોધબોધિત સિદ્ધા.
૧૪ એક સિદ્ધા. ૧૫ અનેક સિદ્ધા.

**હવે જીવોનું ઉત્કૃષ્ટ શરીરનું માન અને આયુષ્યનું માન બતાવે છે, શ૦=શરીર આ૦=આયુષ્ય.**

૨૫ પૃથ્વીકાય—શ૦ અગુલના અસંખ્યાતમાં ભાગનું. આ૦
૨૨૦૦૦ વર્ષનું.

૨૬ અપકાય—શ૦અંગુલના અસંખ્યાતમાં ભાગનું આ૦ ૭૦૦૦વર્ષનું

૨૭ તેઉકાય—શ૦ અંગુલના અસંખ્યાતમાં ભાગનું આ૦ ત્રણુ
અહોરાત્રિનું. (વર્ષનું.

૨૮ વાઉકાય—શ૦ અંગુલના અસખ્યાતમાં ભાગનું આ૦ ૩૦૦૦

૨૯ સાધારણ વનસ્પતિ—શ૦ અંગુલના અસંખ્યાતમાં ભાગનું

આ૦ અંતર્મુહુર્તનું. (૧૦૦૦૦ વર્ષનું.

૩૦ પ્રત્યેક વનસ્પતિ—શ૦ ૧૦૦૦ જોજન અધિક આ૦

૩૧ બેરેંદ્રી—શ૦ બાર જોજનનું આ૦ બાર વરસનું.

૩૨ તેરેંદ્રી—શ૦ ત્રણ ગાઉનું આ૦ ૪૯ દિવસનું.

૩૩ ચૌરેંદ્રી—શ૦ ચાર ગાઉનું આ૦ છ માસનું.

૩૪ પહેલી નારકી—શ૦ ૭‖ ધનુષ્યને ૬ અંગુલનું આ૦ ૧ સાગરોપનું. (સાગરોપમનું.

૩૫ બીજી નારકી—શ૦ ૧૫‖ ધનુષ્યને ૧૨ અંગુલનું આ૦ ૩

૩૬ ત્રીજી નારકી—શ૦ ૩૧‖ ધનુષ્યનું આ૦ ૭ સાગરોપમનું.

૩૭ ચોથી નારકી—શ૦ ૬૨‖ ધનુષ્યનું આ૦ ૧૦ સાગરોપમનું.

૩૮ પાંચમી નારકી—શ૦ ૧૨૫ ધનુષ્યનું આ૦ ૧૭ સાગરોપમનું.

૩૯ છઠ્ઠી નારકી—શ૦ ૨૫૦ ધનુષ્યનું આ૦ ૨૨ સાગરોપમનું.

૪૦ સાતમી નારકી—શ૦ ૫૦૦ ધનુષ્યનું આ૦ ૩૩ સાગરોપમનું.

૪૧ સમૂર્છિમ જલચર—શ૦એક હજાર જોજનનું આ૦ક્રોડપુરવનુ.

૪૨ સમૂર્છિમ સ્થલચર—શ૦ ૨ થી ૯ જોજનનુ આ૦ ૮૪૦૦૦ વરસનુ.

૪૩ સમૂર્છિમ ખેચર—શ૦ ૨ થી ૯ ધનુષ્યનુ આ૦ ૭૨૦૦૦ વરસનુ.

૪૪ ગર્ભજ જલચર—શ૦ ૧ હજાર જોજનનુ આ૦ ક્રોડપુરવનુ.

૪૫ ગર્ભજ સ્થલચર—શ૦ ૧૦૦૦ જોજનનું આ૦ ૩ પલ્યોપમનું

૪૬ ગર્ભજ ખેચર—શ૦ ૨ થી ૯ ધનુષ્યનું આ૦ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ.

૪૭ ગર્ભજ મનુષ્ય—શ૦ ત્રણ ગાઉનું આ૦ ત્રણ પલ્યોપમનું.

૪૮ સમૂર્છિમ મનુષ્ય—શ૦ અંગુળના અસંખ્યાતમાં ભાગનું આ૦ અંતર મુહુર્તનું.

૪૯ ભુવનપતિ દેવતા—શ૦ સાતહાથનું આ૦ નવનિકાયના દે-

યતાનું ત્રણ પલ્યોપમ અને અસુર કુમારનું દેશે ઉણું એક સાગરોપમ.

૫૦ વ્યંતર—શ૦ સાતહાથનું. આ૦ ત્રણ પલ્યોપમનું

૫૧ જ્યોત્સી—શ૦ સાતહાથનું. આ૦ ચંદ્રનું. ૧ પલ્યોપમને એક લાખ વરસનું. સૂર્યનું. ૧ પલ્યોપમને ૧૦૦૦ વર્ષ, ગ્રહનું એક પલ્યોપમ. નક્ષત્રનું અર્ધ પલ્યોપમ અને તારાનું પલ્યોપમનો ચોથો ભાગ.

૫૨ સૌધર્મ દેવલોક—શ૦ સાતહાથનું આ૦ બે સાગરોપમનું.

૫૩ ઇશાન દેવલોક—શ૦ સાતહાથનું આ૦બે સાગરોપમ અધિકનું.

૫૪ સનત કુમાર દેવલોક—શ૦ છહાથનું આ૦સાત સાગરોપમનું.

૫૫ માહેંદ્ર દેવલોક—શ૦ છહાથનું આ૦ સાતસાગરોપમ અધિક

૫૬ બ્રહ્મ દેવલોક—શ૦ પાંચહાથનું આ૦ ૧૦ સાગરોપમ.

૫૭ લાંતક દેવલોક—શ૦ પાંચહાથનું આ૦ ૧૪ સાગરોપગ.

૫૮ મહાશુક્ર દેવલોક—શ૦ ચારહાથનું આ૦ ૧૭ સાગરોપમ.

૫૯ સહસાર દેવલોક—શ૦ ચારહાથનું આ૦ ૧૮ સાગરોપમ.

૬૦ આણંત દેવલોક—શ૦ ત્રણહાથનું આ૦ ૨૦ સાગરોપમનું.

૬૧ પ્રાણંત દેવલોક—શ૦ ત્રણહાથનું આ૦ ૨૦ સાગરોપગનું.

૬૨ આરણ દેવલોક—શ૦ ત્રણહાથનું આ૦ ૨૧ સાગરોપમનું.

૬૩ અચ્યુત દેવલોક—શ૦ ત્રણહાથનું આ૦ ૨૨ સાગરોપમનુ.

૬૪ નવગ્રૈવેયક—શ૦ બે હાથનું આ૦ પહેલી ગ્રેવયકનું ૨૩ સાગરોપમ. બીજીનું ૨૪ સા૦ ત્રીજીનું ૨૫ સા૦ ચોથીનું ૨૬ સા૦ પાંચમીનું ૨૭ સા૦ છઠીનું ૨૮ સા૦ સાતમીનું ૨૯ સા૦ આઠમીનું ૩૦ સા૦ નવમી ગ્રૈવેયકનું ૩૧ સાગરોપમનું.

૬૫ અનુત્તર વિમાન—શ૦ એક હાથનું આ૦ પહેલા ચારવિમાનનું. ૩૧થી ૩૩ સાગરોપમનુ અને સર્વાર્થ સિદ્ધનું ૩૩ સાગરોપમનુ.

હવે જીવોની સ્વકાયને વિષે ભવ સ્થિતિ, પ્રાણ તથા યોનિનું પ્રમાણ વીગેરે બતાવે છે.

૬૬ એકેંદ્રી જીવો—અસંખ્ય ઉત્સર્પિણી કાળ સુધી અને અનંતકાય અનંતકાળ સુધી પોતાનીજ કાયામાં ઉત્પન્ન થાય અને મરે.

૬૭ વિગલેંદ્રી,—સંખ્યાતકાલ સુધી પોતાની જાતિમાં ઉત્પન્ન થાય અને મરે.

૬૮ તિર્યંચ પચેંદ્રિ અને મનુષ્ય—પોતાની જાતિમાં સાત કે (આઠ ભવ કરે.

૬૯ નારકી અને દેવતા,—તો મરીને પોતાનીકાયમાં ઉત્પન્ન થાયજ નહીં.

૭૦ પ્રાણ દશછે—એકેંદ્રિને ચાર, બેરેંદ્રિને છ, તેરેંદ્રિને સાત, ચૌરેંદ્રીને આઠ, અસન્નિ પંચેંદ્રીને નવ અને સન્નિપંચેંદ્રીને, ૧૦ હોય છે.

૭૧ યોનિનું પ્રમાણ—સાત લાખ પૃથ્વીકાય એ સૂત્ર પ્રમાણે (જાણી લેવું.

૭૨ સિદ્ધને—શરીર નથી, આયુષ્ય નથી, પ્રાણ નથી, યોનિ નથી ઉપજવું નથી મરવું નથી તેમની સ્થિતિ સાદી અનંતછે.

ઇતિ જીવ વિચાર સંપૂર્ણ.

# ५ अथ पांत्रीस बोल प्रारंभ.

૧ ગતિ ચાર—દેવ, મનુષ્ય, તિર્યંચ, અને નારકી.

૨ જાતિ પાંચ—એકેંદ્રિ, બેરેંદ્રિ, તેરેંદ્રિ, ચૌરેંદ્રિ, પંચેંદ્રિ.

૩ કાય–છ—પૃથ્વી, અપ, તેઉ, વાઉ, વનસ્પતિ અને ત્રસકાય.

૪ ઇંદ્રી પાંચ—ફરસ, રસ, ઘ્રાણ, ચક્ષુ, અને શ્રોતઇંદ્રી.

૫ પર્યાપ્તિ છ—આહાર, શરીર, ઇંદ્રીય, શ્વાસોશ્વાસ, ભાષા અને મન પર્યાપ્તિ.

૬ **પ્રાણ દશ**—ફરસઇંદ્રી બળપ્રાણ, રસઇંદ્રિ બળપ્રાણ, ઘ્રાણ ઇંદ્રી બળપ્રાણ, ચક્ષુઇંદ્રી બળપ્રાણ, શ્રોતઇંદ્રી બળપ્રાણ, મન બળપ્રાણ, વચન બળપ્રાણ, કાય બળપ્રાણ, આયુષ્ય બળપ્રાણ, અને શ્વાસોશ્વાસ બળપ્રાણ.

૭ **શરીર પાંચ**—ઉદારિક, વૈક્રીય, આહારક, તેજસ અને કાર્મણ.

૮ **જોગ પંદર**–મનના ચાર–સત્ય, અસત્ય, મિશ્ર અને વ્યવહાર મન જોગ. વચનના ચાર–સત્ય, અસત્ય, મિશ્ર અને વ્યવહાર. કાયાના સાત–ઉદારિક, ઉદારિક મિશ્ર, વૈક્રીય, વૈક્રીય મીશ્ર, આહારક, આહારક મિશ્ર અને કાર્મણ.

૯ **ઉપયોગ બાર**—પાંચ જ્ઞાન–મતિ, શ્રુત, અવધિ, મનઃ પર્યવ, અને કેવલ જ્ઞાન. ત્રણ અજ્ઞાન–મતિઅજ્ઞાન શ્રુતઅજ્ઞાન અને વિભંગ જ્ઞાન. ચાર દર્શન–ચક્ષુ, અચક્ષુ, અવધિ, અને કેવળ દર્શન.

૧૦ **કર્મઆઠ**—જ્ઞાનાવર્ણી, દર્શનાવર્ણી, વેદની, મોહની, આયુ, નામ, ગોત્ર અને અંતરાય કર્મ.

૧૧ **ગુણઠાણા (ગુણસ્થાન) ચઉદ**—મિથ્યાત્વ, શાસ્વાદન, મિશ્ર, અવિરતિ, સમ્યક દૃષ્ટિ ગુણઠાણું, દેશવિરતિ, પ્રમાદ, અપ્રમાદ, નિવૃત્તિ બાદર અપૂર્વ કરણ ગુણઠાણું, અનિવૃત્તિ બાદર ગુણઠાણું, સૂક્ષ્મ સંપરાય, ઉપશાંત મોહની, ક્ષીણ મોહની, સજોગી કેવળી અને અજોગી કેવળી.

૧૨ **પંચેંદ્રિના ત્રેવિસ વિષય—ફરસ ઇંદ્રિના આઠ**–હળવો, ભારે, ઉન્હો, ઠંડો, લુખો, ચોપડયો, સુંવાળો અને ખડબચડો.
**રસઇંદ્રીના પાંચ**—ખાટો, મીઠો, તીખો, કડવો, કષાયલો.
**ઘ્રાણઇંદ્રીના બે**—સુગંધ અને દુર્ગંધ.
**ચક્ષુઇંદ્રીના પાંચ**—કાળો, પીળો, લીલો, ધોળો અને રાતો.
**શ્રોતઇંદ્રીના ત્રણ**—જીવ અજીવ ને મિશ્ર.

**૧૩ મિથ્યાત્વ દશ**—૧ જીવને અજીવ સર્દહે ૨ અજીવને જીવ સર્દહે ૩ ધર્મને અધર્મ સર્દહે ૪ અધર્મને ધર્મ સર્દહે ૫ સાધુને અસાધુ સર્દહે ૬ અસાધુને સાધુ સર્દહે ૭ માર્ગને કુમાર્ગ સર્દહે ૮ કુમાર્ગને માર્ગ સર્દહે ૯ અષ્ટકર્મ ખપાવી કેવળ જ્ઞાન પામી મોક્ષે પહોંચેલાને મોક્ષે ગયા ન માને ૧૦ આઠકર્મ ખપાવ્યા ન હોય અને મોક્ષે ગયા ન હોય તેમને મોક્ષે ગયા માને.

**૧૪ તત્વ નવ**—૧ જીવ તત્વ ૨ અજીવ ૩ પુન્ય ૪ પાપ ૫ આશ્રવ ૬ સંવર ૭ નિર્જરા ૮ બંધ ૯ મોક્ષ.

**૧૫ આત્મા આઠ**—૧ દ્રવ્ય આત્મા ૨ કષાય આત્મા ૩ જોગ આત્મા ૪ ઉપયોગ આત્મા ૫ જ્ઞાન આત્મા ૬ દર્શન આત્મા ૭ ચારિત્ર આત્મા ૮ વીર્ય આત્મા.

**૧૬ ડંડક ચોવીસ**—૧ સાત નરકનો ૧૦ દસ ભુવન પતિના ૫ પાંચ સ્થાવરના ૩ ત્રણ વિગલેંદ્રીના ૧ તિર્યંચ પચેંદ્રિ ૧ મનુષ્ય ૧ વાણવ્યંતર ૧ જ્યોત્સી ૧ વૈમાનીક

**૧૭ લેશ્યા છ**—૧ કૃષ્ણલેસ્યા ૨ નીલલેશ્યા ૩ કાપોતલેસ્યા ૪ તેજુલેસ્યા ૫ પદ્મલેસ્યા ૬ શુકલલેસ્યા.

**૧૮ દ્રષ્ટિ ત્રણ**—૧ સમકિત દૃષ્ટિ ૨ મિથ્યા દૃષ્ટિ ૩ મિશ્ર દૃષ્ટિ.

**૧૯ ધ્યાન ચાર**—૧ આર્ત ધ્યાન ૨ રૌદ્ર ધ્યાન ૩ ધર્મ ધ્યાન ૪ શુકલ ધ્યાન.

**૨૦ દ્રવ્ય છ**—૧ જીવાસ્તિકાય દ્રવ્ય ૨ ધર્માસ્તિકાય દ્રવ્ય ૩ અધર્માસ્તિકાય દ્રવ્ય ૪ આકાશાસ્તિકાય દ્રવ્ય ૫ કાલ દ્રવ્ય ૬ પુદ્ગલાસ્તિકાય દ્રવ્ય.

**જીવાસ્તિકાય**—દ્રવ્ય થકી અનંતા, ક્ષેત્ર થકી લોક પ્રમાણે, કાળ થકી આદિ અંત રહિત, ભાવથી અરૂપી, ગુણ થકી ચેતના લક્ષણવંત.

**ધર્માસ્તિકાય**—દ્રવ્ય થકી તો એક, ખેત્ર થકી લોક પ્રમાણે, કાળ થકી, આદિઅંત રહિત, ભાવ થકી અરૂપી, ગુણ થકી ચલણ ગુણ.

**અધર્માસ્તિકાય**—દ્રવ્ય થકી તો એક, ખેત્ર થકી લોક પ્રમાણે, કાળથકી આદીઅંત રહિત, ભાવથી અરૂપી, ગુણ થકી થીરગુણ.

**આકાશાસ્તિકાય**—દ્રવ્ય થકી તો એક, ખેત્ર થકી લોક અલોક પ્રમાણે, કાળથી આદિ અંત રહિત, ભાવથી અરૂપી, ગુણ થકી અવકાશ ગુણ.

**કાળદ્રવ્ય**—દ્રવ્ય થકી તો એક, ખેત્ર થકી અઢી દ્વીપ પ્રમાણે, કાળ થકી આદિ અંત રહીત, ભાવ થકી અરૂપી, ગુણ થકી વર્તની= જુનાનું નવું કરવું નવાનું જુનું કરવું એ લક્ષણ.

**પુદ્ગલાસ્તિકાય**—દ્રવ્ય થકી તો અનંતા, ખેત્ર થકી લોક પ્રમાણે, કાળ થકી આદી અંત રહિત, ભાવ થકી રૂપી, ગુણ થકી સડણ, પડણ, વિદ્ધંસણ.

૨૧ **રાશિબે**—૧ જીવરાશિ ૨ અજીવરાશિ.

૨૨ **શ્રાવકના બાર વ્રત**—૧ સ્થુલ પ્રાણાતિપાત ૨ મૃખાવાદ ૩ અદત્તાદાન ૪ મૈથુન ૫ પરિગ્રહ ૬ દિશી પરિમાણ ૭ ભોગોપભોગ ૮ અનર્થદંડ ૯ સામાયક ૧૦ દેસાવગાસીક ૧૨ પોષધ ઉપવાસ ૧૨ અતિથિસંવિભાગ.

૨૩ **સાધુજીના પાંચ મહાવ્રત**—૧ પ્રાણાતિપાત ૨ મૃષાવાદ ૩ અદત્તાદાન ૪ મૈથુન ૫ પરિગ્રહ.

૨૪ **પચ્ચખ્ખાણનાં ભાંગા ૪૯**—૯ એક કરણ એક જોગે—૯ એક કરણ બે જોગે—૩ એક કરણને ત્રણ જોગે—૯ બે કરણને એક જોગે—૯ બે કરણને બે જોગે—૩ બે કરણને ત્રણ જોગે—૩ ત્રણ કરણને એક જોગે—૩ ત્રણ કરણ બે જોગે—૧ ત્રણ કરણ ત્રણ જોગે.

૨૫ **ચારિત્ર પાંચ**:—૧ સામાયક ૨ છેદોપસ્થાપનીય ૩ પરિહાર-

વિશુદ્ધિ ૪ સૂક્ષ્મ સંપરાય ૫ યથાખ્યાત.

૨૬ **નય સાત:**—૧ નૈગમ ૨ સંગ્રહ ૩ વ્યવહાર ૪ રૂજુ સૂત્ર ૫ સમભિરૂઢ ૬ શબ્દ ૭ એવંભૂત.

૨૭ **નિક્ષેપા ચાર:**—૧ નામ ૨ સ્થાપના ૩ દ્રવ્ય ૪ ભાવ.

૨૮ **સમકિત પાંચ:**—૧ ઉપસમ સમકિત ૨ ક્ષયોપસમ ૩ ખાયક ૪ સાસ્વાદન ૫ વેદક.

૨૯ **રસ નવ:**—૧ શૃંગાર ૨ વીર ૩ કરૂણા ૪ હાસ્ય ૫ રૂદ્ર ૬ નય ૭ અદ્ભુત ૮ શાન્ત ૯ વિભત્સ.

૩૦ **અભક્ષ બાવીસ:**—૧ વડફળ,૨ પીંપળફળ, ૩ ઉંબર ફળ, ૪ કઠુંબરફળ, ૫ કઠુંબરફળ, ૬ પાકર ફેળ, ૭ માંસ, ૮ દારૂ ૯ મધ, ૧૦ માંખણ, ૧૧ હેમ, ૧૨ ગીડા, ૧૩ તુચ્છફળ, ૧૪ બહુબીજફળ, ૧૫ અથાણું, (બોળો વીગેરે), ૧૬ કાચું ગોરસ, ૧૭ ઝેર, અફીણ, સોમલ, મોહોરો, ૧૮ માટી, (મુલતાની આદિ) ૧૯ ચલિત રસ, વાસી વીગેરે, ૨૦ અજાણ્યા ફળ, વસ્તુ, ૨૧ રાત્રી ભોજન, ૨૨ કંદમૂળ, આ ઉપર કહેલાં બાવીસ અભક્ષ શ્રાવકે વર્જવાં.

૩૧ **અનુજોગ ચાર:**—૧ દ્રવ્યાનુયોગ ૨ ગણિતાનુયોગ ૩ ચરણકરણાનુયોગ ૪ ધર્મકથાનુયોગ.

૩૨ **તત્વ ત્રણ:**—૧ દેવ ૨ ગુરૂ ૩ ધર્મ.

૩૩ **સમવાય પાંચ:**—૧ કાળ, ૨ સ્વભાવ ૩ નિયત ૪ કર્મ ૫ ઉધમ.

૩૪ **ત્રણસેંને ત્રેસઠ પાંખડીના ભેદ:**—૧૮૦ ક્રીયાવાદીના ભેદ. ૮૪ અક્રીયાવાદીના. ૩૨ વિનયવાદીના. ૬૭ અજ્ઞાન વાદીનામત.

૩૫ **શ્રાવકના એકવીસ ગુણ:**—૧ લજ્યાવંત ૨ દયાવંત ૩ શાંત મૂર્તિવંત ૪ પ્રતીતવંત ૫ પરાયા દોષનો ઢાંકણ હાર હોય ૬ પરઉપગારી હોય ૭ સોમ્ય દ્રષ્ટી હોય ૮ ગુણગ્રાહી હોય ૯ ગિર-

વાઇ વાળો હોય ૧૦ સહુને વલ્લભ હોય ૧૧ શિષ્ટાચારનો પક્ષી હોય ૧૨ મીષ્ટ વચન બોલે ૧૩ ઊંડા વિચાર વાળો ૧૪ વિશેષ જ્ઞાનનો જાણનાર હોય ૧૫ શાસ્ત્રનો જાણનાર હોય ૧૬ ધર્મનો જાણનાર હોય ૧૭ કીધો ઉપગાર જાણે ૧૮ નહિતો દીન નહિતો અભિમાની એવો મધ્યસ્થ સ્વભાવવાળો ૧૯ સહજસ્વભાવમય વિનયવંત હોય ૨૦ પાપની ક્રિયાથી રહિત હોય ૨૧ પવિત્ર હોય.

ઇતિ પાંત્રીસ બોલ સંપૂર્ણ.

# ૭ अथ श्री नवतत्व.

**૧ જીવ તત્વ. ૨ અજીવ તત્વ. ૩ પુણ્ય તત્વ. ૪ પાપ પાપ તત્વ. ૫ આશ્રવ તત્વ. ૬ સંવર તત્વ. ૭ નિર્જરા તત્વ. ૮ બંધ તત્વ. ૯ મોક્ષ તત્વ.**

**૧ જીવ તત્વના ૧૪ ભેદ છે**—તે રૂપી છે આ તત્વ જ્ઞેય એટલે જાણવા યોગ્ય છે. તે ૧૪ ભેદના નામ. ૧ સૂક્ષ્મ એકેંદ્રિય પર્યાપ્તા. ૨ સૂક્ષ્મ એકેંદ્રિય અપર્યાપ્તા. ૩ બાદર એકેંદ્રિય પર્યાપ્તા. ૪ બાદર એકેંદ્રિય અપર્યાપ્તા. ૫ બેંદ્રિય પર્યાપ્તા. ૬ બેંદ્રિય અપર્યાપ્તા. ૭ તેંદ્રિય પર્યાપ્તા. ૮ તેંદ્રિય અપર્યાપ્તા. ૯ચૌરિંદ્રિય પર્યાપ્તા. ૧૦ચૌરેંદ્રિય અપર્યાપ્તા. ૧૧ અસન્નિ પંચેદ્રિય અપર્યાપ્તા. ૧૨ અસન્નિપંચેંદ્રિય પર્યાપ્તા. ૧૩ સન્નિપંચેંદ્રિય પર્યાપ્તા. ૧૪ સન્નિપંચેંદ્રિય અપર્યાપ્તા.

**જીવની છ જાતિઓ છે**—એક વિધ તે જ્ઞાનાદિક ચેતનાવંત. દ્વિવિધ તે ત્રસને સ્થાવર. ત્રિવિધ તે વેદ ત્રણ છે. પુરૂષ, સ્ત્રી અને નપુંસક વેદ, ચતુર્વિધ તે ગતિ ચાર છે દેવ મનુષ્ય તિર્યંચ અને નારકી. પંચવિધ તે ઇંદ્રિ પાંચ છે. એકેંદ્રિ, બેરેંદ્રિ, તેરેંદ્રિ, ચૌરેંદ્રિ, પંચેંદ્રિ, ષટ્વિધ તે કાય છ છે. પૃથ્વી, અપ, તેઉ, વાયુ. વનસ્પતિ અને ત્રસકાય.

**હવે જીવનું લક્ષણ કહે છે** જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ; વીર્ય અને ઉપયોગ એ દરેક જીવમાં હોય.

**જીવને છ પર્યાપ્તિ છે**—આહાર, શરીર, ઇંદ્રિય, શ્વાસોશ્વાસ, ભાષા તથા મન પર્યાપ્તિ. તેમાં એકેંદ્રિને ચાર. વિગલેંદ્રિને તથા અસન્નિ પંચેંદ્રિને ૫. તથા સન્નિ પંચેંદ્રિને ૬ પર્યાપ્તિ હોય. **જીવને પ્રાણ દશ હોય છે**—પંચઇંદ્રિ બળ પ્રાણ, મન, વચન અને કાયબળ પ્રાણ, આયુષ્ય બળ પ્રાણ તથા શ્વાસોશ્વાસ બળ પ્રાણ તેમાં એકેંદ્રિને ચાર, બેરેંદ્રિને છ. તેરેંદ્રિને સાત. ચૌરેંદ્રિને આઠ અસન્નિ પંચેંદ્રિને નવ અને સન્નિપંચેંદ્રિને દસ પ્રાણ હોયછે. **વળી જીવના ૫૬૩ ભેદછે તે નીચે પ્રમાણે મનુષ્યના ૩૦૩**—૧૫ કર્મભૂમિ ક્ષેત્ર, ૩૦ અકર્મભૂમી અને ૫૬ અંતાર્દ્વિપના ક્ષેત્ર એમ ૧૦૧ ક્ષેત્રના સમૂર્છિમ અપર્યાપ્તા ગર્ભજ પર્યાપ્તા અને ગર્ભજ અપર્યાપ્તા એમ ૩૦૩ થયા. **હવે દેવતાના ૧૯૮ ભેદ કહે છે** ૧૦ ભુવનપતિ ૧૫ પરમાધામી ૧૬ વ્યંતર ૧૦ તિર્યંચ જંભક ૧૦ જ્યોતસી ૧૨ દેવલોક ૩ કિલ્વિષિયા ૯ લોકાંતિક ૯ ગ્રૈવેયક ૫ અનુત્તર વિમાન એમ ૯૯ પર્યાપ્તા અને અપર્યાપ્તા ગળી ૧૯૮ થયા. **હવે નારકીના ૧૪ તે** સાત નારકી પર્યાપ્તા અને અપર્યાપ્તા ગળી ચઉદ ભેદ થયા. **તિર્યંચના ૪૮ ભેદ છે**—પૃથ્વીકાય અપકાય તેઉકાય વાઉકાય તથા સાધારણ વનસ્પતિકાય એ પાંચના સુક્ષ્મ બાદર તથા પર્યાપ્તા અને અપર્યાપ્તા ગળી ૨૦ ભેદ થયા. પ્રત્યેક વનસ્પતિના પર્યાપ્તા અને અપર્યાપ્તા ગળી ૨ ભેદ કુલ ૨૨ ભેદ થયા તથા જલચર સ્થલચર ખેચર ઉર:પરિસર્પ તથા ભુજ પરિસર્પ એ પાંચ તે ગર્ભજ અને સમૂર્છિમ તેના પર્યાપ્તા અને અપર્યાપ્તા ગળી ૨૦ તથા બેરેંદ્રિ, તેરેંદ્રિ તથા ચોરેંદ્રિ તેના પર્યાપ્તા અને અપર્યાપ્તા ગળી ૬ ભેદ થયા એમ તિર્યંચના ૪૮, દેવતાના ૧૯૮, મનુષ્યના ૩૦૩, અને નરકના ૧૪ મળી ૫૬૩ ભેદ થયા.

## ૨ અજીવ તત્વ.

**તેના ૧૪ ભેદ છે**—ચારરૂપી અને ૧૦ અરૂપી છે. આ તત્વ જ્ઞેય એટલે જાણવા યોગ્ય છે. ૧૦ અરૂપી ભેદ—ધર્માસ્તીકાય (ચલન સ્વભાવ ગુણવાળો) ના ત્રણ ભેદ ખંધ દેશ અને પ્રદેશ. અધર્માસ્તિકાય (સ્થિર રાખવાના ગુણવાળો) ના ત્રણ ભેદ ખંધ, દેશ, પ્રદેશ, આકાશાસ્તિકાય (અવકાશ ગુણ) ના ત્રણ ભેદ ખંધ દેશ અને પ્રદેશ. તથા કાળ (નવું જુનું કરવું) નો એક ભેદ કાલ, એ દશ અરૂપિ કહ્યાં. રૂપી અજીવના ચાર પુદ્ગલ ખંધ, દેશ, પ્રદેશ અને પરમાણુ. પુગદ્લનો ગુણ સડણપડણ અને વિધ્વંસણ છે.

## ૩ પુણ્ય તત્વ.

**પુણ્યતત્વ નવ પ્રકારે બંધાય છે અને ૪૨ પ્રકારે ભોગવાય છે. આ તત્વ ઉપાદેય એટલે આદરવા યોગ્ય છે પુણ્ય બંધાવાના નવ પ્રકાર**—૧ સાધુ પ્રમુખને અન્ન દેવાથી ૨, પાણી દેવાથી ૩ રહેવાને સ્થાન આપવાથી ૪ સૂવાને પાટ પ્રમુખ આપવાથી ૫ વસ્ત્ર આપવાથી ૬ મને કરી રૂડુ ચિંતવવા થકી ૭ વચને કરી સ્તુતિ કરવાથી ૮ કાયાએ કરી સેવા કરવાથી ૯ નમસ્કાર કરવાથી.

**પુણ્ય ભોગવવાના ૪૨ પ્રકાર** ૧ શાતાવેદની ૨ ઉંચગોત્ર ૩ મનુષ્યની ગતિ ૪ મનુષ્યની અનુપુર્વિ ૫ દેવગતિ ૬ દેવતાની અનુપુર્વિ—૭ પંચેંદ્રિયપણું ૮ ઉદારિક શરીર ૯ વૈક્રિય ૧૦ આહારક ૧૧ તેજસ ૧૨ કાર્મણ ૧૩ ઉદારિક અંગોપાંગ ૧૪ વૈક્રિય અંગોપાંગ ૧૫ આહારક અંગોપાંગ ૧૬ વજ્ર રૂષભનારાચ સંઘયણ ૧૭ સમ ચતુરસ્ત્ર સંસ્થાન ૧૮ શુભવર્ણ ૧૯ શુભગંધ ૨૦ શુભરસ ૨૧ શુભસ્પર્શ ૨૨ અગુરૂલઘુ નામ કર્મ ૨૩ પરાઘાત નામકર્મ ૨૪ શ્વાસોશ્વાસ નામકર્મ ૨૫ આતાપ નામકર્મ ૨૬ ઉદ્યોત

નામકર્મ ૨૭ શુભખગતિ ૨૮ નિર્માણ નામકર્મ, ૨૯ થી ૩૮ ને ત્રશદશક કહે છે. ૨૯ ત્રસ નામકર્મ ૩૦ બાદર નામકર્મ ૩૧ પર્યાપ્તિ નામકર્મ ૩૨ પ્રત્યેક નામકર્મ ૩૩ સ્થિર નામકર્મ ૩૪ શુભ નામકર્મ ૩૫ સૌભાગ્ય નામકર્મ ૩૬ સુસ્વર નામકર્મ ૩૭ આદેય નામકર્મ ૩૮ યશો નામકર્મ ૩૯ દેવતાનું આયુષ્ય ૪૦ મનુષ્યનું આયુષ્ય ૪૧ તિર્યંચનું આયુષ્ય ૪૨ તીર્થંકર નામકર્મ.

## ૪ પાપ તત્વ.

**પાપ તત્વ ૧૮ ભેદે બંધાય છે અને ૮૨ પ્રકારે ભોગવાય છે. આ તત્વહેય એટલે છોડવા યોગ્ય છે પાપ બંધાવાના ૧૮ પ્રકાર**—૧ પ્રાણાતિપાત ૨ મૃષાવાદ ૩ અદત્તાદાન ૪ મૈથુન ૫ પરિગ્રહ ૬ ક્રોધ ૭ માન ૮ માયા ૯ લોભ ૧૦ રાગ ૧૧ દ્વેષ ૧૨ કલહ ૧૩ અભ્યાખ્યાન ૧૪ પૈશુન્ય ૧૫ રતિઅરતિ ૧૬ પરપરિવાદ ૧૭ માયામૃષાવાદ ૧૮ મિથ્યાત્વશલ્ય.

**પાપ ભોગવવાના ૮૨ પ્રકાર**—૧ મતિજ્ઞાના વરણીય ૨ શ્રુતજ્ઞાના વરણીય ૩ અવધિજ્ઞાના વરણીય ૪ મનઃપર્યવજ્ઞાના વરણીય ૫ કેવલજ્ઞાના વરણીય ૬ દાનાંતરાય ૭ લાભાંતરાય ૮ ભોગાંતરાય ૯ ઉપભોગાંતરાય ૧૦ વીર્યાંતરાય ૧૧ ચક્ષુદર્શના વરણીય ૧૨ અચક્ષુદર્શના વરણીય ૧૩ અવધિ દર્શના વરણીય ૧૪ કેવલ દર્શના વરણીય ૧૫ નિદ્રા ૧૬ નિદ્રા નિદ્રા ૧૭ પ્રચલા ૧૮ પ્રચલા પ્રચલા ૧૯ થીણદ્ધિ ૨૦ નીચ ગોત્ર ૨૧ અશાતા વેદની ૨૨ મિથ્યાત્વ ૨૩ થી ૩૨ સુધી સ્થાવર દશક કહેવાય છે ૨૩ સ્થાવર નામ કર્મ ૨૪ સૂક્ષ્મનામ કર્મ ૨૫ અપર્યાપ્ત નામ કર્મ ૨૬ સાધારણ નામ કર્મ ૨૭ અસ્થિર નામ કર્મ ૨૮ અશુભ નામ કર્મ ૨૯ દૌર્ભાગ્ય નામ કર્મ ૩૦ દુઃસ્વર નામ કર્મ ૩૧ અનાદેય નામ કર્મ ૩૨ અપયસ નામ કર્મ ૩૩ નરકની ગતિ ૩૪ નરકની અનુપુર્વી ૩૫ નરકનું

આયુષ્ય. ૩૬ થી ૬૦ સુધી ૨૫ કષાય કહેછે. ૩૬ થી ૩૯ અનં-
તાનું બંધીના ચાર ભેદ ક્રોધ માન માયા તથા લોભ. ૪૦ થી ૪૩
અપ્રત્યાખાનીયના ક્રોધાદિક ચાર ભેદ. ૪૪ થી ૪૭ પ્રત્યાખ્યાનીયના
ક્રોધાદિક ચાર ભેદ. ૪૮ થી ૫૧ સંજ્વલના ક્રોધાદિક ચાર ભેદ. ૫૨
થી ૫૭ હાસ્ય ષટ્ક. ૫૨ હાસ્ય ૫૩ રતિ ૫૪ અરતિ ૫૫ ભય ૫૬
શોક ૫૭ દુગંચ્છા ૫૮ પુરૂષ વેદ ૫૯ સ્ત્રીવેદ ૬૦ નપુંસકવેદ ૬૧
તિર્યંચની ગતિ ૬૨ તિર્યંચની અનુપૂર્વિ ૬૩ એકેંદ્રિયપણું ૬૪ બે-
રેંદ્રિયપણું ૬૫ તેરેંદ્રિયપણું ૬૬ ચૌરેંદ્રિયપણું ૬૭ અશુભ વિ-
હાયોગતિ ૬૮ ઉપઘાતનામ કર્મ ૬૯ અશુભવર્ણ ૭૦ અશુભગંધ
૭૧ અશુભ રસ ૭૨ અશુભ સ્પર્શ ૭૩ રૂષભનારાચ સંઘયણ ૭૪
નારાચ સંઘયણ ૭૫ અર્ધનારાચ ૭૬ કીલિકા ૭૭ છેવઠ્ઠુ સંઘયણ
૭૮ ન્યગ્રોધ પરિમંડલ સંસ્થાન, ૭૯ સાદિ સંસ્થાન ૮૦ વામન
સંસ્થાન ૮૧ કુબ્જ સંસ્થાન ૮૨ હુંડક સંસ્થાન.

## ૫ આશ્રવ તત્વ.

**આશ્રવ તત્વના ૪૨ ભેદ**—આ તત્વ હેય એટલે છોડવા
યોગ્યછે ૧ ફરસ ઇંદ્રી ૨ રસ ઇંદ્રી ૩ ઘ્રાણ ઇંદ્રી ૪ ચક્ષુ ઇંદ્રી
૫ શ્રોત ઇંદ્રી ૬ ક્રોધ ૭ માન ૮ માયા ૯ લોભ ૧૦ પ્રાણાતિપા-
ત ૧૧ મુષાવાદ ૧૨ અદત્તાદાન ૧૨ મૈથુન ૧૪ પરિગ્રહ ૧૫ મન
યોગ ૧૬ વચન યોગ ૧૭ કાયાયોગ. **૧૮ થી ૪૨ સુધી ૨૫ ક્રિ-
યાઓ છે.** ૧૮ કાયીકી ક્રિયા ૧૯ અધિકરણીકી ક્રિયા ૨૦ પ્રદ્વે-
ષિકી ક્રિયા ૨૧ પારિતાપનીકી ક્રિયા ૨૨ પ્રાણાતિપાતકી ક્રિયા ૨૩
આરંભિકી ક્રિયા ૨૪ પરિગ્રહિકી ક્રિયા ૨૫ માયા પ્રત્યયિકી ક્રિયા.
૨૬ મિથ્યા દર્શન પ્રત્યયિકી ક્રિયા ૨૭ અપ્રત્યાખાનિકી ક્રિયા ૨૮
દ્રષ્ટિકી ક્રિયા ૨૯ સ્પૃષ્ટિ અથવા પૃચ્છિની ક્રિયા ૩૦ પ્રાતિત્યકી ક્રિ
યા ૩૧ સામંતોપનિ પાતિકી ક્રિયા ૩૨ નૈસ્રષ્ટિકી ક્રિયા ૩૩ સ્વ-

હસ્તિકી ક્રિયા ૩૪ આજ્ઞાપનિકા ક્રિયા ૩૫ વૈદારણિકાં ક્રિયા ૩૬ અનાભોગીકી ક્રિયા ૩૭ અનવકાંક્ષા પ્રત્યયકી ક્રિયા ૩૮ પ્રયોગિકી ક્રિયા ૩૯ સમુદાન ક્રિયા ૪૦ પ્રેમપ્રત્યય ક્રિયા ૪૧ દ્વેષ પ્રત્યયિકી ક્રિયા ૪૨ ઇર્યા પથિકી ક્રિયા.

## અથ ૬ સંવર તત્વ.

**સંવર તત્વના ૫૭ ભેદછે**—આ તત્વ ઉપાદેય એટલે આદરવા યોગ્યછે. ૫ સમિતિ, ૩ ગુપ્તિ, ૨૨ પરિષહ, ૧૦ યતિધર્મ, ૧૨ ભાવના, ૫ ચારિત્ર, એ સંવરના ૫૭ ભેદ થયા. **૫ સમિતિનાનામ** ૧ ઇર્યા ૨ ભાષા ૩ એષણા ૪ આદાનભંડ નિક્ષેપણા ૫ પારિષ્ઠાપનિકા. (**ત્રણગુપ્તી**) ૬ મનોગુપ્તિ ૭ વચનગુપ્તિ ૮ કાયગુપ્તિ. (**૨૨ પરિષહ**) ૯ ક્ષુધા પરિષહ ૧૦ પિપાસા પરિષહ ૧૧ શીત પરિષહ ૧૨ ઉષ્ણ પરિષહ ૧૩ ડંસ પરિષહ ૧૪ અચેલક પરિષહ ૧૫ અરતિ પરિષહ ૧૬ સ્ત્રી પરિષહ ૧૭ ચર્યા પરિષહ ૧૮ નિષેધિકી પરિષહ ૧૯ શય્યાપરિષહ ૨૦ આક્રોશ પરિષહ ૨૧ વધ પરિષહ ૨૨ યાચના પરિષહ ૨૩ અલાભ પરિષહ ૨૪ રોગ પરિષહ ૨૫ તૃણસ્પર્શ પરિષહ ૨૬ મલ પરિષહ ૨૭ સત્કાર પરિષહ ૨૮ પ્રજ્ઞા પરિષહ ૨૯ અજ્ઞાન પરિષહ ૩૦ સમ્યકૃત્વ પરિષહ. (**૧૦ યતિધર્મ**) ૩૧ ક્ષમા, ૩૨ આર્જવ ૩૩ માર્દવ ૩૪ મુક્તિ ૩૫ તપધર્મ ૩૬ સંજમ ૩૭ સત્ય ૩૮ શૌચ ૩૯ અકિંચન ૪૦ બ્રહ્મચર્ય ધર્મ. (**બારભાવના**) ૪૧ અનિત્ય ૪૨ અશરણ ૪૩ સંસાર ભાવના ૪૪ એકત્વ ૪૫ અન્યત્વ ૪૬ અશુચિ ૪૭ આશ્રવ ૪૮ સંવર ૪૯ નિર્જરા ૫૦ લોકસ્વરૂપ ૫૧ બોધિ દુર્લભ ૫૨ ધર્મભાવના. (**૫ ચારિત્ર**) ૫૩ સામાયિક ૫૪ છેદોપસ્થાપનીય ૫૫ પરિહાર વિશુદ્ધિ ૫૬ સુક્ષ્મ સંપરાય ૫૭ યથાખ્યાત.

## ૭ નિર્જરા તત્વ.

**નિર્જરાના બાર ભેદ**—આ તત્વ ઉપાદેય એટલે આદરવા યોગ્યછે. ૭ બાહ્ય અને ૭ અભ્યંતર. **છ બાહ્યના નામ** ૧ અણસણતપ ૨ ઉનોદરિ ૩ વૃત્તિ સંક્ષેપ ૪ રસત્યાગ ૫ કાયકલેશ ૬ સંલીનતા. **૬ અભ્યંતરના નામ**. ૭ પ્રાયશ્ચિત ૮ વિનય ૯ વેયાવચ્ચ ૧૦ સ્વાધ્યાય ૧૧ ધ્યાન. ૧૨ કાયોત્સર્ગ.

## ૮ બંધ તત્વ.

**બંધ તત્વના ચાર ભેદ**—૧ પ્રકૃતિ ૨ સ્થિતિ ૩ અનુભાગ ૪ પ્રદેશ. આ તત્વ હેય એટલે છોડવા યોગ્ય છે.

## ૯ મોક્ષ તત્વ.

**મોક્ષ તત્વના ૯ ભેદ**—આ તત્વ ઉપાદેય એટલે આદરવા યોગ્યછે- ૧ સંતપદ પ્રરૂપણા દ્વાર ૨ દ્રવ્ય પ્રમાણ ૩ ક્ષેત્રદ્વાર ૪ સ્પર્શનાદ્વાર ૫ કાલદ્વાર ૬ અંતર દ્વાર ૭ ભાગદ્વાર ૮ ભાવદ્વાર ૯ અલ્પબહુત્વદ્વાર **હવે પંદર પ્રકારે સિદ્ધ થાયછે તે બતાવે છે ૧ જીણસિદ્ધા ૨ અજીણસિદ્ધા ૩ તીર્થસિદ્ધા ૪ અતીર્થસિદ્ધા ૫ ગૃહલિંગે સિદ્ધા ૬ અન્યલિંગેસિદ્ધા ૭ સ્વલિંગેસિદ્ધા ૮ સ્ત્રીલિંગેસિદ્ધા ૯ પુરૂષલિંગેસિદ્ધા ૧૦ નપુંસકલિંગેસિદ્ધા ૧૧ પ્રત્યેકબુદ્ધ ૧૨ સ્વયંબુદ્ધ ૧૩ બુદ્ધબોધિત ૧૪ એક સિદ્ધા ૧૫ અનેકસિદ્ધા. ઇતિ.— આ નવ તત્વ જાણે અને ન જાણે તોપણ જીનેશ્વરના વચનમાં આસ્થા રાખે તેને સમકિતછે એમ જાણવું, જે માણસને બે ઘડી પણ સમકીત ફરસ્યું હોય તેને અર્દ્ધ પુદ્ગલ પરાવર્ત રહેછે. અનંતા અવસર્પિણી અને ઉત્સર્પિણી જાય ત્યારે એક પુદગલ પરાવર્ત થાય.**

**ઇતિ નવ તત્વ સંક્ષેપ વિચાર સંપૂર્ણ.**

# ૮ अथ चोविस डंडक.

## જીવ કર્મના વશ થકી ચોવીસ ડંડકને વિષે પરિભ્રમણ કરેછે તેનાં નામ કહેછે.

૧ સાત નરકનો, ૨ અસુર કુમારનો, ૩ નાગકુમારનો. ૪ સુવર્ણ કુમારનો, ૫ વિદ્યુત કુમારનો, ૬ અગ્નિ કુમારનો, ૭ દ્વીપ કુમારનો, ૮ ઉદધિ કુમારનો, ૯ દિશિ કુમારનો, ૧૦ વાયુ કુમારનો, ૧૧ સ્તનિત કુમાર નિકાયનો, ૧૨ પૃથ્વી કાયનો, ૧૩ અપકાયનો ૧૪ તેઉકાયનો ૧૫ વાઉકાયનો ૧૬ વનસ્પતિ કાયનો, ૧૭ બેંદ્રિયનો ૧૮ તેંદ્રીયનો ૧૯ ચૌરેંદ્રિનો ૨૦ તિર્યંચ પંચેંદ્રિનો ૨૧ મનુષ્યનો ૨૨ વાણ વ્યંતરનો ૨૩ જ્યોત્સીનો ૨૪ વૈમાનિક દેવોનો.

**હવે પ્રત્યેક દંડકને વિષે કહેવાતાં ચોવિસ દ્વાર બતાવે છે**—૧ શરીર દ્વાર પાંચ પ્રકારે છે. ૨ અવગાહના દ્વાર બે પ્રકારે ઉત્કૃષ્ટ અને જઘન્ય ૩ સંઘયણ દ્વાર છ પ્રકારે છે ૪ સંજ્ઞા દ્વાર દશ પ્રકારે છે આહાર, નિદ્રા, ભય, મૈથુન, અને ક્રોધ, માન, માયા, લોભ, લોક અને ઓઘ વળી બીજા પણ છ પ્રકાર છે સુખ, દુઃખ, મોહ, દુગંછા, શોક અને ધર્મસંજ્ઞા, ૫ સંસ્થાન દ્વાર છ પ્રકારે છે. ૬ કષાય દ્વાર ચાર પ્રકારે છે ૭ લેશ્યા દ્વાર છ પ્રકારે છે ૮ ઇંદ્રીય દ્વાર પાંચ પ્રકારે છે ૯ સમુદ્ઘાત દ્વાર સાત પ્રકારે છે. વેદના, કષાય, મરણ, વૈક્રીય, તેજસ, આહારક અને કેવળી સમુદ્ઘાત ૧૦ દ્રષ્ટિદ્વાર ત્રણ પ્રકારે છે. ૧૧ દર્શનદ્વાર ચાર પ્રકારે છે ૧૨ જ્ઞાન તથા અજ્ઞાનદ્વાર આઠ પ્રકારે છે ૧૩ યોગદ્વાર ૧૫ પ્રકારે છે. ૧૪ ઉપયોગદ્વાર ૧૨ પ્રકારે છે ૧૫ ઉત્પાતદ્વાર તે ઉત્કૃષ્ટ અને જઘન્ય એક સમયમાં ઉત્પન્ન થતા જીવની સંખ્યા કહેવી તે. ૧૬ ચવનદ્વાર તે ઉત્કૃષ્ટ અને જઘન્ય એક સમયમાં ચવતા જીવોની

સંખ્યા કહેવી તે ૧૭ આયુષ્યદ્વાર ચાર ગતિ આશ્રી ચાર પ્રકારે છે ૧૮ પર્યાપ્તિદ્વાર ૭ પ્રકારે છે. ૧૯ દિગ્ આહારદ્વાર ૭ પ્રકારે અધો, ઉર્ધ્વ, પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ એ ૭ દિશિમાં આહાર, ૨૦ સંજ્ઞાદ્વાર ત્રણ પ્રકારે છે દીર્ઘકાળની સંજ્ઞા. હિતોપ દેશની સંજ્ઞા. દ્રષ્ટિવાદોપદેશની સંખ્યા ૨૧ ગતિદ્વાર ૨૨ આગતિદ્વાર ૨૩ વેદદ્વાર ત્રણ પ્રકારે છે. ૨૪ અલ્પ બહુત્વદ્વાર ૯૮ પ્રકારે છે.

ઇતિ ડંડક સંક્ષેપ વિચાર સંપૂર્ણ.

# ९ अथ आठ कर्मनी १५८ प्रकृति.

**૧ જ્ઞાના વર્ણીય ૨ દર્શના વર્ણીય ૩ વેદની કર્મ ૪ મોહની કર્મ ૫ આયુ કર્મ ૬ નામકર્મ ૭ ગોત્ર કર્મ ૮ અંતરાય કર્મ એ આઠ કર્મ છે.**

**૧ જ્ઞાના વર્ણીય કર્મની પાંચ પ્રકૃતિ છે** ૧ મતિજ્ઞાના વર્ણીય ૨ શ્રુતજ્ઞાના વર્ણીય ૩ અવધિજ્ઞાના વર્ણીય ૪ મનઃપર્યવજ્ઞાના વર્ણીય ૫ કેવળજ્ઞાના વર્ણીય. આ કર્મ આંખના પાટા જેવું છે. તેની સ્થિતિ ત્રીસ કોડાકોડ સાગરોપમની છે.

**૨ દર્શના વર્ણીયની ૯ પ્રકૃતિ** છે ૧ નિદ્રા ૨ નિદ્રા નિદ્રા ૩ પ્રચલા ૪ પ્રચલા પ્રચલા ૫ થીણદ્ધિ ૬ ચક્ષુદર્શના વર્ણીય ૭ અચક્ષુદર્શના વર્ણીય ૮ અવધિદર્શના વર્ણીય ૯ કેવળદર્શના વર્ણીય આ કર્મ દ્વારપાલ સરખું છે. તેની સ્થિતિ ત્રીસ કોડાકોડિ સાગરોપમની છે.

**૩ વેદકર્મની બે પ્રકૃતિ**—૧ શાતાવેદની ૨ અશાતાવેદની આ કર્મની સ્થિતિ ત્રીસ કોડાકોડિ સાગરોપમની છે. આ કર્મ મધ ચોપડેલી તરવાર સરખું છે.

**૪ મોહની કર્મની ૨૮ પ્રકૃતિ**—તેમાં ચારિત્ર મોહનીની ૨૫

તે ૧૬ કષાય અને ૯ નો કષાય. સંજ્વલનના ચાર ક્રોધમાન માયા અને લોભ તેની સ્થિતિ દીન ૧૫ ની છે. અપ્રત્યાખ્યાનીયના ચાર ભેદ ક્રોધ, માન, માયા અને લોભ તેની સ્થિતિ ચાર માસની છે. પ્રત્યાખ્યાનીયના ચાર ભેદ ક્રોધ માન માયા અને લોભ એની સ્થિતિ વરસ એકનીછે. અનંતાનું બંધીના ચાર ક્રોધ માન માયા લોભ તેની સ્થિતિ જાવજીવછે. ૧૭ હાસ્ય ૧૮ રતિ ૧૯ અતિ ૨૦ ભય ૨૧ શોગ ૨૨ દુગંછા ૨૩ પુરૂષવેદ ૨૪ સ્ત્રીવેદ ૨૫ નપુંસકવેદ ૨૬ સમકીત મોહની ૨૭ મિશ્ર મોહની ૨૮ મિથ્યાત્વ મોહની છેલી ત્રણ દર્શન મોહની કહેવાયછે. આ કર્મની સ્થિતિ ૭૨ સાગરોપમની છે તે મદિરાપાન સરખું છે.

**૫ આયુકર્મની ૪ પ્રકૃતિ**—૧ દેવતાનુ આયુષ ૨ મનુષ્યનું આયુષ ૩ તિર્યંચનું આયુષ્ય ૪ નરકનું આયુષ્ય આ કર્મની સ્થિતિ ૩૩ સાગરોપમનીછે. આ કર્મ હેડ એટલે બેડીઓ સરખુંછે.

**૬ નામ કર્મની ૧૦૩ પ્રકૃતિછે**—તેમાં મૂલ ભાંગે ૯૩ છે વળી ભેદાંતરે ૬૭ પણ છે. **તે ૧૦૩ પ્રકૃતિના નામ**—૪ ગતિ, ૫ ઇંદ્રિ ૫ શરીર ૧૫ ઉદારિક અંગોપાંગ ૧૬ વૈક્રિય અંગોપાંગ. ૧૭ આહારક અંગોપાંચ ૧૮ ઉદારિક ઉદારિક બંધન ૧૯ ઉદારિક તેજસ બંધન ૨૦ ઉદારિક કાર્મણ બંધન ૨૧ ઉદારિક તેજસ કાર્મણ બંધન ૨૨ વૈક્રીય વૈક્રીય બંધન ૨૩ વૈક્રીય તેજસ બંધન ૨૪ વૈક્રીય કાર્મણ બંધન ૨૫ વૈક્રીય તેજસ કાર્મણ બંધન. ૨૬ આહારક આહારક બંધન ૨૭ આહારક તેજસ બંધન ૨૮ આહારક કાર્મણ બંધન ૨૯ આહારક તેજસ કાર્મણ બંધન ૩૦ તેજસ તેજસ બંધન ૩૧ તેજસ કાર્મણ બંધન ૩૨ કાર્મણ કાર્મણ બંધન. ૩૩ થી ૩૭ પાંચ શરીરનાં પાંચ સંઘાતન. ૩૮ થી ૪૩ ૭ સંઘયણ. ૪૪ થી ૪૯ ૭ સંસ્થાન. ૫૦ થી ૫૪ પાંચ વર્ણ. ૫૫ થી ૫૬ બે

ગંધ. ૫૭ થી ૬૧ પાંચ રસ. ૬૨ થી ૬૯ આઠ સ્પર્શ. ૭૦ થી ૭૩ ચાર અનુપૂર્વિ ૭૪ શુભ ખગતિ ૭૫ અશુભ વિહાયો ગતિ. ૭૬ થી ૮૫ ત્રસ દશક. ૮૬ થી ૯૫ સ્થાવર દશક. ૯૬ પરાઘાત નામ કર્મ ૯૭ ઉદ્યોત નાગ કર્મ ૯૮ આતાપ નામ કર્મ ૯૯ શ્વાસોશ્વાસ નામકર્મ ૧૦૦ ઉપધાત નાગ કર્મ ૧૦૧ તીર્થંકર નામ કર્મ ૧૦૨ નિર્વાણ નામ કર્મ ૧૦૩ ઉપઘાત નામ કર્મ આ કર્મની સ્થિતિ ૨૦ સાગરોપમનીછે. આ કર્મ ચિતારા સરખુંછે.

**૭ ગોત્ર કર્મની બે પ્રકૃતિ છે**—૧ ઊંચ ગોત્ર ૨ નીચ ગોત્ર એની સ્થિતિ ૨૦ કોડા કોડી સાગરોપમની છે. આ કર્મ કુંભાર સરખું છે.

**૮ અંતરાય કર્મની પાંચ પ્રકૃતિ**—૧ દાનાંતરાય ૨ લાભાંતરાય ૩ ભોગાંતરાય ૪ ઉપભોગાંતરાય ૫ વીર્યાંતરાય. એની સ્થિતિ ૩૦ કોડાકોડી સાગરોપમનીછે. આ કર્મ ભંડારી સરખુંછે.

આ ૧૫૮ પ્રકૃતિ સંપૂર્ણ ખપાવે ત્યારે જીવ મોક્ષે જાય એમ જાણી પોતાના કર્મનો વિચાર કરી મુક્તિએ પહોંચવા જીવે ધર્મ સાધન કરવું.

**ઇતિ આઠ કર્મની ૧૫૮ પ્રકૃતિ સંપૂર્ણ.**

# ૧૦ માર્ગણાના બોલ.

| ૫૬૩ જીવભેદ. | નારકીના | તીર્યંચના | મનુષ્યના | દેવતાના | સર્વત્ર. |
|---|---|---|---|---|---|
| નરકગતિ | ૧૪ | ૦ | ૦ | ૦ | ૧૪ |
| તિર્યંચગતિ | ૦ | ૪૮ | ૦ | ૦ | ૪૮ |
| મનુષ્યગતિ | ૦ | ૦ | ૩૦૩ | ૦ | ૩૦૩ |
| દેવગતિ | ૦ | ૦ | ૦ | ૧૯૮ | ૧૯૮ |
| એકેંદ્રિઃ | ૦ | ૨૨ | ૦ | ૦ | ૨૨ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| બેરેંદ્રી | ૦ | ૨ | ૦ | ૦ | ૨ |
| તેરેંદ્રી | ૦ | ૨ | ૦ | ૦ | ૨ |
| ચઉરિંદ્રી | ૦ | ૨ | ૦ | ૦ | ૨ |
| પંચેંદ્રી | ૧૪ | ૨૦ | ૩૦૩ | ૧૯૮ | ૫૩૫ |
| પૃથ્વીકાય | ૦ | ૪ | ૦ | ૦ | ૪ |
| અપકાય | ૦ | ૪ | ૦ | ૦ | ૪ |
| તેઉકાય | ૦ | ૪ | ૦ | ૦ | ૪ |
| વાઉકાય | ૦ | ૪ | ૦ | ૦ | ૪ |
| વનસ્પતિકાય | ૦ | ૬ | ૦ | ૦ | ૬ |
| ત્રસકાય | ૧૪ | ૨૬ | ૩૦૩ | ૧૯૮ | ૫૪૧ |
| મનોયોગ | ૭ | ૫ | ૧૦૧ | ૯૯ | ૨૧૨ |
| વચનયોગ | ૭ | ૧૩ | ૧૦૧ | ૯૯ | ૨૨૦ |
| કાયયોગ | ૧૪ | ૪૮ | ૩૦૩ | ૧૯૮ | ૫૬૩ |
| સ્ત્રીવેદ | ૦ | ૧૦ | ૨૦૨ | ૧૨૮ | ૩૪૦ |
| પુરૂષવેદ | ૦ | ૧૦ | ૨૦૨ | ૧૯૮ | ૪૧૦ |
| નપુંસકવેદ | ૧૪ | ૪૮ | ૧૩૧ | ૦ | ૧૯૩ |
| ક્રોધ | ૧૪ | ૪૮ | ૩૦૩ | ૧૯૮ | ૫૬૩ |
| માન | ૧૪ | ૪૮ | ૩૦૩ | ૧૯૮ | ૫૬૩ |
| માયા | ૧૪ | ૪૮ | ૩૦૩ | ૧૯૮ | ૫૬૩ |
| લોભ | ૧૪ | ૪૮ | ૩૦૩ | ૧૯૮ | ૫૬૩ |
| મતિજ્ઞાન | ૧૩ | ૧૦ | ૨૦૨ | ૧૯૮ | ૪૨૩ |
| શ્રુતજ્ઞાન | ૧૩ | ૧૦ | ૨૦૨ | ૧૯૮ | ૪૨૩ |
| અવધિજ્ઞાન | ૧૩ | ૧૦ | ૩૦ | ૧૯૮ | ૨૫૧ |
| મનઃપર્યવજ્ઞાન | ૦ | ૦ | ૧૫ | ૦ | ૧૫ |
| કેવલજ્ઞાન | ૦ | ૦ | ૧૫ | ૦ | ૧૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| મતિઅજ્ઞાન | ૧૪ | ૪૮ | ૩૦૩ | ૧૭૦ | ૫૩૫ |
| શ્રુતઅજ્ઞાન | ૧૪ | ૪૮ | ૩૦૩ | ૧૭૦ | ૫૩૫ |
| વિભંગજ્ઞાન | ૧૪ | ૧૦ | ૩૦ | ૧૭૦ | ૨૨૪ |
| સામાયક | ૦ | ૦ | ૧૫ | ૦ | ૧૫ |
| છેદોપસ્થાપનીય | ૦ | ૦ | ૧૦ | ૦ | ૧૦ |
| પરિહારવિશુદ્ધિ | ૦ | ૦ | ૧૦ | ૦ | ૧૦ |
| સુક્ષ્મસંપરાય | ૦ | ૦ | ૧૫ | ૦ | ૧૫ |
| યથાખ્યાત | ૦ | ૦ | ૧૫ | ૦ | ૧૫ |
| દેશવિરતિ | ૦ | ૫ | ૧૫ | ૦ | ૨૦ |
| અવિરતિ | ૧૪ | ૪૮ | ૩૦૩ | ૧૯૮ | ૫૬૩ |
| ચક્ષુદર્શન | ૭ | ૧૧ | ૧૦૧ | ૯૯ | ૨૧૮ |
| અચક્ષુદર્શન | ૧૪ | ૪૮ | ૩૦૩ | ૧૯૮ | ૫૬૩ |
| અવધિદર્શન | ૧૩ | ૧૦ | ૩૦ | ૧૯૮ | ૨૫૧ |
| કેવલદર્શન | ૦ | ૦ | ૧૫ | ૦ | ૧૫ |
| કૃષ્ણલેશ્યા | ૬ | ૪૮ | ૩૦૩ | ૧૦૨ | ૪૫૯ |
| નિલલેશ્યા | ૬ | ૪૮ | ૩૦૩ | ૭૨ | ૪૨૯ |
| કાપોતલેશ્યા | ૬ | ૪૮ | ૩૦૩ | ૭૨ | ૪૨૯ |
| તેજુલેશ્યા | ૦ | ૧૩ | ૨૦૨ | ૯૮ | ૩૧૩ |
| પદ્મલેશ્યા | ૦ | ૧૦ | ૩૦ | ૨૬ | ૬૬ |
| શુકલલેશ્યા | ૦ | ૧૦ | ૩૦ | ૪૪ | ૮૪ |
| ભવ્ય | ૧૪ | ૪૮ | ૩૦૩ | ૧૯૮ | ૫૬૩ |
| અભવ્ય | ૧૪ | ૪૮ | ૧૩૧ | ૧૪૦ | ૩૩૩ |
| ઉપસમ | ૭ | ૫ | ૧૦૧ | ૯૦ | ૨૦૩ |
| ક્ષયોપશમ | ૧૩ | ૧૦ | ૨૦૨ | ૧૯૮ | ૪૨૩ |
| મિશ્રસમકીત | ૭ | ૫ | ૧૦૧ | ૮૫ | ૧૯૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| સાસ્વાદન | ૭ | ૨૧ | ૨૦૨ | ૧૭૦ | ૪૦૦ |
| મિથ્યાત્વ | ૧૪ | ૪૮ | ૩૦૩ | ૧૭૦ | ૫૩૫ |
| ક્ષાયિક | ૬ | ૨ | ૯૦ | ૭૦ | ૧૬૮ |
| સન્નિજીવ | ૧૪ | ૧૦ | ૨૦૨ | ૧૯૮ | ૪૨૪ |
| અસન્નિજીવ | ૦ | ૩૮ | ૧૦૧ | ૦ | ૧૩૯ |
| આહારિ | ૧૪ | ૪૮ | ૩૦૩ | ૧૯૮ | ૫૬૩ |
| અનાહારિ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

# अथ छंदो.

## १ श्री संखेश्वर पार्श्व जिन छंद.

સેવો પાસ શંખેશ્વરો મન શુદ્ધે, નમો નાથ નિશ્ચે કરી એક બુદ્ધે;
દેવી દેવલાં અન્યને શું નમોછો, અહો ભવ્ય લોકો ભુલાં કયાં ભમોછો. ૧
ત્રીલોકના નાથને શું તજોછો, પડયા પાસમાં ભુતડાને ભજોછો;
સુરધેનું છંડી અજાને શું અરજોછો, મહા પંથ મુકી કુપંથે વ્રજોછો. ૨
તજે કોણ ચીંતામણી કાચ માટે, ગ્રહે કોણ રાસભ ને હસ્તી સાટે;
સુરદ્રુમ ઉપાડી આક કુણ વાવે, મહા મૂઢ તે આકુળા અંત પાવે. ૩
કીહાં કાંકરોને કીહાં મેરૂ શૃંગં, કીહાં કેસરીને કીહાં તે કુરંગં;
કીહાં વીશ્વનાથં કીહાં અન્ય દેવા, કરો એક ચીત્તે પ્રભુ પાસ સેવા. ૪
પુજો દેવી પ્રભાવતી પ્રાણનાથં, સહુ જીવને જે કરેછે સનાથં;
મહા તત્વ જાણી સદા જેહ ધ્યાવે, તેના દુઃખ દારીદ્ર દુરે પળાવે. ૫
પામી માનુષ્યોને વૃથા કાં ગમો છો, કુશીલે કરી દેહને કાં દમો છો;
નહી મુક્તી વાસં વિના વીતરાગં, ભજો ભગવંતં તજો દૃષ્ટી રાગં. ૬
ઉદય રત્ન વાચ્યે સદા હેત આણી, દયા ભાવ કીજે પ્રભુદાસ જાણી;
આજ મારે મોતીડે મેહ વુઠયા, પ્રભુ પાસ સંખેશ્વરો આપ ત્રુઠયા. ૭

# ૨ श्री महावीर जिन छंद.

સેવો વીરને ચિત્તમાં નિત્ય ધારો, અરિક્રોધને મનથી દુરવારો; સંતોષ વૃત્તિ ધરો ચિત્ત માંહી, રાગ દ્વેષથી દુર થાઓ ઉછાંહિં. ૧ પડયા મોહના પાસમાં જેહ પ્રાણી, શુદ્ધ તત્વની વાત તેણે ન જાણી; મનુ જન્મ પામી વૃથા કાં ગમોછો, જૈનમાર્ગ છંડી ભુલા કાં ભમો છો. ૨ અલોભી અમાની નીરાગી તજો છો, સલોભી સમાની સરાગી ભજો છો; હરિહરાદિ અન્યથી શું રમો છો, નદી ગંગ મુકી ગલીમાં પડો છો. ૩ કેઇ દેવ હાથે અસિ ચક્ર ધારા, કેઈ દેવ ઘાલે ગળે રૂંઢ માલા; કેઈ દેવ ઉત્સંગે રાખેછે વામા, કેઇ દેવ સાથે રમે વૃંદ રામા. ૪ કેઇ દેવ જપે લેઈ જપ માલા, કેઇ માંસ ભક્ષી મહા વીક કાળા; કેઈ યોગિણી ભોગિણી ભોગ રાગે, કેઇ રૂદ્રાણી છાગનો હોમ માગે. ૫ ઇસા દેવ દેવી તણી આસ રાખે, તદા મુક્તિનાં સુખને કેમ ચાખે; જદા લોભના થોકનો પાર નાવ્યો, તદા મધનો બિંદુઓ મન ભાવ્યો. ૬ જેહ દેવલાં આપણી આશ રાખે, તેહ પિંડને મનશું લેઅ ચાખે; દીન હીનની ભીડ તે કેમ ભાજે, ફુટો ઢોલ હોયે કહો કેમ વાજે. ૭ અરે મૂઢ ભ્રાતા ભજો મોક્ષ દાતા, અલોભી પ્રભુને ભજો વિશ્વખ્યાતા; રત્નચિંતામણિ સારીખો એહ સાચો, કલંકી કાચના પિંડશું મત રાચો. ૮ મંદ બુદ્ધિ શું જેહ પ્રાણી કહે છે, સવિ ધર્મ એકત્વ ભૂલો ભમેછે; કીહાં સર્ષવાને કીહાં મેરૂ ધીરં, કીહાં કાયરાને કીહાં શૂરવીરં. ૯ કીહાં સ્વર્ણથાલં કીહાં કુંભ ખંડં, કીહાં કોદ્રવાને કીહાં ખીરમંડં, કીહાં ખીર સિંધુ કીહાં ક્ષાર નીરં, કીહાં કામધેનુ કીહાં છાગખીરં. ૧૦ કીહાં સત્ય વાચા કીહાં કૂડવાણી, કીહાં રંકનારી કીહાં રાયરાણી; કીહાં નારકીને કીહાં દેવ ભોગી, કીહાં ઇંદ્ર દેહી કીહાં કુષ્ટ રોગી. ૧૧ કીહાં કર્મ ઘાતી કીહાં કર્મ ધારી, નમો

વીરસ્વામી ભજો અન્ય વારી; જિસી સેજમાં સ્વપ્નથી રાજ્ય પામી, રાચે મંદબુદ્ધિ ધરી જેહ સ્વામી. ૧૨ અથિર સુખ સંસારમાં મન માચે, તે જના મૂઢમાં શ્રેષ્ટ શું ઈષ્ટ છાજે; તજો મોહ માયા હરો દંભ રોશી, સજો પુણ્ય પોષી ભજો તે અરોષી. ૧૩ ગતિ ચાર સંસાર અપાર પામી, આવ્યા આશ ધારી પ્રભુ પાય સ્વામી; તુહીં તુહીં તુહીં પ્રભુ પર્મ રાગી, ભવ ફેરની શૃંખલા મોહ ભાગી. ૧૪ માનીએ વીરજી અર્જ છે એક મોરી. દીજે દાસકું સેવના ચરણ તોરી; પુન્ય ઉદય હુઓ ગુરૂ આજ મેરો, વિવેકે લહયો મેં પ્રભુ દર્શ તેરો. ૧૫

# ३ श्रीवीतरागाष्टक छंद.

શિવં શુદ્ધ બુદ્ધં પરં વિશ્વનાથં, ન દેવો ન બંધુ ર્ન કર્મ ન કર્તા; ન અંગં ન સંગં નચેચ્છા ન કાગં, ચિદાનંદ રૂપં નમો વીતરાગં. ૧. ન બંધો ન મોક્ષો ન રાગા દિલોકં, ન યોગં ન ભોગં ન વ્યાધિર્ન શોક. ન ક્રોધં ન માનં ન માયા ન લોભં, ચિ. ૨. ન હસ્તૌ ન પાદૌ ન ઘ્રાણં ન જિવ્હા, ન ચક્ષુર્ન કર્ણં ન વક્ત્રં ન નિદ્રા, ન સ્વામી ન ભૃત્યં ન દેવો ન મર્ત્યં. ચિ. ૩. ન જન્મ ન મૃત્યુર્ન મોહં ન ચિંતા, ન ક્ષુદ્રો ન ભીતો ન કૃશ્યં ન તુંદ્રા, ન સ્વેદં ન ખેદ ન વર્ણં ન મુદ્રા. ચિ. ૪. ત્રિદંડે ત્રિખંડે હરે વિશ્વનાથં, રૂષીકેશ વિધ્વસ્ત કર્મારિજાલં, ન પુણ્યં ન પાપં ન ચાક્ષાદિ પ્રાણં. ચિ. ૫. ન બાલો ન વૃદ્ધો ન તુચ્છો ન મૂઢો; ન ખેદં ન ભેદં ન મૂર્ત્તિર્ન મેહા, ન કૃષ્ણં ન શુકલં ન મોહં ન તંદ્રા. ચિ. ૬. આદ્યં ન મધ્યં ન અંતં ન માન્યા, ન દ્રવ્યં ન ક્ષેત્રં ન દ્રષ્ટો ન ભાવા, ન ગુર્વો ન શિષ્યો ન હીનં ન દીનં. ચિ. ૭. ઈદં જ્ઞાન રૂપં સ્વયં તત્વવેદી, ન પૂર્ણં ન શૂન્યં ન ચૈત્યસ્વરૂપી, ન અન્યોન્ય ભિન્નં ન પરમાર્થ મેકં. ચિ. ૮. (શાર્દૂલવિક્રીડિતં વૃત્તં), આત્મારામ ગુણાકરં ગુણનિધિં

ચૈતન્ય રત્નાકરં, સર્વે ભૂતગતાગતે સુખદુઃખે જ્ઞાતે ત્વયા સર્વગે, ત્રૈ-લોકયાધિપતે સ્વયં સ્વમનસા, ધ્યાયંતિ યોગીશ્વરા, વંદે તં હરિવં-શહર્ષ હ્દયં શ્રીમાન્ હ્દાભ્યુધતં ॥૯॥

# ૪ श्री गौतमाष्टक छंद.

વીર જીનેશ્વર કેરો શીષ્ય, ગૌતમ નામ જપો નિશદિશ;
જો કીજે ગૌતમનુ ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન. ૧
ગૌતમ નામે ગિરિવર ચઢે, મનવંછિત હેલા સંપજે;
ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંજોગ. ૨
જે વૈરી વિરૂઆ વંકડા, તસ નામે નાવે ઢુકંડા;
ભૂત પ્રેત નવિ ખંડે પ્રાણ, તે ગૌતમનાં કરૂ વખાણ. ૩
ગૌતમ નામે નિર્મળ કાય, ગૌતમ નામે વાધે આય;
ગૌતમ જીન સાસન શણગાર, ગૌતમ નામે જય જયકાર. ૪
શાલ દાલ સુરહા ઘૃત ગોલ, મનવંછિત કાપડ તંબોલ;
ઘરશું ઘરણી નિર્મળ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત. ૫
ગૌતમ ઉદયો અવિચળ ભાણ, ગૌતમ નામ જપો જગ જાણ;
મોહોટાં મંદીર મેરૂ સમાન, ગૌતમ નામ સફલ વિહાર. ૬
ઘરમ યુગલ ઘોડાની જોડ, વારૂ પોહોંચે વંછિત કોડ;
મહીયલ માને મોહોટા રાય, જો તૂઠે ગૌતમના પાય. ૭
ગૌતમ પ્રણમ્યાં પાતક ટળે, ઉત્તમ નરની સંગત મલે:
ગૌતમ નામે નિર્મલ જ્ઞાન, ગૌતમ નામે વાધે વાન. ૮
પુન્યવંત અવધારો સઉ, ગુરૂ ગૌતમના ગુણ છે બહુ;
કહે લાવણ્ય સમય કરજોડ, ગૌતમ તુઠે સંપતિ કોડ. ૯

**ઇતિ છંદો સંપુર્ણ.**

# अथ गुणमाळा बत्रीशी.

દેવ સદા અરહિંત મુજ, ગુરૂ ગુણવંત સુસાધ;
ધર્મ દયાધુર જિન કથીત, એ સમકિત મેં લાધ. ૧
અજ્ઞાનાદીક અડદશ દોષ. વર્જિત દ્વાદશ ગુણમણિ કોશ;
આદિકરાદિક સ્તવને યોગ, તે અરિહંત દેવ નીરોગ. ૨
સમ્યગ્ દર્શન જ્ઞાન ચરિત્ર, રત્ન ત્રયિ શિવપંથ પવિત્ર;
તામે જે ગણિ પાઠક યતી, કરે પ્રજત્ન સુગુરૂ જીનમતિ. ૩
હિંસાદિક જે પાપ અઢાર, તે ઉપાધિ કરી રહિત ઉદાર;
સમકિત વિનય દયા જસુ મૂલ, તે જીન ધરમ કરમ પ્રતિકુળ. ૪
શ્રી અરિહંતાદીક પદ પંચ, તાસ નમણ હત પાપ પ્રપંચ;
સહુ મંગળમેં મંગળ મુખી, વલી તે નમણ કરત શીવસુખી. ૫
શ્રીઅરિહંત દેવ તસુ શ્રમણ, સુગુરૂ સુધર્મ પંચ પદ નમણ;
એહ વસે નીત જાકે મણે, તે નર ધન્ય કૃતારથ ગણે. ૬
ચઉ કસાય ષટ હાસ અજ્ઞાન, હિંસા જુઠ અદત્તાદાન;
પ્રેમ પ્રસંગ મદ મચ્છર એવ, અડદશ દોશ રહિત જિન દેવ. ૭
રાગ દ્વેશ અવિરતિ મિથ્યાત, હાસ્યાદિક ષટ કામ વિખ્યાત;
વિઘ્ન પંચ નિદ્રા અજ્ઞાન, અડદશ દોષ રહિત ભગવાન. ૮
ભામંડલ અશોક તરૂ ઇષ્ટ, દુંદુભિ દિવ્ય ધ્વનિ કજ વૃષ્ટ;
સિંહાસન ચામર વર છત્ર, પ્રાતિહાર્ય વસુ જિનવર યત્ર. ૯
જ્ઞાન વચન પુજા એ ત્રયે, કષ્ટ નાશ ચોથો અતિશયે;
પ્રાતિહાર્ય અડઅતિશય ચાર, ઇમિ અરિહંત તણા ગુણ બાર. ૧૦
પરમ જ્ઞાન દર્શન સુપવિત્ત, અક્ષય સુખ ક્ષાયક સમકિત્ત;
અચલ અમૂર્ત્ત અનવગાહસુ, વિર્ય અનંત સિદ્ધ ગુણ વસુ. ૧૧
લોચન શ્રોત્રઘ્રાણ રસ ફરસ, ઇંદ્રિય પાંચ દમણ ગુણ સરસ;

ક્રોધ માન માયા વલી લોભ, ચઉ કષાય વર્જન ગુણ શોભ. ૧૨
સ્ત્રી નપુંસ પશુ થાનક હરે, કથા કામનીનિ નવિ કરે;
સ્ત્રી આસન નહિ બેસે કહિ, જુએ સરાગ દ્રષ્ટિએ નહિ. ૧૩
ભિંત કનાત અંતરે જિહાં, સ્ત્રી શબ્દ આવે ન વસે તિહાં;
નવિ સંભારે પૂરવ ભોગ, ન કરે સરસઆહાર ભવ રોગ. ૧૪
વલી ન કરે અતિ માત્રાહાર, વરજે દેહ શોભા શ્રૃંગાર;
બ્રહ્મચર્યની એ નવ વાડ, પામે ન પડે શીળે ધાડ. ૧૫
હિંસા જુઠ અદત્તાદાન, મૈથુન પરિગ્રહનો પચખાણ;
ત્રણ કરણ ત્રણ યોગે જોય, પાંચ મહાવ્રત કહીયે તેય. ૧૬
ઇર્યા ભાષા વલી એષણ, ગ્રહણ નીખેપણ પરિષ્ટાપણ;
સમિતિ પંચ વલી મન વચ કાય, ગોપે ત્રણ ગુપ્તિ ગુણ થાય. ૧૭
જ્ઞાનાચાર દર્શનાચાર, વલી ચારિત્રાચાર ઉદાર;
તપાચાર સુવિર્યાચાર, ગુણ છત્રીસ સુરીના સાર. ૧૮
અંગ અગ્યારે બાર ઉવંગ, ચરણ કરણ સત્તરિ બે ચંગ;
અથવા અંગ પૂર્વ પચવીસ, ગુણ પાઠક મુનિરાજ જગીસ. ૧૯
પાંચ મહાવ્રત પણ ગુણ સંચ, ઇંદ્રિય પાંચ દમણ ગુણ પંચ;
ચઉ કસાય વર્જન ગુણ ચ્યાર, વર વૈરાગ્ય ક્ષમા ભંડાર. ૨૦
ભાવ કરણ યોગ ત્રય સાચ, સમુધારણ મન તનુવળી વાચ;
સમ્યગ દર્શન જ્ઞાન ચરિત્ર, ત્રણ ત્રણ ગુણ નવક પવિત્ર. ૨૧
શીતોષ્ણાદિ વેદના સહન, મરણાંતક ઉપસર્ગ સુસહન;
એ સગવીસ ગુણે સંપન્ન, શિવ સાધક સાધુ તે ધન્ન. ૨૨
અષ્ટોતર શત ગુણ મણી માલ, કંઠ કરો ભવિયણ વિધિ નાલ;
નિરૂપમ ચૌદ પુર્વનો સાર, સારે સયલ કાજ નિરધાર. ૨૩
આતમ પટમલ ખાલણ ખ્યાર, સકલ કુશળ વલ્લી જલધાર;
સા ગુણમાળા કંઠે કરી, શેઠ સુદર્શનને શીવ વરી. ૨૪

અષ્ટ પ્રકાર જ્ઞાનાચાર, કાળ સુવિનયાદિક ઉરધાર:
તત્વ અતત્વ તણી ઓળખાણ, થાય જેહથી તે છે જ્ઞાન. ૨૫
વસુ વિધ દર્શનના આચાર, તે નિઃશંકતાદિક હીતકાર;
જિન વચને સાચો શ્રધાન, તે સમ્યક્ દર્શન ભવિ જાન. ૨૬
પાંચ સમીતિ ત્રણ ગુપ્તિસાર, ચરણાચાર અષ્ટ પ્રકાર;
નિજ ગુણ થિરતા સંવર સાર, તે ચારિત્ર મોક્ષ દાતાર. ૨૭
બાહ્ય અભિંતર તપ વિધ બાર, અણસણાદિ તે તપ આચાર;
અનલોપગ જસુ જે નિજ ધ્યાન, તે તપ જાણે ચતુર સુજાણ.૨૮
દર્શન જ્ઞાન ચરણ તપ શુદ્ધ, ચતુર મિલાપ મોક્ષ અવિરૂદ્ધ;
જનમ મરણ ઉપદ્રવ રહિત, સદા અવસ્થિત થિર ગુણ સહિત. ૨૯
ભાવ રોગ વસુ કર્મ નિરસ્ત, પાંચ અનંત અનંત પ્રશસ્ત;
અજ અવિનાશી અવ્યાબાધ, સિદ્ધ બુદ્ધ પરમાતમ સાધ. ૩૦
મોક્ષ વિશુદ્ધ આતમા એક, ભેદ નયે કરી નામ અનેક;
તે સાધો તજિ કર્મ નિધાન, કરી સુપરે ભવિ નવ પદ ધ્યાન ૩૧
સય ઓગણીસ બત્તીસે સાલ, સુગુરૂ બુદ્ધિ બળ લહી રસાલ;
રાજપુરે ગુણમાળા રચિ, મોહ નિવારણ કારણ સચિ. ૯૨

ઇતિ ગુણમાળા સંપુર્ણ.

# जिन नव अंग पुजाना दुहा.

જળ ભરી સંપુટ પત્રમાં, જુગલીક નર પુજંત;
રિખવ ચરણ અંગુઠડે, દાયક ભવજળ અંત. ૧
જાનુ બળે કાઉસગ રહ્યા, વિચરયા દેશ વિદેશ;
ખડાં ખડાં કેવળ લહ્યું, પૂજો જાનું નરેશ. ૨
લોકાંતિક વચને કરી, વરસ્યા વરશી દાન;
કરકાંડે પ્રભુ પુજતાં, પુજો ભવિ બહુ માન. ૩

માન ગયો હોય અંસથી, દેખી વીર્ય અનંત;
ભુજા બળે ભવજળ તરયા, પુજો ખંધ મહંત. ૪
સદ્ધસિલ્લા ગુણ ઉજળી, લોકાંતે ભગવંત;
વશીયા તેણે કારણુ ભવી, સિર શીખા પુજન. ૫
તિર્થંકર પદ પુન્યથી, ત્રિભુવન જન સેવંત;
ત્રિભુવન તિલક સમા પ્રભુ, ભાળ તિલક જયવંત. ૬
સોળ પોહોર પ્રભુ દેશના, કંઠે વિવર વરતુલ;
મધુરધ્વની સુરનર સુણે, તીણે ગળે તિલક અમુલ. ૭
હૃદય કમળ ઉપસમ બળે, બાળ્યા રાગને રોષ;
હેમ દહે વન ખંડને, હૃદય તીલક સંતોષ. ૮
રત્ન ત્રયી ગુણ ઉજળી, સકળ સુગુણ વીશરામ;
નાભી કમળની પુજના, કરતાં અવિચળ ધામ. ૯
ઉપદેશક નવ તત્વના, તિણે નવ અંગ જીણંદ;
પુજો બહુ વિધ રાગશું, કહે સુભ વીર મુણંદ. ૧૦
ઇતિ નવ અંગ પૂજાના દુહા સંપૂર્ણ.

# अथ अष्टप्रकारी पूजाना दूहा.

ન્હવણ વિલેપન કૂસુમની, ધૂપ દીપ મનોહાર;
અખંડ અક્ષત નૈવેધની, અષ્ટમી ફળ સુવચાર. ૧
ભાવસ્તવનને કારણે, દ્રવ્યસ્તવ અધિકાર;
કારણુથી કારજ સધે, તેણે ધૂર પૂજ ઉદાર. ૨
ઇણી પરે જળ પુજા કરી, કરીએ અપ્પા શુદ્ધ;
માને છિણુ જે એહમાં, જાણો તેહ અબુદ્ધ. ૩
હવે કરવા ગુણ વાસના, અસંખ્યાત પ્રદેશ;
ચંદનની પૂજા કરો, આણી ભાવ વિશેષ. ૪
પૂજાને પારણામ હોઉ, કરો ચંદનકી રીત;

શીતળતાને સુગંધતા, જિમ ભાજે ભવભીત. ૫
હવે ત્રીજી સુમનસ તણી, પૂજા અતિહિ ઉદાર;
સુમનસ સુખ જિણથી લહે, તિણે સુમનસ પરકાર. ૬
પ્રણિધાને સદ્ગતિ હોએ, પૂજથી કીમ નવી હોય;
સુગનસ ભાવે દુર્ગતા, પૂજ પંચાશક જોય. ૭
હુતાશનથી કક્ષ જયું, તિમ ધ્યાનાનલે કર્મ;
તિણે મિશે ધૂપ પુજા કરો, પામો જયું શિવશર્મ. ૮
ઇણપરિ ધૂપ પૂજા કરી, જિન આગળ શુભ ભાવ;
ટાળી વિભાવની પરિણતી, દૂર કરો પરભાવ. ૯
જગ પ્રદીપ પુર દીપ શુભ, કરતાં ભાવો એહ;
અવરાણું જે અનાદિનું, ज्ञान લહો નિજ તેહ. ૧૦
કેવળનાણ પઇવશુ, જયું લહે લોકા લોક;
ત્યું પૂજા દ્રવ્ય દીપની, કરતાં શિવફળ રોક. ૧૧
હવે અક્ષત પૂજા કરો, શાલિવ્રીહિ ગોધૂમ;
ઉજવળ પ્રભુ પુર ઢોઇને, ટાળો મોહકી ધુમ. ૧૨
અક્ષય ફળ લેવા ભણી, અક્ષત પૂજા ઉદાર;
ઈહ ભવ પણ નવિ ક્ષય હોયે, રાજ રિધિ ભંડાર. ૧૩
હવે નૈવેદ્ય નિવેદના, કીજે જીમ હલીરાય;
ભવ નિર્વેદ પ્રભુ મુખે, માગો અવિચળ ઠાય. ૧૪
કર્તા ભોક્તા મુજ નહીં, પુદ્ગલ ભાવનો જીવ;
તિણે પુદ્ગલની ત્યાજના, કરતાં શર્મ સદૈવ. ૧૫
ફળ પૂજા કરતાં થકાં, સફલ કરો અવતાર;
ફલ માગો પ્રભુ આગલે, તાર તાર મુજ તાર. ૧૬
જસ ફલ ઓપમ જગ નહીં, પામ્યા પછી ન અંત;
અવ્યાબાધ અચળ અરૂજ, માગો સુખ અનંત. ૧૭

**ઇતિ અષ્ટ પ્રકારી પૂજાના દુહા સંપૂર્ણ.**

# अथ श्रीचोवीश जिनानां एकसोने वीश कल्याणकनीं तिथियो.

પ્રત્યેક તીર્થંકરનાં પાંચ પાંચ કલ્યાણુક હોયછે. ને તે એકેકા ક. લ્યાણુકને દીવસે ગણુણું ગણાયછે.

જે દીવસે શ્રી તીર્થંકર પર ગતીથી ચવીને માતાના ઉદરને વિષે આવેછે તે દીવસેચ્યવન કલ્યાણુક કહેવાયછે તે વખતે **'परमेष्ठिनेनमः'**

જે દીવસે શ્રી તીર્થંકરનું જન્મ થાયછે તે દીવસે જન્મ કલ્યાણુક કહેવાયછે તે વખતે **"अर्हतेनमः"**

જે દીવસે શ્રી તીર્થંકર દીક્ષા લઇ મુનિપણું ધારણ કરે છે તે દીવસ દીક્ષા કલ્યાણુક કહેવાયછે તે વખતે **"नाथाथनमः"**

જે દીવસે શ્રી તીર્થંકર ભગવાનને કેવલજ્ઞાન ઉત્પન્ન થાયછે તે દીવસે સંપૂર્ણ જ્ઞાન કલ્યાણુક કહેછે તે વખતે **"सर्वज्ञायनमः"**

જે દીવસે શ્રીતીર્થંકર ભગવાનને મોક્ષની પ્રાપ્તિ થાયછે તે દીવસે નિર્વાણ કલ્યાણુક કહેવાયછે તે વખતે **"पारंगतायनमः"** એ પ્રકારે ગણુણું ગણાય છે.

એ રીતે પાંચ કલ્યાણુક એકેકા તીર્થંકરના ગણતાં ચોવીસ જીનનાં એકશોને વીશ કલ્યાણુક થાયછે તેના દીવસો નીચે પ્રમાણે.

આમાં લખેલી તિથીઓ હાલમાં અહીંઆ ચાલતી રીતથી જુદી ગણેલીછે. માટે તે એ પ્રમાણે ગણવું. કે અહીંઆ દરેક માસમાં પ્રથમ વદિ પક્ષ લખેલોછે તે આપણી રીત પ્રમાણે પાછલના માસની વદિ પક્ષ ગણવો અને શુદિ પક્ષતો બરોબરછે. ફકત વદિમાંજ ફેર છે. જેમકે આપણે જે આસોવદ તે આ ચોપડીમાં લખેલી કારતકવદ તેજછે. એ પ્રમાણે સઘળે ઠેકાણે સમજવું.

| માસ | તીર્થંકર | તીથીયો. | કલ્યાણુક. |
| --- | --- | --- | --- |
| કા૦ | ૩ | વ—૫ | કેવલજ્ઞાન. |
| ,, | ૨૨ | વ–૧૨ | ચ્યવન. |
| ,, | ૬ | વ–૧૨ | જનમ્યા. |
| ,, | ૬ | વ–૧૩ | દીક્ષા લીધી. |
| ,, | ૨૪ | વ–૩૦ | મોક્ષ પામ્યા |
| ,, | ૯ | શુ—૩ | કેવળજ્ઞાન. |
| ,, | ૧૮ | શુ–૧૨ | કેવળજ્ઞાન. |
| મા૦ | ૯ | વ—૫ | જનમ્યા. |
| ,, | ૯ | વ—૬ | દીક્ષા લીધી. |
| ,, | ૨૪ | વ–૧૦ | દીક્ષા લીધી. |
| ,, | ૬ | વ–૧૧ | મોક્ષપામ્યા. |
| ,, | ૧૮ | શુ–૧૦ | જનમ્યા. |
| ,, | ૧૮ | શુ–૧૦ | મોક્ષ પામ્યા |
| ,, | ૧૮ | શુ–૧૧ | દીક્ષાલીધી. |
| ,, | ૧૯ | શુ–૧૧ | જનમ્યા. |
| ,, | ૧૯ | શુ–૧૧ | દીક્ષાલીધી. |
| ,, | ૧૯ | શુ–૧૧ | કેવળજ્ઞાન. |
| ,, | ૨૧ | શુ–૧૧ | કેવળ જ્ઞાન. |
| ,, | ૩ | શુ–૧૪ | જનમ્યા. |
| ,, | ૩ | શુ–૧૫ | દીક્ષાલીધી. |
| પો૦ | ૨૩ | વ–૧૦ | જનમ્યા. |
| ,, | ૨૩ | વ–૧૧ | દીક્ષા લીધી. |
| ,, | ૮ | વ–૧૨ | જનમ્યા. |
| ,, | ૮ | વ–૧૩ | દીક્ષા લીધી. |

| માસ | તીર્થંકર | તીથીયો. | કલ્યાણુક. |
| --- | --- | --- | --- |
| ,, | ૧૦ | વ–૧૪ | કેવલજ્ઞાન. |
| ,, | ૧૩ | શુ—૬ | કેવલજ્ઞાન. |
| ,, | ૨ | શુ—૯ | કેવળજ્ઞાન. |
| ,, | ૨ | શુ–૧૧ | કેવળજ્ઞાન. |
| ,, | ૪ | શુ–૧૪ | કેવળજ્ઞાન. |
| ,, | ૧૫ | શુ–૧૫ | કેવળજ્ઞાન. |
| મા૦ | ૬ | વ—૬ | ચ્યવન. |
| ,, | ૧૦ | વ–૧૨ | જનમ્યા. |
| ,, | ૧૦ | વ–૧૨ | દીક્ષા લીધી. |
| ,, | ૧ | વ–૧૩ | મોક્ષ પામ્યા. |
| ,, | ૧૧ | વ–૩૦ | કેવળજ્ઞાન. |
| ,, | ૪ | શુ—૨ | જનમ્યા. |
| ,, | ૧૨ | શુ—૨ | કેવળજ્ઞાન. |
| ,, | ૧૫ | શુ—૩ | જનમ્યા. |
| ,, | ૧૩ | શુ—૩ | જનમ્યા. |
| | ૧૩ | શુ—૪ | દીક્ષા લીધી. |
| ,, | ૨ | શુ—૮ | જનમ્યા. |
| ,, | ૨ | શુ—૯ | દીક્ષા લીધી. |
| ,, | ૪ | શુ–૧૨ | દીક્ષા લીધી. |
| ,, | ૧૫ | શુ–૧૩ | દીક્ષા લીધી. |
| ફા૦ | ૭ | વ—૬ | કેવળજ્ઞાન. |
| ,, | ૭ | વ—૭ | મોક્ષ પામ્યા. |
| ,, | ૮ | વ—૭ | કેવળજ્ઞાન. |
| ,, | ૯ | વ—૯ | ચ્યવન. |

| | | |
|---|---|---|
| ,, | ૧ વ-૧૧ | કેવળજ્ઞાન. |
| ,, | ૨૦ વ-૧૨ | કેવળજ્ઞાન. |
| ,, | ૧૧ વ-૧૨ | જનમ્યા. |
| ,, | ૧૧ વ-૧૩ | દીક્ષા લીધી. |
| ,, | ૧૨ વ-૧૪ | જનમ્યા. |
| ,, | ૧૨ વ-૩૦ | દીક્ષા લીધી. |
| ,, | ૧૮ શુ-૨ | ચ્યવન. |
| ,, | ૧૯ શુ-૪ | ચ્યવન. |
| ,, | ૩ શુ-૮ | ચ્યવન. |
| ,, | ૨૦ શુ-૧૨ | દીક્ષા લીધી. |
| ,, | ૧૯ શુ-૧૨ | મોક્ષ પામ્યા. |
| ચૈ. | ૨૩ વ-૪ | ચ્યવન. |
| ,, | ૨૩ વ-૪ | કેવલજ્ઞાન. |
| ,, | ૮ વ-૫ | ચ્યવન, |
| ,, | ૧ વ-૮ | જનમ્યા. |
| ,, | ૧ વ-૮ | દીક્ષા લીધી. |
| ,, | ૧૭ શુ-૩ | કેવલજ્ઞાન. |
| ,, | ૧૪ શુ-૫ | મોક્ષ પામ્યા |
| ,, | ૨ શુ-૫ | મોક્ષ પામ્યા |
| ,, | ૩ શુ-૫ | મોક્ષ પામ્યા |
| ,, | ૫ શુ-૯ | મોક્ષ પામ્યા |
| ,, | ૫ શુ-૧૧ | કેવલજ્ઞાન |
| ,, | ૨૪ શુ-૧૩ | જનમ્યા. |
| ,, | ૬ શુ-૧૫ | કેવલજ્ઞાન. |
| વૈ. | ૧૧ વ-૧ | મોક્ષ પામ્યા. |
| ,, | ૧૦ વ-૨ | મોક્ષ પામ્યા. |
| ,, | ૧૭ વ-૫ | દીક્ષા લીધી. |
| ,, | ૧૦ વ-૬ | ચ્યવન. |
| ,, | ૨૧ વ-૧૦ | મોક્ષ પામ્યા. |
| ,, | ૧૪ વ-૧૩ | જનમ્યા. |
| ,, | ૧૪ વ-૧૪ | દીક્ષા લીધી. |
| ,, | ૧૪ વ-૧૪ | કેવલજ્ઞાન. |
| ,, | ૧૭ વ-૧૪ | જનમ્યા. |
| ,, | ૪ શુ-૪ | ચ્યવન. |
| ,, | ૧૫ શુ-૭ | ચ્યવન. |
| ,, | ૪ શુ-૮ | મોક્ષ પામ્યા. |
| ,, | ૫ શુ-૮ | જનમ્યા. |
| ,, | ૫ શુ-૯ | દીક્ષા લીધી. |
| ,, | ૨૪ શુ-૧૦ | કેવલજ્ઞાન. |
| ,, | ૧૩ શુ-૧૨ | ચ્યવન. |
| ,, | ૨ શુ-૧૩ | ચ્યવન. |
| ,, | ૧૧ વ-૬ | ચ્યવન. |
| ,, | ૨૦ વ-૮ | જનમ્યા. |
| ,, | ૨૦ વ-૯ | મોક્ષ પામ્યા. |
| ,, | ૧૬ વ-૧૩ | જનમ્યા. |
| ,, | ૧૬ વ-૧૩ | મોક્ષ પામ્યા. |
| ,, | ૧૬ વ-૧૪ | દીક્ષા લીધી. |
| ,, | ૧૫ શુ-૫ | મોક્ષ પામ્યા. |
| ,, | ૧૨ શુ-૯ | ચ્યવન. |
| ,, | ૭ શુ-૧૨ | જનમ્યા. |
| ,, | ૭ શુ-૧૩ | દીક્ષા લીધી. |
| જ્ય. | ૧ વ-૪ | ચ્યવન. |

,, ૧૩ વ-૭ મોક્ષ પામ્યા.
,, ૨૧ વ-૯ દીક્ષા લીધી.
,, ૨૪ શુ-૬ ચ્યવન.
,, ૨૨ શુ-૮ મોક્ષ પામ્યા.
,, ૧૨ શુ-૧૪ મોક્ષ પામ્યા.
આ. ૧૧ વ-૩ મોક્ષ પામ્યા.
,, ૧૪ વ-૭ ચ્યવન,
,, ૨૧ વ-૮ જનમ્યા.
,, ૧૭ વ-૯ ચ્યવન.
,, ૫ શુ-૨ ચ્યવન.

,, ૨૨ શુ-૫ જનમ્યા.
,, ૨૨ શુ-૬ દીક્ષા લીધી.
,, ૨૩ શુ-૮ મોક્ષ પામ્યા.
,, ૨૦ શુ-૧૫ ચ્યવન.
ભા. ૧૬ વ-૭ ચ્યવન.
,, ૮ વ-૭ મોક્ષ પામ્યા.
,, ૭ વ-૮ ચ્યવન.
,, ૯ શુ-૯ મોક્ષ પામ્યા.
આ. ૨૨ વ-૩૦ કેવળજ્ઞાન.
,, ૨૧ શુ-૧૫ ચ્યવન.



# अथ श्री मौन एकादशीनु दोढशो कल्याणिकनु गणणुं प्रारंभ.

## નીચે લખેલા કોઠામાં સંક્ષેપે લખેલા શબ્દની વીગત.

સર્વ૦=સર્વજ્ઞાયનમઃ
નાથા૦=નાથાયનમઃ
અર્હં૦=અર્હતેનમઃ

**૧ જંબુદ્વીપે ભરતે અતીત ચોવીશી.**

૪ શ્રી મહાયશ સર્વ૦
૬ શ્રી સર્વાનુભૂતિ અર્હં૦
૬ શ્રી સર્વાનુભૂતિ નાથા૦
૬ શ્રી મર્વાનુભૂતિ સર્વ૦
૭ શ્રી શ્રીધર નાથા૦

**૨ જંબુદ્વીપે ભરતે વર્તમાન ચોવીશી.**

૨૧ શ્રી નમીનાથ સર્વ૦
૧૯ શ્રી મલ્લિનાથ અર્હં૦
૧૯ શ્રી મલ્લિનાથ નાથા૦
૧૯ શ્રી મલ્લિનાથ સર્વ૦
૧૮ શ્રી અરનાથ નાથા૦

૩ જંબુદ્વીપે ભરતે અનાગત ચોવીશી

૪ શ્રી સ્વયંપ્રભ સર્વ૦
૬ શ્રી દેવશ્રુત અર્હં૦
૬ શ્રી દેવશ્રુત નાથા૦
૬ શ્રી દેવશ્રુત સર્વ૦
૭ શ્રી ઉદયનાથ નાથા૦

૪ ધાતકી ખંડે પૂર્વ ભરતે અતીત ચોવીશી.

૪ શ્રી અકલંક સર્વ૦
૬ શ્રી શુભંકરનાથ અર્હં૦
૬ શ્રી શુભંકરનાથ નાથા૦
૬ શ્રી શુભંકરનાથ સર્વ૦
૭ શ્રી સપ્તનાથ નાથા૦

૫ ધાતકી ખંડે પૂર્વ ભરતે વર્તમાન ચોવીશી.

૨૧ શ્રી બ્રહ્મેંદ્રનાથ સર્વ૦
૧૯ શ્રી ગુણનાથ અર્હં૦
૧૯ શ્રી ગુણનાથ નાથા૦
૧૯ શ્રી ગુણનાથ સર્વ૦
૧૮ શ્રી ગાંગિકનાથ નાથા૦

૬ ધાતકી ખંડે પૂર્વ ભરતે અનાગત ચોવીશી.

૪ શ્રી સાંપ્રત સર્વ૦
૬ શ્રી મુનીનાથ અર્હં૦
૬ શ્રી મુનીનાથ નાથા૦
૬ શ્રી મુનીનાથ સર્વ૦
૬ શ્રી વિશિષ્ટનાથ નાથા૦

૭ પુષ્કર વર દ્વીપે પુર્વ ભરતે અતીત ચોવીશી

૪ શ્રી મૃદુનાથ સર્વ૦
૬ શ્રી વ્યક્તનાથ અર્હં૦
૬ શ્રી વ્યક્તનાથ નાથા૦
૬ શ્રી વ્યક્તનાથ સર્વ૦
૭ શ્રી કલાશત નાથા૦

૮ શ્રીપુષ્કર વર દ્વીપે પુર્વ ભરતે વર્તમાન ચોવીશી

૨૧ શ્રી અરણ્યવાસ સર્વ૦
૧૯ શ્રી યોગનાથ અર્હં૦
૧૯ શ્રી યોગનાથ નાથા૦
૧૯ શ્રી યોગનાથ સર્વ૦
૧૮ શ્રી અયોગનાથ નાથા૦

૯ પુષ્કર વર દ્વીપે પુર્વ ભરતે અનાગત ચોવીશી

૪ શ્રી પરમ સર્વ૦
૬ શ્રી શુદ્ધાર્તીનાથ અર્હં૦
૬ શ્રી શુદ્ધાર્તીનાથ નાથા૦
૬ શ્રી શુદ્ધાર્તીનાથ સર્વ૦
૭ શ્રી નિઃકેશનાથ નાથા૦

**૧૦ ધાતકી ખંડે પશ્ચિમ ભરતે અતીત ચોવીશી**

૪ શ્રી સર્વાર્થ સર્વ૦
૬ શ્રી હરિભદ્ર અર્હં૦
૬ શ્રી હરિભદ્ર નાથા૦
૬ શ્રી હરિભદ્ર સર્વ૦
૭ શ્રી મગધાધિપ નાથા૦

**૧૧ ધાતકી ખંડે પશ્ચિમ ભરતે વર્તમાન ચોવીશી.**

૨૧ શ્રી પ્રયચ્છ સર્વ૦
૧૯ શ્રી અક્ષોભનાથ અર્હં૦
૧૯ શ્રી અક્ષોભનાથ નાથા૦
૧૯ શ્રી અક્ષોભનાથ સર્વ૦
૧૮ શ્રી ગલયસિંહ સર્વ૦

**૧૨ ધાતકી ખંડે પશ્ચિમ ભરતે અનાગત ચોવીશી.**

૪ શ્રી દીનરૂક સર્વ૦
૬ શ્રી ધનદનાથ અર્હં૦
૬ શ્રી ધનદનાથ નાથા૦
૬ શ્રી ધનદનાથ સર્વ૦
૭ શ્રી પૌષધનાથ નાથા૦

**૧૩ પુષ્કરવર દ્વીપે પશ્ચિમ ભરતે અતીત ચોવીશી.**

૪ શ્રી પ્રલંબ સર્વ૦
૬ શ્રી ચારિત્રનિધિ અર્હં૦
૬ શ્રી ચારિત્રનિધિ નાથા૦
૬ શ્રી ચારિત્રનિધિ સર્વ૦
૭ શ્રી પ્રશમરાજિત નાથા૦

**૧૪ પુષ્કરવર દ્વીપે પશ્ચિમ ભરતે વર્તમાન ચોવીશી.**

૨૧ શ્રી સ્વામી સર્વજ્ઞાય૦
૧૯ શ્રી વિપરીતનાથ અર્હં૦
૧૯ શ્રી વિપરીતનાથ નાથા૦
૧૯ શ્રી વિપરીતનાથ સર્વ૦
૧૮ શ્રી પ્રસાદનાથ નાથા૦

**૧૫ પુષ્કરવર દ્વીપે પશ્ચિમ ભરતે અનાગત ચોવીશી.**

૪ શ્રી અઘટિતનાથ સર્વ૦
૬ શ્રી ભ્રમણેંદ્રનાથ અર્હં૦
૬ શ્રી ભ્રમણેંદ્રનાથ નાથા૦
૬ શ્રી ભ્રમણેંદ્રનાથ સર્વ૦
૭ શ્રી ઋષભચંદ્ર નાથા૦

**૧૬ જંબુદ્વીપે એરવ્રતે અતીત ચોવીશી**

૪ શ્રી દયાંત સર્વ૦
૬ શ્રી અભિનંદનનાથ અર્હં૦
૬ શ્રી અભિનંદનનાથ નાથા૦
૬ શ્રી અભિનંદનનાથ સર્વ૦
૭ શ્રી રત્નેશનાથ નાથા૦

**૧૭ જંબુદ્વીપે એરવ્રતે વર્તમાન ચોવીશી.**

૨૧ શ્રી શ્યામકોષ્ટ સર્વ૦

૧૯ શ્રી મરૂદેવનાથ અર્હં૦
૧૯ શ્રી મરૂદેવનાથ નાથા૦
૧૯ શ્રી ગરૂદેવનાથ સર્વ૦
૧૮ શ્રી અતિપાર્શ્વ નાથા૦

**૧૮ જંબુદ્વીપે ઐરવૃતે અનાગત ચોવીશી.**

૪ શ્રી નંદીષેણ સર્વ૦
૬ શ્રી વ્રતધરનાથ અર્હં૦
૬ શ્રી વ્રતધરનાથ નાથા૦
૬ શ્રી વ્રતધરનાથ સર્વ૦
૭ શ્રી નિર્વાણનાથ નાથા૦

**૧૯ ધાતકી ખંડે પુર્વ ઐરવૃતે અતિત ચોવીશી.**

૪ શ્રી સૌંદર્ય સર્વ૦
૬ શ્રી ત્રિવિક્રમનાથ અર્હં૦
૬ શ્રી ત્રિવિક્રમનાથ નાથા૦
૬ શ્રી ત્રિવિક્રમનાથ સર્વ૦
૭ શ્રી નરસિંહનાથ નાથા૦

**૨૦ ધાતકીખંડે પુર્વ ઐરવૃતે વર્તમાન ચોવીશી.**

૨૧ શ્રી ખેમંત સર્વ૦
૧૯ શ્રી સંતોષિતનાથ અર્હં૦
૧૯ શ્રી સંતોષિતનાથ નાથા૦
૧૯ શ્રી સંતોષિતનાથ સર્વ૦
૧૮ શ્રી કામનાથ નાથા૦

**૨૧ ધાતકીખંડે પૂર્વ ઐરવૃતે અનાગત ચોવીશી.**

૪ શ્રી મુનિનાથ સર્વ૦
૬ શ્રી ચંદ્રદાહ અર્હં૦
૬ શ્રી ચંદ્રદાહ નાથા૦
૬ શ્રી ચંદ્રદાહ સર્વ૦
૭ શ્રી દિલાદીત્ય નાથા૦

**૨૨ પુષ્કરાર્ધે પૂર્વ ઐરવૃતે અતીત ચોવીશી.**

૪ શ્રી અષ્ટાહિક સર્વ૦
૬ શ્રી વણિક્નાથ અર્હં૦
૬ શ્રી વણિક્નાથ નાથા૦
૬ શ્રી વણિક્નાથ સર્વ૦
૭ શ્રી ઉદયજ્ઞાન નાથા૦

**૨૩ પુષ્કરાર્ધે પૂર્વ ઐરવૃતે વર્તમાન ચોવીશી.**

૨૧ શ્રી તમોકંદ સર્વ૦
૧૯ શ્રી સાયકાક્ષ અર્હં૦
૧૯ શ્રી સાયકાક્ષ નાથા૦
૧૯ શ્રી સાયકાક્ષ સર્વ૦
૧૮ શ્રી ક્ષેમંતનાથ નાથા૦

**૨૪ પુષ્કરાર્ધે પૂર્વ ઐરવૃતે અનાગત ચોવીશી.**

૪ શ્રી નિર્વાણીક સર્વ૦
૬ શ્રી રવિરાજ અર્હં૦

૬ શ્રી રવિરાજ નાથા૦
૬ શ્રી રવિરાજ સર્વં૦
૭ શ્રી પ્રથમનાથ નાથા૦

૨૫ ધાતકીખંડે પશ્ચિમ ઐં-રવૃતે અતીત ચોવીશી.

૪ શ્રી પુરૂરવા સર્વં૦
૬ શ્રી અવબોધ અર્હં૦
૬ શ્રી અવબોધ નાથા૦
૬ શ્રી અવબોધ સર્વં૦
૭ શ્રી વિક્રમેંદ્ર નાથા૦

૨૬ ધાતકીખંડે પશ્ચિમ ઐર-વૃતે વર્તમાન ચોવીશી.

૨૧ શ્રી સુશાંતિ સર્વં૦
૧૯ શ્રી હરદેવ અર્હં૦
૧૯ શ્રી હરદેવ નાથા૦
૧૯ શ્રી હરદેવ સર્વં૦
૧૮ શ્રી નંદીકેશ નાથા૦

૨૭ ધાતકીખંડે પશ્ચિમ ઐર-વૃતે અનાગત ચોવીશી

૪ શ્રી મહામૃગેંદ્ર સર્વં૦
૬ શ્રી અશોચિત અર્હં૦
૬ શ્રી અશોચિત નાથા૦
૬ શ્રી અશોચિત સર્વં૦
૭ શ્રી ધર્મેંદ્રનાથ નાથા૦

૨૮ શ્રીપુષ્કર વર દ્વીપે પશ્ચિમ ઐરવૃતે અતીત ચોવીશી

૨૧ શ્રી અશ્વવૃંદ સર્વં૦
૧૯ શ્રી કુટિલક અર્હં૦
૧૯ શ્રી કુટિલક નાથા૦
૧૯ શ્રી કુટિલક સર્વં૦
૧૮ શ્રી વર્ધમાન નાથા૦

૨૯ પુષ્કર વર દ્વીપેપશ્ચિમે ઐ-રવૃતે વર્તમાન ચોવીશી

૨૧ શ્રી નંદિકેશ સર્વં૦
૧૯ શ્રી ધર્મચંદ્ર અર્હં૦
૧૯ શ્રી ધર્મચંદ્ર નાથા૦
૧૯ શ્રી ધર્મચંદ્ર સર્વં૦
૧૮ શ્રી વિવેકનાથ નાથા૦

૩૦ પુષ્કર વર દ્વીપે પશ્ચિમ ઐરવૃતે અનાગત ચોવીશી

૪ શ્રી કલાપક સર્વં૦
૬ શ્રી વિશોમ અર્હં૦
૬ શ્રી વિશોમ નાથા૦
૬ શ્રી વિશોમ સર્વં૦
૭ શ્રી અરણ્યનાથ નાથા૦

# श्री स्तवनावळी.

## अथ भावना.

પ્રભુ દર્શન સુખ સંપદા, પ્રભુ દર્શન નવ નિદ્ધ;
પ્રભુ દર્શનથી પામીએ, સકળ પદાર્થ સિદ્ધ. ૧
ભાવે જીનવર પુજીએ, ભાવે દિજે દાન;
ભાવે ભાવના ભાવીએ, ભાવે કેવળ જ્ઞાન. ૨

---

જગત્રયાધાર કૃપાવતાર, દુર્વાર સંસાર વિકાર વૈદ્ય;
શ્રી વીતરાગ ત્વયિ મુગ્ધ ભાવાદ્, વિજ્ઞ પ્રભો વિજ્ઞ પયામિ કિંચિત્.૧

---

દેખીરે અદ્ભૂત તાહારૂ રૂપ, અચરિજ ભવિકારૂપી પદવરો;
તાહારી ગત તું જાણે હો દેવ, સમરણુ ભજન તે વાચક જસ કહે.

---

તું અકલંકી રૂપ સ્વરૂપી, પરમાનંદ પદ તું દાઇ;
તું સંકર બ્રહ્મા જગદીશ્વર, વિતરાગ તું નીરમાઈ. ૧
અનોપમ રૂપ દેખિ તુજ રીઝે, સુર નર નારી કે વૃંદા;
નમો નિરંજન ફણી પતી શેવીત, પાસ ગોડીચા સુખકંદા.૨
કાને કુંડળ શીર છત્ર બીરાજે, ચક્ષુ ટીકા નીરધારી;
અષ્ટ બીજોરૂ હાથ શોહએ, તુમ વંદે સહુ નરનારી. ૩
જળ આવી પ્રભુ નાકે અડીઆં, આસન કંપ્યા નીરધારી;
નાગ નાગની છત્ર ધરેછે, જળ વરસાવ્યા નીરધારી. ૪
રૂપવિજય કહે સુણો મેરી લાવણી, એસી શોભા બહુ સારી;
માત પિતા બંધવ સહુ સાથે, સંજમ લીધાં નીરધારી. ૫

# अथ प्रभातीया.

પાસ સંખેશ્વરા સાર કર સેવકાં, દેવકાં એવડી વાર લાગે;
કોડી કર જોડી દરબાર આગે ખડા, ઠાકુરા ચાકુરા માન માગે. ૧
પ્રગટ થા પાસજી મેલી પડદો પરો, મોર અસુરાણને આપ છોડો;
મુજ મહીરાણ મંજુસમાં પેશીને, ખલકના નાથજી બંધ ખોલો. ૨
જગતમાં દેવ જગદીશ તું જાગતો, એમ શું આજ જીનરાજ ઉંઘે;
મોટા દાનેશ્વરી તેહને દાખીએ, દાન દે જેહ જગ કાળ ગધે. ૩
ભીડ પડી જાદવા જોર લાગી જરા, તતક્ષીણ ત્રિકમે તુજ સંભાર્યો;
પ્રગટ પાતાળથી પલકમાં તેં પ્રભુ,ભક્તજન તેહનો ભય નિવાર્યો. ૪
આદી અનાદી અરિહંત તું એક છે, દીન દયાળ છે કોણ દુજો;
ઉદયરતન કહે પ્રગટ પ્રભૂ પાસજી, પામી ભય ભંજનો એહ પુજો. ૫

૨

ચાલોને પ્રીતમજી પ્યારા શેત્રુંજય જઈએ;
શેત્રુંજય જઇએ ચાલો૦ એ આંકણી.
શું સંસારે રહ્યા છો મુજી, દિન દિન તન છીજે;
આઠ આભની છાયા સરખી, પોતાની કીજે. ચા૦ ૧
જે કરવું તે પેલાં કીજે, કાલે શી વાતો;
અણ ચીંતવીઆં આવી પડશે, સબળાની લાતો ચા૦ ૨
ચતુરાઇ શું ચિતમાં ચેતી, હાથે તે સાથે;
મરણ તણા નીશાણ મોટાં, ગાજે છે માથે. ચા૦ ૩
માતા મરૂદેવા નંદન નીરખી, ભવ સફળો કીજે;
દાનવીજે સાહેબની શેવા, એ સઘળી લીજે ચાલો૦ ૪

# શ્રી ચૈત્યવંદનો.

## અથ શ્રીશાંતિનાથજીનું.

સકલ કુશલ વલ્લી, પુષ્કરાવર્ત મેઘો, દુરિત તિમિર
ભાનુ:, કલ્પવૃક્ષો પમાન:, ભવજલ નિધિ પોત:, સર્વ
સંપત્તિ હેતુ:, સ ભવતુ સતતંવ:, શ્રેયસે શાંતિનાથ:. ૧
સુધા સુંદરવાજ્ જ્યોત્સ્ના, નિર્મલી કૃતદિઙ્મુખ:,
મૃગ લક્ષ્માતમ:શાંત્યૈ, શાંતિનાથો જીનોસ્તુવ: ૨
ચિદાનંદૈક રૂપાય, જીનાય પરમાત્મને, પરમાત્મ પ્રકાશાય;
નિત્યં સિદ્ધાત્મને નમ: ૩
અન્યથા શરણું નાસ્તિ, ત્વમેવ શરણું મમ;
તસ્માત્કારણ્ય ભાવે ન, રક્ષ રક્ષ જીનેશ્વર. ૪
પાતાલે યાનિ બિંબાનિ, યાનિ બિંબાનિ ભૂતલે;
સ્વર્ગેપિ યાનિ બિંબાનિ, તાનિ વંદે નિરંતરમ્. ૫

## અથ સિદ્ધાચળજીનાં.

વીમળ કેવળ જ્ઞાન કમળા, કલીત ત્રીભુવન હિતકરં;
સુરરાજ સંસ્તુત ચરણ પંકજ, નમો આદીજીનેશ્વરં. ૧
વીમલ ગીરીવર શૃંગ મંડળ, પ્રવર ગુણ ગણ ભુધરં;
સુર અસુર કીન્નર કોડી સેવીત, નમો૦ ૨
કરતી નાટક કીંનરી ગણ, ગાય જીન ગુણ મનહરં;
નીર્જરા વળી નમે અહોનીશ, નમો૦ ૩
પુંડરીક ગણપતી સિદ્ધી સાધી, કોડી પણ મુની મનહરં;
શ્રી વીમલ ગીરીવર શ્રુંગ સિધ્યા. નમો૦ ૪

નીજ સાધ્ય સાધન સુર મુનીવર, કોડીઅનંત એ ગીરીવરં;
મુગતી રમણી વર્યા રંગે, નમો૦ ૫
પાતાલ નર સુર લોક માંહી, વીમળ ગીરીવર તો પરં;
નહી અધીક તીરથ તીરથ પતી કહે, નમો૦ ૬
ઇમ વિમળ ગીરીવર શિખર મંડણ, દુઃખ વીહંડણ ધ્યાઇએ;
નીજ શુદ્ધ સત્તા સાધનાર્થં, પરમ જ્યોતીને પાઇએ. ૭
જીત મોહ કોહ વીછોહ નીદ્રા, પરમ પદ સ્થિત જયકરં;
ગિરીરાજ શેવા કરણ તત્પર, પદ્મ વીજય સુહીતકરં. ૮

૨

શ્રી શેત્રુંજય સિદ્ધ ક્ષેત્ર, દીઠે દુરગતી વારે;
ભાવ ધરીને જે ચઢે, તેને ભવ પાર ઉતારે. ૧
અનંત સિદ્ધનો એ ઠામ, સકળ તીરથનો રાય;
પુરવ નવાણું રીખવ દેવ, જ્યાં ઠવીયા પ્રભુ પાય. ૨
સુરજ કુંડ સોહામણો, કવડ જક્ષ અભીરામ;
નાભીરાયા કૂલ મંડણો, જીનવર કરૂ પ્રણામ. ૩

૩

આજ દેવ અરીહંત નમુ, સમરૂ તોરૂ નામ;
જ્યાં જ્યાં પ્રતિમા જીન તણી, ત્યાં ત્યાં કરૂ પરણામ. ૧
શેત્રુંજય શ્રી આદી દેવ, નેમ નમુ ગીરનાર;
તારંગે શ્રી અજીતનાથ, આબુ રીખવ જુહાર. ૨
અષ્ટાપદ ગિરિ ઉપરે, જીન ચોવીશી જોડ;
મણીમય મુરત માનસું, ભરતે ભરાવી શોય. ૩
સમેત શીખર તીરથ વડો, જ્યાં વિશે જીન પાય;
વૈભાર ગિરિ ઉપરે, વીર જીનેશ્વર રાય, ૪
માંડવધડનો રાજીઓ, નામે દેવ સુપાશ;

રીખવ કહે જીન સમરતાં, પોહોંચે મનની આશ. ૫

૪

પદ્મ પ્રભુને વાસુપુજ્ય, દોય રાતા કહીએ;
ચંદ્રપ્રભુને સુવિધીનાથ, દો ઉજવળ લહીએ. ૧
મલ્લીનાથ ને પાર્શ્વનાથ, દો નીલા નીરખ્યા;
મુનીસુવ્રત ને નેમનાથ, દો અંજન સરીખા. ૨
શોળે જીન કંચન સમાએ, એહવા જીન ચોવીશ;
ધીર વીમળ પંડિત તણો, જ્ઞાન વીમળ કહે શિશ. ૩

૫

પ્રથમ તીર્થંકર તણા હુવા, ભવ તેર કહીજે;
શાંતી તણા ભવ બાર સાર, નવ ભવ નેમ લહીજે. ૧
દસ ભવ પાસ જીણુંદને, સતાવીશ શ્રી વીર;
શેષ તીર્થંકર ત્રીહુ ભવે, પામ્યા ભવ જલ તીર. ૨
જ્યાંથી સમકીત ફરસીયું એ, ત્યાંથી ગણીએ તેહ;
ધીર વીમળ પંડીત તણો, જ્ઞાન વીમળ ગુણ ગેહ. ૩

૬

બાર ગુણ અરીહંત દેવ, પ્રણમી જે ભાવે;
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે. ૧
આચારજ ગુણ છત્રીસ, પચવીસ ઉવઝાય;
સતાવીસ ગુણ સાધુના, જપતાં સુખ થાય. ૨
અષ્ટોતર સય ગુણ મળીએ, એમ સમરો નવકાર;
ધીર વિમળ પંડીત તણો, નય પ્રણમે નીત સાર. ૩

૭

પ્રહસમે ભાવ ધરી ઘણો, પ્રણમું મનરે આણંદ;
ધન વેળા ધન તે ઘડી, નિરખુ પ્રભુ મુખ ચંદ. ૧

રિખભ અજીત સંભવ ભલા, અભીનંદન વંદુ;
સુમતી પદમ પ્રભુ જીનવરા, શ્રી સુપાસ જીણુંદ. ૨
ચંદ્ર પ્રભુ સુવધિ નમુ, શીતળ શ્રેયાંસ;
વાસપુજ્ય વિમળ પ્રભુ, અનંત ધર્મ જીણંદ. ૩
શાંતી કુંથુ અર જીનવરા. એ ત્રણ ચક્રી કહીજે;
મલ્લી મુનિસુવ્રત પ્રભુ, નમિ નેમ જીણંદ. ૪
પાર્શ્વ વીર નીત વંદીએ, એવા જીનરે ચોવીશ;
જ્ઞાન વિમળ સુરી પ્રણમતાં, નીત હોય જગીસ. ૫

# अथ मंदीरस्वामीनां.

શ્રી સીમંદીર વીતરાગ, ત્રીભૂવન તમે ઉપગારી;
શ્રી શ્રેયાંસ પીતા કુલે, બહુ શોભા તુમારી. ૧
ધન્ય ધન્ય માતા સત્યકી, જેણે જાયો જયકારી;
વૃષભ લંછને વીરાજમાન, વંદે નર નારી. ૨
ધનુષ પાંચસે દેહડીએ, સોહીએ સોવન વાન;
કીરતી વીજય ઉવઝાયનો, વીનય ધરે તુમ ધ્યાન. ૩

૨

શ્રી સીમંદીર જગધણી, આ ભરતે આવો;
કરૂણાવંત કરૂણા કરી, અમને વાંદવો. ૧
સકળ ભકત તુમે ધણી, જો હોવે અમનાથ;
ભવોભવ હુંછું તાહરો, નહીં મેલું હવે સાથ. ૨
સયલ સંગ છંડી કરીએ, ચારિત્ર લેઈશું;
પાય તુમારા સેવીને, સીવ રમણી લઇશું. ૩
એ અળગો મુજને ધણોએ, પુરો શ્રી મંદીર દેવ;
ઇહાં થકી હું વીનવું, અવધારો મુજ સેવ. ૪

૩

શ્રીસીમંધર પરમાત્મા, શીવ સુખના દાતા;
પુખ્ખલ વૈ વિજયે જયો, સર્વ જીવના ત્રાતા. ૧
પુર્વ વિદેહે પુંડરગીરી, નયરીએ સોહે;
શ્રીશ્રેયાંસ રાજા તીહાં, ભવિયણના મન મોહે. ૨
ચઉદ સુપન નિર્મળ લહી, સતકી રાણી માત;
કુંથુ અરજીનાંતરે, સીમંધર જીન જાત. ૩
અનુક્રમે પ્રભુજી જનમિયા, વળી યોવન આવે;
માત પિતા હરષે કરી, રૂક્ષમણી પરણાવે. ૪
ભોગવી સુખ સંસારનાં, સંજમ મન લાવે;
મુનીસુવ્રત નમી અંતરે, દીક્ષા પ્રભુ પાવે. ૫
ઘાતી કર્મનો ક્ષય કરી, પામ્યા કેવળ નાણ;
વૃષભ લંછન તે સોભતા, સર્વ ભાવના જાણ. ૬
ચોરાશી પ્રભુ ગણધરા, મુનીવર એકસો કોડ;
ત્રણ ભુવનમાં જોયતાં, નહી કોઇ એની જોડ. ૭
દસ લાખ કહ્યા કેવળી, પ્રભુજીનો પરિવાર;
એક સમય ત્રણ કાળના, જાણે સર્વ વિચાર. ૮
ઉદય પેઢાણ જીણાંતરે એ, થાશે જીનવર સિદ્ધ;
જસ વિજય ગુરૂ પ્રણમતાં, શુભ વાંછીત ફળ સિદ્ધ. ૯

# अथ बीजनुं.

દુવિધ ધર્મ જીણે ઉપદિસ્યો, ચોથા અભીનંદન;
બીજે જન્મા તે પ્રભુ, ભવ દુઃખ નિકંદન. ૧
દુવિધ ધ્યાન તુમે પરિહરો, આદરો દોય ધ્યાન;
ઇમ પરકાસ્યું સુમતિ જીને, તે ચવિયા બીજ દીન. ૨

દોય બંધન રાગ દ્વેશ, તેહને ભવિ ભજીએ;
મુજપરે સીતલજિન કહે, બીજ દીન શિવ ભજીએ. ૩
જીવાજીવ પદાર્થનું, કરો નાણુ સુજાણુ;
બીજ દિને વાસુપુજ્ય પરે, લહો કેવળ નાણુ. ૪
નિશ્ચય નય વ્યવહાર દોય, એકાંત ન ગ્રહીએ;
અર જીન બીજ દિને ચવી, એમ જીન આગળ કહીએ. ૫
વર્તમાન ચોવીશીએ, એમ જીન કલ્યાણુ;
બીજ દિને કેઇ પામીયાં, પ્રભુ નાણુ નિર્વાણુ. ૬
એમ અનંત ચોવીશીએ, હુઆ બહુ કલ્યાણુ;
જીન ઉત્તમ પદ પદ્મને, નમતાં હોય સુખ ખાંણુ. ૭

# अथ ज्ञानपांचमनुं.

ત્રીગડે બેઠા વીર જીન, ભાખે ભવિજન આગે;
ત્રીકરણશ્યું ત્રીહુ લોકજન, નીસુણો મન રાગે. ૧
આરાધો ભલી ભાતસેં, પાંચમ અજુઆળી;
જ્ઞાન આરાધન કારણે, એહજ તિથી નીહાળી. ૨
જ્ઞાન વિના પશુ સારિખા, જાણો એણે સંસાર;
જ્ઞાન આરાધનથી લહે, શીવપદ સુખ શ્રીકાર. ૩
જ્ઞાન રહીત ક્રીયા કહી, કાંસ કુસુમ ઉપમાન;
લોકા લોક પ્રકાશકર, જ્ઞાન એક પરધાન. ૪
જ્ઞાની સાસો સાસમે, કરે કર્મનો છેહ;
પૂર્વ કોડી વરસો લગે, અજ્ઞાને કરે તેહ. ૫
દેશ આરાધક ક્રીયા કહી, સર્વ આરાધક જ્ઞાન;
જ્ઞાન તણો મહીમા ઘણો, અંગ પાંચમે ભગવાન. ૬
પંચ માસ લઘુ પંચમી, જાવ જીવ ઉત્કૃષ્ટી;

પંચ વરસ પંચ માસની, પંચમી કરો શુભ દષ્ટી. ૭
એકાવનહી પંચનોએ, કાઉસગ્ગ લોગસ્સ કેરો;
ઉજમણું કરો ભાવશું, ટાળે ભવ ફેરો. ૮
એણી પેરે પંચમી આરાધીએ, આણી ભાવ અપાર;
વરદત્ત ગુણ મંજરી પરે, રંગ વિજય લહો સાર.

# अथ अष्टमीनुं.

માહા સુદી આઠમને દીને, વિજ્યા સુત જાયો;
તેમ ફાગણ સુદી આઠમે, સંભવ ચવી આવ્યો. ૧
ચૈતર વદની આઠમે, જનમ્યા રૂષભ જીણંદ;
દિક્ષા પણ એ દીન લહી, હુઆ પ્રથમ મુનીચંદ. ૨
માધવ સુદિ આઠમ દીને, આઠ કર્મ કરયાં દૂર;
અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપુર. ૩
એહિજ આઠમ ઉજળી, જન્મ્યા સુમતિ જીણંદ;
આઠ જાતિ કળશે કરી, નહવરાવે સુરનર ઇન્દ્ર. ૪
જનમ્યા જેઠ વદી આઠમે, મુનીસુવ્રત સ્વામી;
નેમ અસાડ સુદી આઠમે, અષ્ટમી ગતી પામી. ૫
શ્રાવણ વદની આઠમે, નમી જનમ્યા જગ ભાણ;
તેમ શ્રાવણ સુદી આઠમે, પાસજીનો નીરવાણ. ૬
ભાદરવા વદી આઠમ દીને, ચવીયા સ્વામી સુપાસ;
જીન ઉત્તમ પદ પદ્મને સેવ્યાથી શિવ વાસ. ૭

# अथ एकादसीनुं.

સાસન નાયક વીરજી, પ્રભુ કેવળ પાયો;
સંઘ ચતુરવીધ થાપવા, મહાસેન વન આયો. ૧

માધવ સીત એકાદશી, સોમજ દ્રીજ પક્ષ;
ઇંદ્રભુતી આદે મળ્યા, એકાદશ વિપ્ર. ૨
એકાદસસેં ચઉગુણા, તેહનો પરિવાર;
વેદ અર્થ અવળો કરે, મન અભિમાન અપાર. ૩
જીવાદિક સંશય હરીએ, એકાદશ ગણધાર;
વીરે થાપ્યા વંદીએ, જીન શાસન જયકાર. ૪
મલ્લી જન્મ અર મલ્લી પાસ, પર ચરણ વિલાસી;
રીખભ અજીત સુમતિ નમી, મલ્લી ઘન ઘાતી વિલાસી. ૫
પદ્મ પ્રભુ શીવવાસ પાસ, ભય ભવનાં તોડી;
એકાદશી દીન આપણી, રીધ્ધ સગળી જોડી. ૬
દશ ખેત્રે ત્રીહુ કાળનાં, ત્રણસે કલ્યાણ;
વરસ અગીઆર એકાદશી, આરાધો વરનાણ. ૮
અગીઆર અંગ લખાવીએ, એકાદશ પાઠાં;
પુજણી ઠવણી વીટણી. મસી કાગળ કાઠાં. ૮
અગીઆર અવ્રત છાંડવાએ, વટો પડીમાં અગીઆર;
ખીમા વિજય જીનસાસને, સફળ કરો અવતાર. ૯

# શ્રી સ્તવનો.
## શ્રી સિદ્ધાચળનાં.

અકેકુ ડગલું ભરે, સેતુંજા સામું જેહ;
રીખવ કહે ભવ ક્રોડનાં, કર્મ ખપાવે તેહ. ૧
સેતુંજા સમો તીરથ નહિ, રીખવ સમો નહી દેવ;
ગૌતમ સરખા ગુરૂ નહી, વળી વળી વંદુ તેહ. ૨
સીધાચળ સમરૂ સદા, સોરઠ દેશ મોઝાર;

મનુષ જનમ પામી કરી, વંદુ વાર હજાર. ૩
સોરઠ દેશમાં સંચર્યો, ન ચઢયો ગઢ ગીરનાર;
સેત્રંજી નદી નાહ્યો નહી, તેનો એળે ગયો અવતાર. ૪
સેત્રંજી નદીમાં નાહીને, મુખ બાંધી મુખકોશ;
દેવ જુગાદી પુજીએ, આણી મન સંતોષ. ૫
જગમાં તીરથ દો વડા, સેત્રુંજય ગીરનાર;
એક ધડ રીખવ સમોસર્યા, એક ધડ નેમકુમાર. ૬
સિદ્ધાચળ સિદ્ધિ વર્યા, અહી મુનીલિંગ અનંત;
આગે અનંતા સિદ્ધસે, પુજો ભવી ભગવંત. ૭
સેત્રુંજય ગીરી મંડણો, મારૂદેવીનો નંદ;
જુગલા ધર્મ નિવારકો, નમો યુગાદી જીણંદ. ૮

૨

આંખડીએરે મેં આજ સેત્રુંજો દીઠોરે,
સવા લાખ ટકાનો દહાડોરે, લાગે મને મીઠોરે;
સફળ થયોરે મારા મનનો ઉમાંગો, વાલા મારા ભવનો સંશયભાગ્યોરે;
નરક ત્રીજંચ ગતિ દુર નીવારી, ચરણે પ્રભુજીને લાગ્યોરે.
સેત્રુંજો દીઠો રે. આંકણી.
માનવ ભવનો લાહો લીજે, [illegible] દેહડી પાવન કિજેરે;
સોના રૂપાને ફુલડે વધાવી, [illegible]મ પ્રદક્ષિણા દિજેરે. સેત્રુંજો. ૨
દુધડે પખાળીને કેસર ઘોળી [illegible] શ્રી આદેશ્વર પુજ્યારે;
શ્રી સિદ્ધાચળ નયણે જોતાં, [illegible] મવાસી ધ્રુજ્યારે. સેત્રુંજો. ૩
શ્રી મુખ સુધર્મા સુરપતી આગે, વા. વીરજીણંદ એમ બોલેરે;
ત્રણ્ય ભુવનમાં તિરથ મોટું, નહીં કોઇ સેત્રુંજા તોલેરે. સેત્રુંજો. ૪
ઇંદ્ર સરીખા એ તારથની, [illegible]. ચાકરી ચીત્તમાં ચાહેરે;
કાયાની તો કાશ્મર કાઢી, સૂર[illegible] કુંડમાં નાહેરે. સેત્રુંજો. ૫

કાંકરે કાંકરે શ્રી સિદ્ધખેત્રે, વા. સાધુ અનંતા સિધ્ધારે;
તે માટે એ તીરથ મોટું, ઉદ્ધાર અનંતા કીધારે. સેત્રુંજે. ૬
નાભીરાયા સુત નજરે જોતાં, વા. મેહ અમીરસ વુઠયારે;
ઉદયરત્ન કહે આજ મારે પોતે, શ્રી આદેસર તુઠયારે. સેત્રુંજે. ૭

૩

વિમલાચળ વિમલા પ્રાણી, સીતળ તરૂ છાયા ઠરાણી;
રસ વેધક કંચન ખાંણી, કહે ઇંદ્ર સુણો ઇંદ્રાણી.
સનેહી સંત એ ગેરી સેવો, ચૌદ ખેત્રમાં તિરથ નહીં એવો. સ.
ષટ્રી પાળી ઉલ્લસીએ, છઠ્ઠ અઠ્ઠમ કાયા કશીએ;
મોહ મલ્લના સામા ધશીએ, વિમલાચલ વેગે વશીએ. સ૦ સં૦
અન્ય થાનક કર્મ જે કરીએ, તેહીમ ગેરી હેઠા હરીએ;
પાછલ પરદક્ષણા ફરીએ, ભવજલ નિધિ હેલ્લા તરીએ. સ૦ સં૦
શિવ મંદિર ચડવા કાજે, સોપાનની પાંતી બિરાજે;
ચડતાં સમકિતિ છાજે, દૂરભવ્યાભવ્ય તે લાજે. સ૦ સં૦
પાંડવ પમુહા કેઈ સંતા, આદેશ્વર ધ્યાન ધરંતા;
પરમાતમ ભાવ ભજંતા, સિદ્ધાચળ સિદ્ધ અનંતા. સ૦ સં૦
ષટ્ ગાસી ધ્યાન ધરાવે, સુક રાજાનું રાજ નિપાવે;
બહીરંતર શત્રુ હરાવે, સેત્રુંજે નામ ધરાવે. સ૦ સં૦
પ્રાણી ધ્યાને ભજો ગેરી સાચો, તિર્થંકર નામ નહીં કાચો;
મોહરાયને લાગે તમાચો, શુભવીર વિલમગીરી સાચો. સ૦ સં૦

૪

આવો સખી સિધ્ધાચળ જઇએ, ગેરીવર ભેટી સુખ લહીએ;
જો જીન આણા શું રહીએ, આવો સખી સિધ્ધાચળ જઇએ.
સિદ્ધ અનંતાનો ઠામ, એવી જીનવરની વાણ;
જાણે આગમના જાણુ. આવો સખી૦ ૧

એ ગેરીના ગુણ કહું કેત્તા, પાર ન પામે કેવળી લેતા;
કોડ પુરવ દેશના દેતા, આવો સખી૦ ૨
સંઘવી પ્રેમાશા આવે, રાજનગરનો સંઘ લાવે;
જાત્રા નવાણું કરે ભાવે. આવો સખી૦ ૩
જાત્રા નવાણું કરો ભાવે, એહવો અવસર ફરી નાવે;
આતમ શિવપુરમાં જાવે. આવો સખી૦ ૪
જાત્રાની હુંશો છે ભારી, લાગી અનુભવની ટાળી;
ગેરીવર દરિસન બલીહારી. આવો સખી૦ ૫
અઢારસેં સત્યાશી વરસે, ગેરી ગુણ ગાયા મન હરખે;
મણીઉદ્યોત ગેરી ગુણ ગણશે. આવો સખી૦

૫

સિધ્ધાચળ ગેરી ભેટયારે, ધન્ય ભાગ્ય અમારાં. એ આંકણી.
એ ગેરીવરનો મેંમા મોટો, કેહેતાં ન આવે પારા;
રાયણ રીખભ સમોસર્યા સ્વામી, પુરવ નવાણું વારારે. ધન૦ સિ૦૧
મુળનાયક શ્રી આદિજીનેશ્વર, ચોમુખ પ્રતિમા ચારા;
અષ્ટ દ્રવ્ય પુજોભવિભાવે, સમકિત મુલ આધારારે. ધન૦ સિ૦૨
ભાવ ભગતિશું પ્રભુ ગુણ ગાતાં, અપના જનમ સુધારા;
જાત્રા કરી ભવિજન શુભ ભાવે, નરકગતિ દુરગતિ વારારે. ધ૦સિ૦૩
દૂર દેશાંતરથી હું આવ્યો, શ્રવણે સુણી ગુણ તોરા;
પતીત ઉધારોને વિરૂધ તુમારો, એ તિરથ જગ સારારે. ધ૦સિ૦૪
અઢારસેં ત્યાસી માસ અષાડો, વદ આઠમ ભોમવાર;
પ્રભુકે ચરણ પસાયથી સંઘમાં, ખેમારતન પ્રભુ પ્યારારે. ધ૦સિ૦૫

૬

મારૂ મન મોહ્યુરે શ્રી સીદ્ધાચળેરે, મારૂ મન મોહ્યુરે શ્રી વીમળાચળેરે;
દેખીને હરખિત હોય, વિધિશુ કિજેરે જાત્રા એહનીરે;

ભવ ભવના દુઃખ જાય. મારૂ૦ ૧
પંચમે આરેરે પાવન કારણેરે, એ સમો તિરથ ન કોય;
મોટો મહીમારે જગમાં એહનોરે, આ ભરતે અહીયાં જોય. મારૂ૦ ૨
એ ગિરી આવ્યારે જિનવર ગણધરારે, સિધ્યા સાધુ અનંત;
કઠણ કરમ પણ એ ગિરી ફરસતાંરે, હોવે કરમનિ શાંત. મારૂ૦ ૩
જૈન ધર્મ તે સાચો જાણીનેરે, માનવ તિરથ એ સ્તંભ;
સુરીનર કીંનર નૃપ વિદ્યાધરારે, કરતા નાટા હોરંગ. મારૂ૦ ૪
ધન ધન દાહાડોરે ધન વેળા ઘડીરે, ધરીએ રૂદય મોઝાર;
જ્ઞાન વિમળસુરી ગુણ એના ઘણારે, કહેતાં ન આવેરે પાર. મારૂ૦ ૫

૭

## ( સેલુગર તું શીદને આવ્યો. એ દેશી. )

આવો ગિરી સીદ્ધાચલ જઇએ, પાપ હરી નિરમલ થઇએ;
કુગતી કદાગરને તજીએ, આવો ગીરી સીધાચલ જઇએ. ૧
તારણ તિરથ દો કહીએ, થાવર જંગમને લહીએ;
લોકોતરને નિત ભજીએ. આવો૦ ૨
પરગપદ અલવાણે પય ચરીએ, પુન્ય ઘણું લાભે ભરીએ;
સિદ્ધ અનંતા કાંકરીએ. આવો૦ ૩
સોના રૂપાને ફુલે, મુગતાફલ અમુલખ મુલે;
પુજીને નામ નહીં ભુલે. આવો૦ ૪
ચડીએ ગિરીવર અનુક્રમે, અંતર ધ્યાન રશે રમીએ;
મરૂદેવા નંદને નમીએ. આવો૦ ૫
રાયણ હેઠલ જિનરાયા, પુરવનવાણું ઇયાં આયા;
લળી લળી તસ પ્રણમું પાયા. આવો૦ ૬
સુરજ કુંડમાં જળે નાહાસું, હેરણ ખીરોદક આણું;

આંગી રચી જિન ગુણ ગાશું, આવો૦ ૭
તિરથ દરશનને ફરીએ, જોગ ઉપાધી દુર કરીએ;
લાભ અનંતો એણે ગેરીએ. આવો૦ ૮
ગામ બગોદરેથી આવે, સંઘવી સંઘવણ મન ભાવે;
જિનગુણ માળા કંઠે હાવે. આવો૦ ૯
ઓગણીશે બીલોતર વરશે, ઉજલ પોસની છઠ દીવસે;
જિનવર ભેટી મન ઉલસે. આવો૦ ૧૦
દેવકી નંદન અનુસરીએ, ઉલખા ઝાલે જળ ભરીએ;
સિદ્ધશિલા કાઉસગ્ગ ધરીએ. આવો૦ ૧૧
ભાંડ ડુંગર ચિત્ત લાયા, શીવઘડની શિતલ છાયા.
જાણે માવડલી માયા. આવો૦ ૧૨
વિમલાચળ ફરસે પ્રાણી, જીવ ભવિક હોવે નાણી;
રીખભ કહે વરે શીવરાણી. આવો૦ ૧૩

૮

શીરે સિદ્ધાચળ ભેટવા, મુજ મન અધિક ઉમાયો;
રીખવદેવ પુજા કરી, લીજે ભવ તણો લાહો. શીરે૦ ૧
મણીમય મુરત રીખભની, નિપાએ અભિરામ;
ભુવન કરાવ્યાં કનકનાં, રાખ્યાં ભરતે નામ. શીરે૦ ૨
નેમ વિના તેવીસ પ્રભુ, આવ્યા સિદ્ધ ખેત્ર જાણી;
સેત્રુંજા સમો તિરથ નહીં, બોલ્યા શ્રી મંદિર વાણી. શીરે૦ ૩
પુરવ નવાણું સમોસર્યાં, સ્વામી રીખવ જીણંદ;
રામ પાંડવ મુગતે ગયા, પામ્યા પરમાનંદ. શીરે૦ ૪
પુરવ પુન્ય પસાઉલે, પુંડરીક ગેરી પામ્યો;
કાંતિવિજય હરખે કરી, શ્રી સિદ્ધાચળ ગાયો. શીરે૦ ૫

૯

(જશોદા માવડી એ દેશી.)

જાત્રા નવાણું કરીએં વિમલગિરિ, જાત્રા નવાણું કરીએં.એ આંકણી.
પુરવ નવાણું વાર શેત્રુંજગિરિ, રિખભ જિણંદ સમોસરીએં. વિ૦૧
કોડ સહસ ભવ પાતક ત્રુટે, શેત્રુંજ સાહમો ડગ ભરીએં વિ૦૨
સાત છઠ્ઠ દોય અઠ્ઠમ તપસ્યા, કરી ચઢીએં ગિરિવરીએં. વિ૦૩
પુંડરીક પદ જપીએં હરખે, અધ્યવસાય શુભ ધરીએં. વિ૦૪
પાપી અભવ્ય ન નજરેં દેખે, હિંસંકપણ ઉદ્ધરીએં. વિ૦૫
ભુઈ સંથારો ને નારી તણો સંગ, દુર થકી પરિહરીએં. વિ૦૬
સચિત પરિહારીનેં એકલ આહારી, ગુરૂ સાથેં પદ ચરીએં. વિ૦૭
પડિક્કમણા દોય વિધિશું કરીએં, પાપ પડલ વિખરીએં. વિ૦૮
કળી કાલેં એ તિરથ મોહોટું, પ્રવહણ જીમ ભવ દરીએં. વિ૦૯
ઉત્તમ એ ગિરિવર સેવંતા, પદ્મ કહે ભવ તરીએં. વિમલ૦૧૦

# अथ श्री ऋषभदेवनुं.

રૂષભ જીનેશ્વર પ્રીતમ માહરોરે, ઓર ન ચાહુંરે કંત;
રીજ્યો સાહેબ સંગ ન પરિ હરેરે, ભાંગે સાદિ અનંત. રૂષભ. ૧
પ્રીત સગાઇ જગમાં સહુ કરેરે, પ્રીત સગાઇ ન કોય;
પ્રીત સગાઇરે નિરૂપાધિક કહીરે, સોપાધિક ધન ખોય. રૂષભ. ૨
કોઇ કંત કારણ કાષ્ટ ભક્ષણ કરેરે, મલસું કંતને ધાય;
એ મેલો નવિ કહિયે સંભવેરે, મેલો ઠામ ન ઠાય. રૂષભ. ૩
કોઈ પતિ રંજન અતિ ઘણો તપ કરેરે, પતિરંજન તનતાપ;
એ પતિ રંજન મેં નવિ ચિત્ત ધર્યુંરે, રંજન ધાતુ મિલાપ. રૂષભ. ૪
કોઇ કહે લીલારે અલખ લલખ તણીરે, લખપૂરે મન આશ;
દોષ રહિતને લીલા નવિ ઘટેરે, લીલી દોષ વિલાસ. રૂષભ. ૫

ચિત્ત પ્રસન્નેરે પૂજન ફલ કહ્યું રે, પૂજ અખંડિત એહ;
કપટ રહિત થઇ આતમ અરપણારે, આનંદઘન પદ રેહ. રૂષભ. ૬

૨

જગજીવન જગ વાલહો, મરૂ દેવીનો નંદ લાલરે;
મુખ દીઠે સુખ ઉપજે, દર્શન અતિ આનંદ લાલરે. જ. ૧
આંખડી અંબુજ પાંખડી, અષ્ટમી શશિ સમ ભાલ લાલરે;
વદન તે સારદ ચંદલો, વાણી અતિ રસાલ લાલરે. જ. ૨
લક્ષણ અંગે વિરાજતા, અડહીય સહસ ઉદાર લાલરે;
રેખાકર ચરણાદીકે, અભ્યંતર નહી પાર લાલરે. જ. ૩
ઈંદ્ર ચંદ્ર રવિ ગિરી તણા, ગુણ લઇ ઘડીયું અંગ લાલરે;
ભાગ્ય કીહાં થકી આવીયું, અચરિજ એહ ઉતંગ લાલરે. જ. ૪
ગુણ સઘળા અંગે કર્યા, દૂર કર્યા સવિ દોષ લાલરે;
વાચક જસ વિજયે થુણ્યો, દેજો સુખનો પોખ લાલરે. જ. ૫

# अथ श्री अजीतनाथजीनुं.

## (અનંતજીન આપજોરે. એ દેશી.)

જ્ઞાનાદિક ગુણ સંપદારે, તુજ અનંત અપાર;
તે સાંભળતાં ઉપનીરે, રૂચિ તેણે પાર ઉતાર.
અજીત જીન તારજોરે, તારજો દીન દયાલ; અ૦ ૧
જે જે કારણ જેહનારે, સામગ્રી સંજોગ;
મલતાં કારજ નીપજેરે, કર્તા તણે પ્રયોગ. અ૦ ૨
કાર્ય સિદ્ધિ કર્તા વસુરે, લહી કારણ સયોગ;
નિજ પદ કારક પ્રભુ મળ્યારે, હોય નિમિત્તહ ભોગ. અ૦ ૩
અજકુલ ગત કેસરી લહેરે, નિજ પદ સિંહ નિહાલ.
તેમ પ્રભુ ભકતે ભવિ લહેરે, આતમ શક્તિ સંભાલ. અ૦ ૪

કારણુ પદ કર્ત્તા પણેરે, કરી આરોપ અભેદ;
નિજ પદ અર્થી પ્રભુ થકીરે, કરે અનેક ઉમેદ. અ૦ ૫
એવા પરમાતમ પ્રભુરે, પરમાનંદ સ્વરૂપ;
સ્યાદવાદ સત્તા રસીરે, અમલ અખંડ અનૂપ. અ૦ ૬
આરોપીત સૂખ ભ્રમ ટળ્યોરે, ભાસ્યો અવ્યાબાધ;
સમરયો અભિલાખી પણોરે, કર્ત્તા સાધન સાધ્ય. અ૦ ૭
ગ્રાહકતા સ્વામીત્વતારે, વ્યાપક ભોક્તા ભાવ;
કારણુતાં કારજ દશારે, સકલ ગ્રહ્યા નિજ ભાવ. અ૦ ૮
શ્રદ્ધા ભાસન રમણુતારે, દાનાદિક પરિણામ;
સકલ થયા સત્તારસીરે, જીનવર દર્શન પામ. અ૦ ૯
તેણે નિર્યામક માહણોરે, વૈદ્ય ગોપ આધાર;
દેવચંદ્ર સુખ સાગરૂરે, ભાવ ધર્મ દાતાર. અ૦ ૧૦

# अथ श्री संभवनाथजीनुं.

સાહિબ સાંભળોરે, સંભવ અરજ અમારી;
ભવો ભવ હું ભમ્યોરે, ન લહિ સેવા તુમારી.
નરક નિગોદમાંરે, તિહાં હું બહુ ભવ ભમીઓ;
તુમ વિના દુખ સહ્યાંરે, અહનિસ ક્રોધે ધમધમિયો. સા૦ ૧
ઇંદ્રિય વસ પડયોરે. પાળ્યાં વ્રત નવિ સુસે;
ત્રસપણુ નવિ ગણ્યારે, હણીયા થાવર હુંસે.
વ્રત ચિત્ત નવી ધર્યાંરે, બીજું સાચું ન બોલ્યું;
પાપની ગોઠડીરે, તિહાં મેં હઇડલું ખોલ્યું. સા૦ ૨
ચોરી મેં કરીરે, ચ ઉવિહ અદત્ત ન ટાલ્યું;
શ્રી જીન આણુશુરે, મેં નવી સંજમ પાલ્યું.
મધુકર તણી પરેરે, સુદ્ધ ન આહાર ગવેષ્યો;

રસના લાલચેરે, નીરસ પીંડ ઉવેખ્યો. સા૦ ૩
નર ભવ દોહિલોરે, પામી મોહ વસ પડિયો;
પરસ્ત્રી દેખીનેરે, મુજ મન તિહાં જઇ અડિઓ.
કામ ન કો સર્યાંરે, પાપે પીંડ મેં ભરીઓ;
શુદ્ધ બુદ્ધ નવિ રહિરે, તેણે નવિ આતમ તરીયો. સા૦ ૪
લક્ષ્મીની લાલચેરે, મેં બહુ દીનતા દાખી;
તોપણ નવી મલીરે, મલી તો નવી રહી રાખી.
જે જન અભિલખેરે, તેતો તેહથી નાસે;
તૃણ સમ જે ગણેરે, તેહને નિત રહે પાસે. સા૦ ૫
ધન ધન તે નરારે, એહના મોહ વિછોડી;
વિષય નિવારીનેરે, જેહને ધર્મમાં જોડી.
અભક્ષ તે મેં ભખ્યારે, રાત્રી ભોજન કિધાં;
વ્રત છ નવિ પાળીયાંરે, જેહવાં મુખથી લીધાં. સા૦ ૬
એમ અનંત ભવ હું ભમ્યોરે, ભમતા સાહિબ મલિયો;
તુમ વિના કોણ દિયેરે, બોધ રયણ મુજ બળીયો.
સંભવ આપજોરે, ચરણ કમલ તુમ સેવા;
નય એમ વિનવેરે, સુણજો દેવાધી દેવા. સા૦ ૭

# अथ सीमंधर स्वामिनुं.

સુણો ચંદાજી, સીમંધર પરમાતમ પાસે જાજ્યો;
મુજ વિનતડી, પ્રેમ ધરીને એણિપેરે તુમે સંભળાવજો.
જે ત્રણ ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઇંદ્ર પાયક છે;
જ્ઞાન દરિસણ જેહને ખાયક છે. સુણો. ૧
જસ કંચન વરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે;

પુંડરિકગિરિ નગરીનો રાયા છે. સુણો. ૨
બાર પર્ષદા માંહી બિરાજે છે, જસ ચોત્રીસ અતિશય છાજે છે;
ગુણ પાંત્રીસ વાણીયે ગાજે છે. સુણો. ૩
ભવિજનને તે પડી બોહે છે, તુમ અધિક શિતળ ગુણ સોહે છે;
રૂપ દેખી ભવિજન મોહે છે. સુણો. ૪
તુમ શેવા કરવા રસીઓ છું, પણ ભરતમાં દૂરે વસીઓ છું;
મહા મોહરાય કર ફસીઓ છું. સુણો. ૫
પણ સાહીબ ચિત્તમાં ધરીઓ છે, તુમ આણા ખડગ કર ગ્રહીઓ છે;
પણ કાંઇક મુજથી ડરીઓ છે. સુણો. ૬
જીન ઉત્તમ પુંઠ હવે પુરો, કહે પદ્મવિજય થાઉ શુરો;
તો વાધે મુજ મન અતિ નુરો. સુણો. ૭

# अथ श्री सिद्धभगवाननुं.

## (સિદ્ધની શોભા શી કહું. એ દેશી.)

સિદ્ધ જગત શિરે શોભતા, રમતા આતિમરામ;
લક્ષ્મી લીલાની લેહેરમાં, સુખીયા છે શીવ ઠામ. સિ૦ ૧
માહાનંદ અમ્રત પદ નમો, સિદ્ધિ કેવળ નામ;
અપુનર્ભવ બ્રહ્મ પદ વળી, અક્ષય સુખ વિશ્રામ. સિ૦ ૨
સંશ્રે નિશ્રે અક્ષરા, દુઃખ સમસ્તની હાંણ;
નિવૃતી અપ વર્ગતા, મોક્ષ મુગતી નિરવાણ. સિ૦ ૩
અચલ મહોદય પદ લહ્યું, જોતાં જગતના ઠાઠ;
નિજ નિજ રૂપેરે જુજુઆ, વિસાં કર્મ તે આઠ. સિ૦ ૪
અગુરૂ લધુ અવગાહના, નામે વિકસે વદન;
શ્રી સુભવીરને વંદતાં, રહિએ સુખમાં મગન. સિ૦ ૫

# अथ श्री बाहुजीननुं.

સાહેબ બાહુ જીનેશ્વર વિનવું, વિનતડી અવધાર હો;
સાહેબ ભવ ભયથી હું ઉભગો, હવે ભવપાર ઉતાર હો. સા૦ બા૦ ૧
સાહેબ તુમ સરીખા મુજ શીર છતે, કર્મ કરે કીમ જોર હો;
સાહેબ ભુજંગતણો ભય તીહાં નહીં, જીહાં વનવિચરે મોરહો,સા.બા.૨
સાહેબ જીહાં રવી તેજે જળહળે, તીહાં કેમ રહે અંધકારહો;
સાહેબ કેશરી જીહાં ક્રીડા કરે, તીહાં નહીં ગજનો પ્રચારહો. સા. બા.૩
સાહેબ તીમ જો તુમે મુજ મન રમો, તો નાસે દુરીત સંભારહો;
સાહેબ વછવિજય સુસીમા પુરી, રાય સુગ્રીવ મલાર હો.સા.બા. ૪
સાહેબ હરણુ લંછન એમ મેં સ્તવ્યો, મોહની રાણીનો કંતહો;
સાહેબ વિજયા નંદન મુજ દીયો, જસ કહે સુખ અનંતહો.સા.બા. ૫

# अथ दीवालिनू स्तवन.

( વાલાજીની વાટડી અમે જોતાંરે. દેશી. )

જય જીનવર જગ હિતકારીરે, કરે શેવા સુર અવતારીરે;
ગોતમ પમુહા ગણધારી, સનેહી વીરજી જયકારીરે. ૧
અંતરંગ રિપુને ત્રાશેરે, તપ કોપાટોપેં નિવાસેરે;
લહ્યું કેવળનાંણુ ઉલ્લાસે. સનેહી. ૨
કટીલંકે વાદ વદાયરે, પણ જીન સાથે ન ઘટાયરે;
તિણે હરી લંછન પ્રભુ પાય. સનેહી. ૩
સવિ સુર વહુ થેઇ થેઇકારારે, જળ પંકજની પેરે ન્યારારે;
તજી તૃષ્ણા ભોગ વિકારા. સનેહી. ૪
પ્રભુ દેશના અમૃત ધારારે, જીન ધર્મ વિષે રથ કારારે;
જેણે તાર્યા મેઘ કુમારા. સનેહી. ૫

ગૌતમને કેવળ આલીરે, વર્યા સાંતીએ શિવ વરમાળીરે;
કરે ઉત્તમ લોક દીવાળી. સનેહી. ૬
અંતરંગ અલછ નીવારીરે, શુભ સજ્જનને ઉપગારીરે;
કહે વીર વિભુ હિતકારી. સનેહી. ૭

૨

મારે દીવાળીરે થઇ આજ, જિન મુખ જોવાને;
સર્યાં સર્યાંરે શેવકનાં કાજ, ભવ દુઃખ ખોવાને. ટેક.
મહાવીર સ્વામી મુગતે પહોંત્યા, ગૌતમ કેવળજ્ઞાનરે;
ધન અમાવસ્યા દીવાળી મારે, વિર પ્રભુ નિર્વાણુ. જિન૦ ૧
ચારીત્ર પાળ્યા નિર્મળાને, ટાળ્યા વિષય કષાયરે;
એવા મુનિને વંદીએ તો, ઉતારે ભવપાર. જિન૦ ૨
બાકુળ વોર્યા વિરજીને, તારી ચંદન બાળારે;
કેવળ લઇ પ્રભુ મુગતે પહોંત્યા, પામ્યા ભવનો પાર. જિન૦ ૩
એવા મુનીને વંદીએ જે, પંચ જ્ઞાને ધરતારે;
સમવસરણુ દેઇ દેશનારે, પ્રભુ તાર્યા નરને નાર. જિન૦ ૪
ચોવીસમા જીનેશ્વરૂને, મુકિત તણા દાતારરે;
કરજોડી કવી એમ ભણેરે, પ્રભુ દુનીઆં ફેરા ટાળ. જિન૦ ૫

# अथ वर्द्धमान जिननुं.

ગીરૂઆરે ગુણ તુમ તણા, શ્રી વર્ધમાન જીનરાયારે;
સુણતાં શ્રવણે અમી ઝરે, માહરી નિર્મલ થાયે કાયારે. ગી૦ ૧
તુમ ગુણ ગણ ગંગા જળે, હું ઝીલી નીરમળ થાઉંરે;
અવર ન ધંધો આદરૂં, નિશ દીન તોરા ગુણ ગાઉંરે. ગી૦ ૨
ઝીલ્યા જે ગંગા જળે, તે છીલર જલ નવી પેસેરે;
જે માલતી ફુલે મોહીઆ, તે બાવલ જઇ નવિ બેસેરે. ગી૦ ૩

એમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યા ને વળી માચ્યારે;
તે કેમ પરસુર આદરૂ, જે પરનારી વસ રાચ્યારે. ગી૦ ૪
તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારોરે;
વાચક જશ કહે માહરે, તું જીવ જીવન આધારોરે. ગી૦ ૫

૨

સીધારથનારે નંદન વીનવું, વીનતડી અવધાર;
ભવ મંડપમાંરે નાટક નાચીઓ, હવે મુજદાન દેવરાય. સીધા૦ ૧
ત્રણ રતન મુજ આપો તાતજી, જેમ નાવે સંતાપ;
દાન દેઅંતાંરે પ્રભુ કસુર કિસિ, આપો પદવી આપ. સીધા૦ ૨
ચરણ અંગુઠે તે મેરૂ કંપાવીઆ, તોડયાં સુરનાજ માન;
અષ્ટ કરમના તે ઝઘડા જીતવા, દીધાં વરશીદાન. સીધા૦ ૩
સાસન નાયક સીવ સુખ દાયક, ત્રીસલા કુખે રતન;
સીધારથનોરે તુમે દીપાવીઓ, પ્રભુજી વંશ ધન ધન. સીધા૦ ૪
વાચક શેખર કીરતિ વિજય ગુરૂ, પ્રણમું તાસ પસાય;
ધરમ તણા એ જીન ચોવીસના [illegible]નય વીજે ગુણ ગાય. સીધા૦ ૫

3

## ( વીમળાચળ વેગે વધાવો એ દેશી. )

ચઊમાશી પારણું આવે, કરી [illegible]નતી નીજ ઘેર જાવે;
પ્રીયા પુત્રને વાત જણાવે, [illegible] જરી પથરાવેરે.
મહાવીર પ્રભુ ઘેર આવે, જીર[illegible] શેઠ ભાવના ભાવે; મા૦ ૧
ઉભી શેરીએ જળ છંટકાવે, જાય કેતકી ફુલ બીછાવે.
નીજ ઘર તોરણ બંધાવે, મેવા મીઠાઇ થાળ ભરાવે. મા૦ ૨
અરિહાને દાનજ દીજે, દેતાં [illegible] દેખી રીજે;
ખટ માસિ રોગ હરિજે, રીજે દાયક ભવ ત્રીજેરે. મા૦ ૩

તે જીનવર સનમુખ જાવું, મુજ મંદિરીએ પધરાવું;
પારણું ભલી ભકિત કરાવું, જુગતે જીન પુજા રચાવુંરે. મા૦ ૪
પછે પ્રભુને વોળાવા જઇશું, કર જોડી સામા રહીશું;
નમી વંદી પાવન થઇસ્યું, વીરતી અતી રંગે વહીસ્યું. મા૦ ૫
દયા દાન ખીમા શીલ ધરસ્યું, ઉપદેશ સજનને કરસ્યું;
સત્ય જ્ઞાન દીશા અનુસરસ્યું, અનુકંપા લક્ષણ વરસ્યુંરે. મા૦ ૬
એમ જીરણ શેઠ વદંતા, પરીણામની ધારે ચઢંતાં;
શ્રાવકની સીમે ઠરંતાં, દેવ દુંદૂભી નાદ સુણંતાંરે. મા૦ ૭
કરી આયુ પુરણ શુભ ભાવે, સુર લોક અચ્યુતે જાવે;
સાતા વેદની સુખ પાવે, શુભ વીર વચન રસ ગાવેરે. મા૦ ૮

૪

## (રાગ ધન્યાસી તેતરીયાની દેશી.)

વંદો વીર જિનેશ્વર રાયા, ત્રિસલા દેવી જાયારે;
હરી લંછન કંચન કાયા, અમર વધુ હુલરાયારે. વં. ૧
બાલપણે સુરગીરી ડોલાયા, અહિ વેતાલ હરાયારે;
ઇંદ્ર કહણ વ્યાકરણ નીપાયા, પંડિત વિસ્મય પાયારે. વં. ૨
ત્રીસ વરસ ઘરવાસ રહાયા, સંજમસ્યું લય લાયારે;
બાર વરસ તપ કર્મ ખપાયા, કેવલ નાણ ઉપાયારે. વં. ૩
ખાયક રિદ્ધિ અનંતી પાયા, અતિશય અધિક સુહાયારે;
ચાર રૂપ કરી ધર્મ બતાયા, ચઉવિહ સુર ગુણ ગાયારે. વં. ૪
તીન ભુવનમેં આણુ મનાયા, દિશ દોય છત્ર ધરાયારે;
રૂપ કનકમણિ ગઢ વિરચાયા, નિર્ગ્રંથ નામ ધરાયારે. વં. ૫
રયણ સિંહાસન બેસન ઠાયા, દુંદુહિ નાદ વજાયારે;
દાનવ માનવ વાસ વસાયા, ભકતે શિશ નમાયારે. વં. ૬

પ્રભુ ગુણ ગણ ગંગાજલ નાહ્યા, પાવન તેહની કાયારે;
પંડિત ક્ષમા વિજય સુપસાયા, સેવકજન સુખદાયારે. વં. ૭

# अथ श्री धर्मनाथ जिनं.

**હાંરે મારે જોબનીયાનો લટકો દહાડા ચારજો એ દેશી.**

હાંરે મારે ધર્મ જીણંદશું લાગી પૂરણ પ્રીતજો,
જીવડલો લલચાણો જિનજીની ઓલગેરેલો;
હાંરે મુને થાશે કોઇક સમે પ્રભુ સુપ્રસન્નજો,
વાતડલી મ્હારીરે સવી થાસે વગેરેલો. ૧
હાંરે પ્રભુ દુરીજનનો ભંભેર્યો માહરો નાથજો,
ઓળવસ્યે નહીં કયારે કીધી ચાકરીરે લોલ;
હાંરે મારા સ્વામી સરખો કુણ છે દુનિયા માંહજો,
જઇએ રે જીમ તેહને ઘર આસ્યા કરિરેલો. ૨
હાંરે જસ સેવા સેતી સ્વારથની નહી સીદ્ધજો,
ઠાલીરે શી કરવી તેહથી ગોઠડીરેલો;
હાંરે કાંઇ જુઠું ખાય તે મીઠાઇને માટેજો,
કાંઇરે પરમારથ વીણ નહી પ્રીતડીરેલો. ૩
હાંરે અંતરજામી જીવન પ્રાણઆધારજો,
વાયોરે નવી જાણ્યો કલિયુગ વાયરોરેલો;
હાંરે લાયક નાયક ભગતવછલ ભગવંતજો,
વારૂરે ગુણ કેરો સાહિબ સાયરૂરેલો. ૪
હાંરે લાગી મુજને તાહરી માયા જોર જો,
અલગારે રહ્યાથી હોય ઓસંગલોરેલો;
હાંરે કુણ જાણે અંતરગતની વિણ મહારાજજો,
હેજેરે હસી બોલો છાંડી આંબળોરેલો. ૫

હાંરે તારે મુખને મટકે અટકયું માહરૂં મનજો.
આખડલી અણીયાલી કામણગારડીરેલો;
હાંરે મારા નયણા લંપટ જોવે ખીણખીણ તુઝજો,
રાતેરે પ્રભુ રૂપે ન રહે વારીયોરેલો. ૬
હાંરે પ્રભુ અલગા તોપણ જાણજ્યો કરીને હજુરજો,
તાહરીરે બલીહારી હું જાઉ વારણેરેલો;
હાંરે કવિ રૂપ વિબુધનો મોહન કરે અરદાસજો.
ગિરૂઆથી મન આણી ઉલટ અતી ઘણેરેલો. ૭

# अथ श्री अनंतनाथजिनुं.

ધાર તરવારની સોહિલી દોહિલી, ચઉદમા જીનતણી ચરણ સેવા;
ધારપર નાચતાં દેખ બાજીગરા, સેવના ધારપર રહે ન દેવા. ધા૦ ૧
એક કહે સેવીએ વિવિધ કીરીયા કરી, ફલ અનેકાંત લોચન ન દેખે;
ફલ અનેકાંત કીરીયા કરી બાપડા, રડવડે ચાર ગતિ માંહિ લેખે. ધા૦૨
ગચ્છના ભેદ બહુ નયણ નિહાળતાં, તત્વની વાત કરતાં ન લાજે;
ઉદર ભરણાદિ નિજ કાજ કરતાં થકાં,મોહ નડીયા કલિકાલરાજે. ધા૦ ૩
વચન નિરપેક્ષ વ્યવહાર જુઠો કહ્યો, વચન સાપેક્ષ વ્યવહાર સાચો;
વચન નિરપેક્ષ વ્યવહાર સંસાર ફલ, સાંભળી આદરી કાંઇ રાચો.ધા૦૪
દેવ ગુરૂ ધર્મની શુદ્ધી કહો કીમ રહે, કીમ રહે શુદ્ધ શ્રદ્ધાન આણો;
શુધ શ્રદ્ધાન વિણુ સર્વ કિરીયા કરી,છારપર લીંપણો સરસ જાણો.ધા૦ ૫
પાપ નહીં કોઇ ઉત્સૂત્ર ભાષણ જિસો, ધર્મ નહી કોઇ જગ સૂત્રસરિખો;
સૂત્ર અનુસાર જે ભવિક કિરિયા કરે,તેહનો શુદ્ધ ચારિત્ર પરિખો. ધા૦ ૬
એહ ઉપદેશનું સાર સંક્ષેપથી, જે નરા ચિત્તમાં નિત્ય ધ્યાવે;
તે નરા દિવ્ય બહુ કાલ સુખ અનુભવી,નિયત આનંદઘન રાજપાવે.ધા૦૭

# अथ श्री शंखेश्वरजीनुं.

અંતરજામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તુમારો;
સાંભળીને આવ્યો હું તીરેં, જનમ મરણ દુઃખ વારો.
સેવક અરજ કરેછે રાજ, અમને શીવ સુખ આપો; ૧ એ આંકણી.
સહુકોનાં મન વંછીત પુરો, ચિંતા સહુની ચુરો;
એહવું બિરૂદ છે રાજ તુમારૂં, કેમ રાખોછો દુરેં. સે૦ ૨
સેવકને વલવલતો દેખી, મનમાં મહેર ન ધરશો;
કરૂણાસાગર કેમ કેહેવાશો, જો ઉપગાર ન કરશો. સે૦ ૩
લટપટનું હવે કામ નહીંછે, પ્રત્યક્ષ દરિસણ દીજે;
ધુંઆડે ધીજું નહી સાહિબ, પેટ પડયાં પતીજેં. સે૦ ૪
શ્રી શંખેશ્વર મંડણ સાહિબ, વિનતડી અવધારો;
કહે જિન હર્ષ મયા કર મુજને, ભવસાયરથી તારો, સે૦ ૫

# अथ श्री तीर्थमाळानुं.

સેત્રુંજે રીખભ સમોસરયાં, ભલા ગુણ ભરયારે;
સીધ્યા સાધુ અનંત, તીરથ તે નમુંરે;
ત્રણ કલ્યાંણક તીહાં થયાં મુગતે ગયારે,
નેમીસર ગીરનાર. તીરથ૦ ૧
અષ્ટાપદ એક દેહરો, ગીરી શેહેરોરે;
ભરતે ભરાવ્યા બીંબ. તીરથ૦
આબુ ચોમુખ અતિ ભલો, ત્રીભુવન તીલોરે;
વીમલ વસે વસ્તુપાલ. તીરથ૦ ૨
સમેત સીખર સોહામણો, રળીયામણોરે;
સીધ્યા તીર્થંકર વીસ. તીરથ૦

નયરી ચંપા નીરખીએ, હઇડે હરખીએરે;
સીધ્યા શ્રી વાસુપુજ્ય. તીરથ૦ ૩
પુરવ દીશા પાવાપુરી, રીધે ભરીરે;
મુગતિ ગયા મહાવીર. તીરથ૦
જેસલમેર જુહારીએ, દુઃખ વારીએરે;
અરીહંત બીંબ અનેક. તીરથ૦ ૪
વિકાનેરજ વંદીએ, ચીર નંદીએરે;
અરિહંત દેહરાં આઠ. તીરથ૦
સોરીસરો સંખેસરો, પંચાસરોરે;
ફલોધી થંભણ પાસ. તીરથ૦ ૫
અંતરીક અજાવરો, અમી ઝરોરે;
જીરાવલો જગનાથ. તીરથ૦
તીલોકય દિપક દેહરો, જાત્રા કરોરે;
રાણપુરે રિસહેસ. તીરથ૦ ૬
શ્રી નાડુલાઇ જાદવો, ગોડીસ્તવોરે;
શ્રીવરકાંણો પાસ. તીરથ૦
નંદીશ્વરનાં દેહરાં, બાવન ભલાંરે;
રૂચક કુંડલે ચ્યાર ચ્યાર. તીરથ૦ ૭
સાસ્વતી અસાસ્વતી, પ્રતીમા છતીરે;
સ્વર્ગ મૃત્યુ પાતાલ. તીરથ૦
તીરથ જાત્રા ફળ તીહાં, હોજ્યો મુજ ઇહાંરે;
સમય સુંદર કહે એમ. તીરથ૦ ૮

# अथ गीरनार तिर्थनुं.

તોરણથી રથ ફેરી ચાલ્યા કંથરે. પ્રીતમજી.

આઠ ભવની પ્રીતડી તોડી તંત. મારા પ્રીતમજી.
નવમે ભવ પણ નેહ ન આણ્યો મુજરે. પ્રીતમજી.
તો શે કારણ એટલે આવવું તુજ. મારા પ્રીતમજી.
એક પોકાર સુણી તીર્યંચનો ઈમરે. પ્રીતમજી.
મુકો અબળા રોતી પ્રભુજી કીમ. મારા પ્રીતમજી.
ખટ જીવના રખવાળમાં સીરદારરે. પ્રીતમજી.
તો કેમ વીલવતી સ્વામી મુકો નાર. મારા પ્રીતમજી.
શીવ વધુ કેરૂં એવું કેવું રૂપરે. પ્રીતમજી.
મુજ મુકીને ચીત્તમાં ધરી જીન ભુપ. મારા પ્રીતમજી.
જીનજી લીએ સહસાવનમાં વ્રત ભારરે. પ્રીતમજી.
ઘાતી કરમ ખપાવીને નીરધાર. મારા પ્રીતમજી.
કેવળ રીધી અનંતી પ્રગટ કીધરે. પ્રીતમજી.
જાણી રાજુલ ઈમ પ્રતીજ્ઞા લીધ. મારા પ્રીતમજી.
જે પ્રભુજીએ કીધું કરવું તેહરે. પ્રીતમજી.
એમ કહી વ્રતધર થઇ પ્રભુ પાસે જેહ. મારા પ્રીતમજી.
પ્રભુ પહેલાં નીજ સોકનું જોવા રૂપરે. પ્રીતમજી.
કેવળજ્ઞાન લહી થઈ સિદ્ધ સ્વરૂપ. મારા પ્રીતમજી.
શીવ વધુ વરીઆ જીનવર ઉત્તમ નેમરે. પ્રીતમજી.
પદ્મ કહે પ્રભુ રાખો અવીચળ પ્રેમ. મારા પ્રીતમજી.

## अथ समेतसीखरजीनुं.

જઈ પુજો લાલ સમેત સીખર ગીરી ઉપર પાસજી સામળા,
જીન ભગતે લાલ કરતાં જીન પદ પાવે ટળે ભવ આંમળા. આંકણી.
છહરી પાળી દરસણ કરીએ, ભવ ભવ સંચીત પાતીક હરીએ;
નીજ આતમ પુન્ય રસે ભરીએ, જઇ પુજો લાલ૦ ૧

એ ગીરીવર નીત્ય સેવા કીજે, જીમ સીવ સુખડા કરમાં લીજે;
ચીદાનંદ સુધારસ નીત્ય પીજે, જઇ પુજો લાલ૦ ૨
જીહાં સીવરમણી વરવા આવ્યા, અજીતાદીક વીસે જીનરાયા;
બહુ મુનીવર જીત શીવ વધુ પાયા, જઇ પુજો લાલ૦ ૩
તેને એ ઉત્તમ ગીરી જાણો, કરો સેવા આતમ કરી સ્યાણો;
એ ફરી ફરી નહીં આવે ટાંણો, જઇ પુજો લાલ૦ ૪
તુમે ધન કંચનની માયા, કરતા અસુચી કીની કાયા;
કેમ તરશો વીણુ એ ગીરી રાયા, જઇ પુજો લાલ૦ ૫
ઇમ શુભ મતી વચન સુણી તાજા, એ ભજો જગગુરૂ આતમ રાજા;
ગીરી ફરસે ધરી મન સૂચી માજા, જઇ પુજો લાલ૦ ૬
સંવતસર રીખી ગજચંદ સમે, ફાગણ સુદી ત્રીજ બુધવારે ગમે;
ગીરી દરશણ કરતા ચીર રમે, જઇ પુજો લાલ૦ ૭
પ્રભુપદ પદ્મ તણી શેવા, કરતાં નીત્ય લહીએ શીવ મેવા;
કહે રૂપ વીજય મૂજ તે હેવા, જઇ પુજો લાલ૦ ૮

# अथ अष्टापदजीनुं.

(કુંવર ગભારો નજરે દેખતાંજી. એ દેશી.)

ચઉ આઠ દસ દોય વંદીએજી, વરતમાન જગદીશરે;
અષ્ટાપદ ગીરી ઉપરેજી, નમતાં વાધે જગીશરે.
ભરત ભરતપતી જીન મુખેજી, ઉચરીયાં વ્રત બારરે;
દર્શન શુદ્ધિને કારણેજી, ચોવીશ પ્રભુનો વિહારરે. ચઉ૦ ૧
ઉંચપણે કોસ તીગ કહ્યુંજી, યોજન એક વિસ્તારરે;
નિજ નિજ માન પ્રમાણ ભરાવીયાજી બીંબેશ્વર પરઉપગારરે. ચ. ૨
અજીતાદીક ચઉદા દીણેજી, પશ્ચિમે પડીમા આઠરે;
અનંત આદે દસ ઉતરેજી, પૂર્વે રીખભ વીર પાઠરે. ચઉ૦ ૩

રીખભ અજીત પૂર્વે રહ્યાજી, એ પણ આગમ પાઠરે;
આત્મશક્તિ કરે જાત્રાજી, તે ભવ મુક્તિ વરે હણી આઠરે. ચ૦૪
દેખો અચંબો શ્રી સીદ્ધાચળેજી, હુવા અસંખ્ય ઉદ્ધારરે;
આજ દીને પણ એણે ગીરીજી, ઝગમગ ચૈત્ય ઉદ્ધારરે, ચ૦ ૫
રેહેસે ઉત્સરપીણી લગેજી, દેવ મહીમા ગુણ દાખીરે;
પીંહની સઘાદિક થીર પણેજી, વસુદેવ હીંડની સાખરે. ચ૦ ૬
કેવળી જીન મુખમેં સુણ્યુંજી, એણે વિધે પાઠ પઠાવરે;
શ્રીશુભ વીર વચન રસેજી, ગાયા રિખભ શીવ ઠાયરે. ચઉ૦ ૭

# अथ आबुजीनुं.

## (કોઈ લો પરવત ધુંધલોરે. એ દેશી.)

આબુ અચલ રળીયામણોરે લોલ, દેલવાડે મનોહાર સુખકારીરે.
વાદલીએ કેસર ધર્યુંરે લોલ, દેવલ દીપે ચ્યાર બલીહારીરે;
ભાવ ધરીને ભેટીએરે લોલ. આંકણી.
બાર પાદશાહ વશ કરીરે લોલ, વીમલ મંત્રીસર સાર; સુ૦
તેણે પ્રસાદની પાઈઓરે લોલ, રિખભ જગદાધાર. બ૦ આ૦ ૧
તેહ ચૈત્યમાં જીનારૂરે લોલ, આઠસેને છોતેર. સુ૦
જેહ દીઠે પ્રભુ સાંભવેરેલોલ, મોહ કર્યો જીણે જેર. બ૦ આ૦ ૨
દ્રવ્ય ભલી ધરતી ભલીરે લોલ, લીધો દેવલ કાજ. સુ૦
ચૈત તીહાં મંડાવીઉરે લોલ, લેવા સિવપુર રાજ. બ૦ આ૦ ૩
પંદરસે કારીગરેરે લોલ, દેવી ધરા પ્રત્યેક; સુ૦
તેમ મરદન કારક વળીરે લોલ, વસ્તુપાલ એ વિવેક. બ૦ આ૦ ૪
કોરણી વોરણી તીહાં કરીરે લોલ. દીઠાં બને તે વાત; સુ૦
પણ નવી જાએ મુખે કહીરે લોલ, સુર ગુરૂ સમ વિખ્યાત. બ૦આ૦૫
ત્રણ વરસે નીપન્યોરે લોલ, તે પ્રસાદ ઉત્તમ; સુ૦

બારકોડી ત્રેપન લક્ષનેરે લોલ, ખરચ્યા દ્રવ્ય ઉછરંગ. બ૦આ૦ ૬
દેરાણી જેઠાણીના ગોખલારે લોલ, દેખતાં હરખ તે થાય. સુ૦
લાખ અઢાર ખરચીયારે લોલ, ધનધન એહની માય. બ૦આ૦ ૭
મુલનાયક નેમીસરરે લોલ, જન્મ થકી બ્રહ્મચાર. સુ૦
નીજ સતા રગણી થયારે લોલ, ગુણ અનંત આધાર. બ૦આ૦ ૮
અગ્યારસેંને અડસઠ ભલારે લોલ, જીનવર બિંબ વીશાલ; સુ૦
આજ ભલે મેં ભેટીયારે લોલ, પાપ ગયા પાતાળ. બ૦ આ૦ ૯
રિખભ ધાતુ મયી દેહરે લોલ, એકસો પીસતાળીસ બીંબ. સુ૦
ચોમુખ ચૈત્ય જુહારીએરે લોલ, મરૂધરમાં જેમઅંબ. બ૦આ૦ ૧૦
બાણુ કાઉસ્સગીયા તેહમાંરે લોલ, અગન્યાસી જીનરાય; સુ૦
અચલગઢે બહુ જીનવરારે લોલ, વંદુ તેહના પાય. બ૦ આ૦ ૧૧
ધાતુમયી પરમેસરૂરે લોલ, અદભુત શુભ સ્વરૂપ; સુ૦
ચઉમુખ જીન વંદતારે લોલ, થાયે નીજગુણ ભુપ. બ૦આ૦ ૧૨
અઢારશેને અઢારમાંરે લોલ, ચઇતર વદિ ત્રીજ દીન; સુ૦
પાલણપુરના સંઘસુરે લોલ, પ્રણમી થયો ધનધન. બ૦ આ૦ ૧૩
તેમ સાંતી જગદીસરૂરે લોલ. જાત્રા કરી અદભૂત. સુ૦
જે દેખી જીન સાંભરેરે લોલ, સેવ કરે પુરહુત. બ૦ આ૦ ૧૪
ઇમ જાણી આબુ તણીરે લોલ, જાત્રા કરશે જેહ; સુ૦
જીન ઉત્તમ પદ પામશેરે લોલ, પદ્મ વિજય કહે તેહ. બ૦ આ૦ ૧૫

# अथ राणकपुरनं.

શ્રી રાણકપુર રળીઆમણુંરે લાલ, શ્રી આદેસર દેવ મન મોહ્યુરે;
ઉતંગ તોરણ દેહરૂંરે લાલ, નિરખીજે નિત્ય મેવ. મન૦ શ્રી૦ ૧
ચઉવીશ મંડપ ચઉદીસેરે લાલ, ચઉમુખ પ્રતિમાચાર; મન૦
ત્રિભુવન દિપક દેહેરૂંરે લાલ, સમોવડ નહીં સંસાર. મન૦ શ્રી૦ ૨

દેહરી ચઉરાસી દિપતીંરે લાલ, માંડયો અષ્ટાપદ મેર; મન૦
ભલે જુહારયાં ભુંઇરાંરે લાલ, સુતાં ઉઠી સવેર. મન૦ શ્રી૦ ૩
દેશ જાણી સો દેહરાંરે લાલ, મોટો દેશ મેવાડ; મન૦
લાખ નવાણું લગાવીયારે લાલ, ધન ધરેણે પોરવાડ. મન૦ શ્રી૦ ૪
ખરતર વસહી ખાંતસુરે લાલ, નિરખતાં સુખ થાય; મન૦
પાંચ પ્રસાદ બીજા વળીરે લાલ, જોતાં પાકતી જાય. મન૦ શ્રી૦ ૫
આજ કૃતારથ હું થયોરે લાલ, આજ થયો આણંદ; મન૦
યાત્રા કરી જીનવર તણીરે લાલ, દુર ગયું દુઃખ દંદ. મન૦ શ્રી૦ ૬
સંવત સોલને છોહોતરીરે લાલ, માગસર માસ મોઝાર. મન૦
રાણકપુર યાત્રા કરીરે લાલ, સમયસુંદર સુખકાર. મન૦ શ્રી૦ ૭

# अथ विशेविहरमाननुं.

## (રાગ રામકલી.)

સીમંધર યુગમંધર બાહુ, સોથાસ્વામી સુબાહુ,
જંબુદ્વીપ વિદેહેં વિચરે, કેવલ કમલા નાહુરે. ૧
ભવિકા વિહરમાન જિનવદો, આતમ પાપ નિકંદોરેં, ભ૦
સુજાત સ્વયંપ્રભ ઋષભાનન, અનંત વીરજ ચિત્ત ધરીએ;
સૂરપ્રભ શ્રી વિશાલ વજ્રંધર, ચંદ્રાનન ધાતકીએરે. ભ૦ ૨
ચંદ્ર બાહુ ભુજંગને ઇશ્વર, નેમિનાથ વિરસેન;
દેવ જશ ચંદ્ર જશાજીત વીરિય, પુખ્ખર ધીપ પ્રસન્નરે. ભ૦ ૩
આઠમી નવમી ચોવીશ પચવીશમી, વિદેહે વિજય જયવંતા;
દશ લાખ કેવલી સો ક્રોડ સાધુ, પરિવારે ગહગહંતારે. ભ૦ ૪
ધનુષ પાંચસેં ઊંચી શોહે, સોવન વરણી કાયા;
દોષ રહિત સુર મહિ મહીતલ, વિચરે પાવન પાયારે. ભ૦ ૫
ચોરાશી લાખ પૂરવ જિન જીવિત, ચોત્રીશ અતિશય ધારી;

સમવસરણ બેઠા પરમેશ્વર, પડીબોહે નર નારીરે. ભ० ૬
ખીમા વીજય જીન કરૂણા સાગર, આપ તરયા પર તારે;
ધર્મ નાયક શિવ મારગ દાયક, જન્મ જરા દુઃખ વારેરે. ભ० ૭

# अथ सिद्धचक्रजीनुं.

ઓ ભવિ પ્રાણીરે સેવો સિદ્ધચક્ર, ધ્યાન સમો નહીં મેવો. ઓ ભ०ટેક.
જે સિદ્ધચક્રને આરાધે, તેની કીર્ત્તી જગતમાં વાધે. ઓ ભવિ० ૧
પેહેલે પદેરે અરિહંત, બીજે સિદ્ધ બુધ ધ્યાન મહંત;
તીજે પદેરે સુરીસર, ચોથે ઉવઝાય ને પાંચમે મુનીસર. ઓ ભવિ० ૨
છઠે દરશન કીજે. સાતમે જ્ઞાનથી શિવ સુખ લીજે;
આઠમે ચારિત્ર પાળો, નવમે તપથી મુકતે જાવો. ઓ ભવિ० ૩
ઓળી આંબેલની કીજેં, નોકારવાલી વીશ ગણીજેં;
ત્રણે ટંકનારે દેવ વાંદીજેં, પસેવણ પડિક્કમણાં કીજેં. ઓ ભવિ० ૪
ગુરૂ મુખ કિરિયારે કીજેં, દેવગુરૂ ભક્તિ ચિત્તમાં ધરીજેં;
એમ કહે રામનો શિષ્ય, ઓળી ઉજવજો જગદીશ. ઓ ભવિ० ૫

# अथ पंचमीनुं.

પંચમી તપ તમે કરોરે પ્રાણી, જેમ પામો નિર્મલ જ્ઞાનરે;
પહેલું જ્ઞાન તે પછી ક્રિયા, નહીં કોઇ જ્ઞાન સમાનરે, પંચમી. ૧
નંદી સૂત્રમાં જ્ઞાન વખાણ્યું, જ્ઞાનના પાંચ પ્રકારરે;
મતિ શ્રુત અવધિને મનઃ પર્યવ, કેવલ એક ઉદારરે. પંચમી. ૨
મતિ આઠાવીશ શ્રુત ચઉદહબીશ, અવધીછે અસંખ્ય પ્રકારરે;
દોય ભેદે મનઃ પર્યવ દાખ્યું, કેવલ એક ઉદારરે. પંચમી. ૩
ચંદ્ર સૂર્ય ગ્રહ નક્ષત્ર તારા, એકથી એક અપારરે;
કેવલજ્ઞાન સમુ નહીં કોઇ, લોકા લોક પ્રકાશરે. પંચમી. ૪

પારસનાથ પ્રસાદ કરીને, મ્હારી પુરો ઉમેદરે;
સમય સુંદર કહે હું પણ પામું, ગ્નાનનો પાંચમો ભેદરે. પંચમી. ૫

# अथ गणधरनुं.

એકાદશ ગણધરનાં નામ, પ્રહ ઉઠીને કરૂં પ્રણામ;
ઇંદ્રભુતી પહેલો તે જાણ, અગ્નિ ભુતી બીજો ગુણ ખાણ. ૧
વાયુભુતી ત્રીજા જગ સાર, ગણધર ચોથો વ્યકત ઉદાર;
શાસનપતિ સુધર્માસાર, મંડીત નામે છઠો ધાર. ૨
મૌર્ય પુત્ર તે સાતમો જેહ, અકંપીત અષ્ટમ ગુણ ગેહ;
મુનીવર માંહી જે પ્રધાન, અચલ ભ્રાત નવમો એ નામ. ૩
નામ થકી હોય કોડી કલ્યાંણ, દશમો મેતારજ અવિરલ વાણ;
એકાદશમો પ્રભાસ કહેવાય, સુખસંપતિ જસ નામે થાય. ૪
ગાયા વિર તણા ગણધાર, ગુણ મણી રયણ તણા ભંડાર;
ઉત્તમ વિજય ગુરૂનો શિષ્ય, રત્ન વિજય વંદે નિશદિસ. ૫

# अथ परचुरण स्तवनो.

કિરપા કરોરે ગોડીપાસ જીનેશ્વર, તુમ સ્વામી અંતર જામીરૂ. ટેક.
ઊંચે ઊંચે ગઢપર પાસજી બીરાજે, ચારે તરફ ગ્નાની ગ્નાનીરે.કિ. ૧
લીલ વરણ તેરે અંગ બીરાજે, બદનોકી જાઉ બલીહારી. કિ. ૨
બાંહે બાજુબંધ બેરખા બીરાજે, કુંડળકી છબી હે ન્યારી. કિ. ૩
ધુંડત ધુંડત મેં પ્રભુ પાયો, પુરણ પદવી અબ પાઇ. કિ. ૪
નાથ નિરંજન નામ તુમારો, રૂપચંદ પદવી પાઇ. કિ. ૫

૨

કીને દેખા હમેરા સ્વામી, સ્વામીજી અંતરજામીરે. કીને. ટેક.
આઠ ભવકી પ્રિત પ્રકાશી, નવમે ગયા શીવ ગામીરે. કીને. ૧

સેસાવનકી કુંજ ગલનમે, મળ્યા મુને અંતરજામીરે. કીને. ૨
આપ ચલે ગીરનારકે ઉપર, નારી તારી કેવળ પામીરે. કીને. ૩
કહે નથુ પ્રભુ નેમ નગીનો, કહુંછું આજ શીર નામીરે. કીને. ૪

૩

બેર બેર નહીં આવે અવસર, બેર બેર નહીં આવે. ટેક.
જ્યું જાણે તીયું કરલે ભલાઇ, જનમ જનમ સુખ પાવે. અવસર. ૧
તન ધન જોબન સબહી જુઠો, પ્રાણ પલકમે જાવે. અવસર. ૨
તન છુટે ધન કોણ કામકો, કાયકુ કૃપણ કહાવે. અવસર. ૩
જાકે દીલમે સાચ બસતહે, તાકુ જુઠ ન ભાવે. અવસર. ૪
આણંદઘન પ્રભુ ચલત પંથમે, સમર સમર ગુણ ગાવે. અવસર. ૫

૪

ભલાજી મેરો નેમ ચલો ગીરનાર એકેલી જાનસે. મેરો૦ રાજુલ ઉભી અરજ કરેછે, ભલાજી મેરી અરજ સુનો મહારાજ. એકેલી૦ ૧ તોરણ આએ ચલે રથ ફેરી, ભલાજી ઉનાંતો પસુવનકી સુણી છે પોકાર. એકલી૦ ૨ સેસાવનકી કુંજ ગલનમે, ભલાજી વાંતો પંચ મહાવ્રત ધાર. એકેલી૦ ૩ હરખચંદ પ્રભુ રાજુલ વિનવે, ભલાજી મેરો હજો મુક્તીમે વાસ. એકેલી૦ ૪

૫

કિરપા કરોની આદીશ્વર બાવા, કેસા ધ્યાન લગાયા હે. કીરપા૦ ટેક. કર ઉપર કર અધિક બિરાજે, આશ નગર જુમાયા હે. કીરપા૦ ૧ ગમના ગમની વાર ન સાચી, શિવરમણીકું પાયા હે. કીરપા૦ ૨ આપ તરે ઓરનકું તારે, એઇ બીરૂદ પાયા હે. કીરપા૦ ૩ પ્રેમ પદારથ ઇચ્છાપુરે, શાંતિ કુશળ ગુણ ગાયાહે. કીરપા૦ ૪

૬

કુંમકુંમને પગલે, પધારો રાજકુંમકુંમને પગલે. ટેક.

સંસાર છોડી સંજમ આદરવા, દાન દીધાં ઢગલે.(૨) પધારો૦ ૧
સીવીકા દેવી સહેસ પુરૂષશે, પ્રભુ બેસી ફરો સઘળે. પધારો૦ ૨
વન જઇ પ્રભુ દીક્ષા લીની, ઉપજે જ્ઞાન ચોથું ડગલે. પધારો૦ ૩
કરમ ખપાવી કેવળ લીધું,મોક્ષે પોહોત્યા તેતો એક મજલે. પધારો૦ ૪
નથુ કલ્યાણ કહે ચેતનને, તું તો એવા પ્રભુ ભજલે. પધારો૦ ૫

૭

અંતર મેલ મીટયો નહી મનકો, ઉપર તન કયા ધોયારે. અંતર૦ ટેક.
શોળ શણગાર સજીને શરીરપર, મુખડા કાચમે જોયારે. અંતર૦ ૧
અગર અતર અબીલ અરગજા, ગંદી દેહ સંગ મોહ્યારે. અંતર૦ ૨
સરસ અહાર કરી તનને પોસે, તીરીયા પલંગપર સોયારે. અંતર૦ ૩
કહે જીનદાસ જે અક્ષય અમર પદ,જગ નીરખ્યા તબ રોયારે. અંતર૦૪

૮

સમત શીખર ચાલો જઇએ મોરી સજની,સમત શીખર ચાલો જઇએ ટેક. દેશ દેશકે જાત્રા આવે, અતિસુખ અતિ સુખ ચાહીએ મોરી સજની. સમત૦ ૧ વીસે ટુંકે વીસ જીનેશ્વર, વંદીને પાવન થઇએ મોરી સજની, સમત૦ ૨ મન વચ કાયા પ્રદક્ષણા દેકર, મુકિત પદમ પદ પાઇએ મોરી સજની સમત૦ ૩.

૯

મનુપ્યારા મનુપ્યારા રૂષભદેવ; મનુપ્યારા મનુપ્યારા.
પ્રથમ તીર્થંકર પ્રથમ નરેશર, પ્રથમ જતી વ્રતધારા; રૂ. ૧
નાભિરાયા મરૂ દેવીકો નંદન, જુગલા ધર્મનીવારા. રૂ. ૨
કેવલ લઈ પ્રભુ મુકતે પોહોચ્યા, આવા ગમન નિવારા. રૂ. ૩
આનંદ ધન પ્રભુ ઇતની વિનતી, આભવ પાર ઉતારા; રૂ. ૪

૧૦

શીગતી થાશે અમારી ઓ દીનાનાથ, શીગતી થાશે અમારી. ટેક.

ઇંદ્રીને કાજે હું ઘણું ધાયો, કર્મ કીધાં બહુ ભારી  દી. શી. ૧
એ વાતે મારૂં મન લલચાયું, એક કંચન બીજી નારી  દી. શી. ૨
દેશ દેશાંતર હું ભમી આવ્યો; નાઠાની નથી બારી.  દી. શી. ૩
હું હું કરતાં ગયો જન્મારો, ભક્તિ ન જાણી તુંમારી. દી. શી. ૪
ભવસાગરમાં તારો દાસ બુડેછે, શ્રીપાર્શ્વનાથ લે તારી દી. શી. ૫

૧૧

રાજુલ કહે નાથ ગએ સાથ પરહરી; નહી અરજ મેરી ગરજ કછુ દીલમે ધરી. રાજુલ૦ ૧ તેરે દર્સકી મેં તરશી દેખુ મેહેલપર ચઢી, દેખી નાથ સાથ જાનમેરી અખીઆં ઠરી. રાજુલ૦ ૨ આયો તોરણને ફીરીઓ રથ શાગને ફરી, કીની પસુવનપે મ્હેર કેર આપે કયા કરી. રાજુલ૦ ૩ આઠ ભવકી જાણી રીત દીલમે ન જરી, આએ નવમે ભવ જોગ ભોગ ગએ બીસરી. રાજુલ૦ ૪ છોડી રાજુલ શ્રીનાર લીની શોવ વધુ વરી, કહે શુત પ્રભુ દાસ ચિત્ત ચરણુસે ધરી. રાજુલ. ૫.

૧૨

ખતરાં દુર કરના દુર કરના, એક ધ્યાન પ્રભુકા ધરના. ખતરાં દુર કરના૦ ટેક. જબલગ પાંચો નીરગળ કરના, તબ લગ જીન અનુસરના. ખતરાં૦ ૧ ક્રોધ માન માયા પરોહરના, સમકીત્ત સુખ વરના. ખતરાં૦ ૨ ધન કંચનકુ કહો કયા કરના, આખર એકદીન મરના. ખતરાં૦ ૩ જ્ઞાન ઉદ્યોત પ્રભુ પાએ પરના, શીવ સુંદરવર વરના. ખતરાં૦૪

૧૩

ચેતન કાચીરે મીટીકા ડેરા, ટેક. પડ ગયા બુંદ બીખર ગયા ડેરા; લોક કહે ઘર મેરારે. ચેતન૦ ૧ ઉપર પડતે ભુખણુ સોહે, ભીતર ખોત અંધેરારે. ચેતન૦ ૨ જુઠા હાડ ઠઠા દુનિયામે, જુઠા

તન ધન મેરારે. ચેતન૦ ૩ એઈ અરજ તું કરલે ભાઇ. એ જગ- કો નહી તેરારે. ચેતન૦ ૪ નવલ કહે છીન છીન મત બીસારો, આપના કર લ્યો સવેરારે. ચેતન૦ ૫

# अथ पुन्यप्रकाशनुं स्तवन.

દુહા.

સકળ સિદ્ધિ દાયક સદા, ચોવીસે જીનરાય, સહગુરૂ સામિની સરસતી, પ્રેમે પ્રણમું પાય. ૧ ત્રિભુવનપતી ત્રિસલા તણો, નંદન ગુણ ગંભીર, શાસન નાયક જગજયો; વર્ધમાન વડવીર. ૨ એક દિન વીર જીણંદને. ચરણે કરી પ્રણામ; ભવિક જીવના હિત ભણી, પૂછે ગૌતમ સ્વામ. ૩ મુકિત મારગ આરાધિએ, કહો કિણ પરે અરિહંત; સુધા સરસ તવ વચન રસ, ભાખે શ્રી ભગવંત. ૪ અ- તીચાર આળોઇએ, વ્રત ધરિએ ગુરૂશાખ; જીવ ખમાવો સયળજે, યોનિ ચોરાશી લાખ. ૫ વિધિશું વળિ વોશરાવિએ, પાપસ્થાન અઢાર, ચાર શરણ નિત્ય અનુસરો, નિંદો દુરિત આચાર. ૬ શુભ કરણી અનુમોદિએ, ભાવ ભલો મન આણી; અણસણ અવસર આદરી, નવપદ જપો સુજાણ. ૭ શુભગતિ આરાધન તણા, એછે દશ અધિકાર; ચિત્ત આણિને આદરો જેમ પામો ભવપાર. ૮

ઢાળ પેહેલી.

(કુગતીએ છેડા કીહા રાખી. એ દેશી.)

જ્ઞાન દરિસણ ચારિત્ર તપ વિરજ, એ પાંચે આચાર; એહ ત- ણા એહ ભવ પરભવના, આલોઇએ અતિચારરે. પ્રાણી, જ્ઞાન ભણો ગુણખાણી, વીરવદે એમ વાણીરે. પ્રા૦ ૧ એ આંકણી. ગુરૂ ઓ- ળવીએ નહી ગુરૂ વિનય, કાળે ધરી બહુ માન; સુત્ર અરથ તદુભય કરી સુધાં, ભણીએ વહી ઉપધાનરે. પ્રા૦ જ્ઞા૦ ૨ જ્ઞાનોપગરણ પાટી પોથી, ઠવણી નોકર વાલી; તેહ તણી કીધી આશાતના, જ્ઞાન ભક્તિ

ન સંભાળીરે. પ્રા૦ જ્ઞા૦ ૩ ઇત્યાદિક વિપરીતપણાથી, જ્ઞાન વિરાધ્યું જેહ; આભવ પરભવ વળીરે ભવોભવ, મિછામિદુક્કડં તેહરે. પ્રા૦ જ્ઞા૦ ૪ પ્રાણી સમકિત લ્યો શુદ્ધ જાણી, વીરવદે એમ વાણીરે. પ્રા૦ સ૦ જીનવચને શંકા નવિ કીજે, નવિ પરમત અભિલાખ; સાધુ તણી નિંદા પરિહરજો, ફળ સંદેહ માં રાખરે. પ્રા૦ સ૦ ૫ મૂઢપણું છંડો પરશંસા, ગુણવંતને આદરિએ; સામીને ધરમે કરી થીરતા, ભકિત પ્રભાવના કરિએરે. પ્રા૦ સ૦ ૬ સંઘ ચૈત્ય પ્રાસાદ તણો જે, અવર્ણવાદ મતિ લેખો; દ્રવ્ય દેવકો જે વિણુસાડયો, વિણુસંતો ઉવેખ્યોરે. પ્રા૦ સ૦ ૭ ઇત્યાદિક વિપરીતપણાથી, સમકિત ખંડયું જેહ; આભવ પરભવ વળીરે ભવોભવ, મિછામિદુક્કડં તેહરે પ્રા૦ સ૦ ૮ પ્રાણી ચારિત્ર લ્યો ચિત આણી, પંચ સુમિતિ ત્રણ ગુપ્તિ વિરાધી; આઠે પ્રવચન માય, સાધુતણે ધરમે પરમાદે. અશુદ્ધ વચન મન કાયરે. પ્રા૦ ચા૦ ૯ શ્રાવકને ધર્મે સામાયક, પોસહમાં મન વાળી; જે જયણા પુર્વક જે આઠે, પ્રવચન માય ન પાળીરે. પ્રા૦ ચા૦ ૧૦ ઇત્યાદિક વિપરીતપણાથી, ચારિત્ર ડોહોળ્યું જેહ; આભવ પરભવ વળીરે ભવોભવ, મિછામિદુક્કડં તેહરે. પ્રા૦ ચા૦ ૧૧ બારે ભેદે તપ નવિ કીધો, છતે જોગે નિજ શકતે; ધર્મે મન વચ કાયા વિરજ, નવિ ફોરવીઉ ભગતેરે. પ્રા૦ ચા૦ ૧૨ તપ વિરજ આચાર એણી પરે, વિવિધ વિરાધ્યાં જેહ; આભવ પરભવ વળીરે ભવોભવ, મિચ્છામિદુક્કડં તેહરે. પ્રા૦ ચા૦ ૧૩ વળીય વિશેષે ચારિત્રકેરા, અતિચાર આલોઇએ; વીરજીણેસર વયણ શુણીને, પાપ મેલ સવી ધોઇએરે. પ્રા૦ ચા૦ ૧૪

### ઢાળ બીજી.

(પામી સુગુરૂ પસાય. એ દેશી.)

પૃથ્વી પાણી તેઉ, વાયુ વનસ્પતી; એ પાંચે થાવર કહ્યાએ. ૧

કરી કરસણુ આરંભ, ખેત્ર જે ખેડીયાં; કુવા તલાવ ખણાવીયાએ. ૨
ઘર આરંભ અનેક, ટાંકાં ભુંઇરાં; મેડીમાળ ચણાવીઆએ. ૩ લીંપણુ
ગુંપણુ કાજ, એણીપરે પરેપરે; પૃથ્વીકાય વિરાધીયાએ. ૪ ધોયણુ
નાહણુ પાણીરે, ઝીલણુ અપકાય; છોતિ ધોતિ કરી દુહવ્યાએ. ૫
ભાઠીગર કુંભાર, લોહ સુવનગરા; ભાડભુંજા લીહાલા ગરાએ. ૬
તાપણુ સેકણુ કાજ, વસ્ત્ર નિખારણુ; રંગણુ રાંધણુ રસવતિએ. ૭
એણીપરે કર્મા દાન, પરે પરે કેલવી; તેઉ વાયુ વિરાધીયાએ. ૮
વાડી વન આરામ, વાવી વનસ્પતી; પાન ફુલ ફળ ચુંટીયાંએ. ૯
પુંહક પાપડી સાક, સેકયાં સુકવ્યાં; છેદયાં છુંદયાં આથીયાંએ ૧૦
અળશીને એરંડ ઘાણી ઘાલીને, ઘણા તિલાદિક પીલીયાએ. ૧૧
ઘાલી કોલુ માંહે, પીલી સેલડી; કંદ મૂળ ફળ વેચીયાંએ. ૧૨
એમ એકેંદ્રી જીવ, હણ્યા હણાવીયા; હણતાં જે અનુમોદિયાએ. ૧૩
આભવ પરભવ જેહ, વલી ભવોભવે; તે મુજ મિછામિદુક્કડંએ. ૧૪
ક્રમી સરમીયા કીડા, ગાડર ગંડોલા; એલપુરાં ને અલશીયાએ. ૧૫
વાળા જળો ચુડેલ, વિચલીત રસ તણા, વળી અથાણા પ્રમુખનાએ.૧૬
એમ બેરંદ્રિ જીવ, જેહમે દુહવ્યા; તે મુજ મિછામિદુક્કડંએ. ૧૭ ઉધે-
હી જુ લીખ, માંકણુ મંકોડા, ચાંચડ કીડી કુંથુઆએ. ૧૮ ગધી-
આં ધીમેલ કાનખજુરીઆ, ગીંગોડા ધનેરીયાંએ. ૧૯ એમ તેરેં-
દ્રી જીવ, જેહ મેં દુહવ્યા, તે મુજ મિછામિદુક્કડંએ. ૨૦ માંખી મછર
ડાંસ, મસા પતંગીયાં, કંસારી કોલિયાવડાએ. ૨૧ ઢીંકણ વિછુ
તીડ; ભમરા ભમરીયો, કોતાંબગ ખડમાંકડીએ. ૨૨ એમ ચોરદ્રી
જીવ, જેહ મેં દુહવ્યા; તે મુજ મિછામિદુક્કડંએ. ૨૩ જળમાં નાંખી
જાળરે, જળચર દુહવ્યા; વનમાં મૃગ સંતાપીયાએ. ૨૪ પીડ્યા પં-
ખી જીવ, પાડી પાસમાં; પોપટ ઘાલ્યા પાંજરેએ. ૨૫ એમ પં-
ચેંદ્રી જીવ, જે મેં દુહવ્યા; તે મુજ મિછામિદુક્કડંએ. ૨૬

## ઢાળ ત્રીજી.

(વાણી પ્રાણી હિતકારીજી એ દેશી.)

ક્રોધ લોભ ભય હાંસથીજી, બોલ્યા વચન અસત્ય; કુડ કરી ધન પારકાંજી, લીધાં જેહ અદત્તરે. જીનજી મિચ્છામિદુક્કડં આજ, તુમ સાખે માહારાજરે; જીનજી દેઇ સારૂં કાજરે, જીનજી મિચ્છામિદુક્કડં આજ. એ આંકણી. દેવ મનુષ્ય તિર્જંચનાંજી, મૈથુન સેવ્યાં જેહ; વિષયા રસ લંપટ પણેજી, ઘણું વિટંબ્યો દેહરે. જીનજી૦ ૨ પરિગ્રહના મમતા કરીએ, ભવે ભવે મેલી આથ; જે જીહાંની તે તીહાં રહીજી, કોઇ ન આવી સાથરે. જીનજી૦ ૩ રયણી ભોજન જે કરયાંજી, કીધાં ભક્ષ અભક્ષ; રસના રસની લાલચેજી, પાપ કર્યાં પ્રત્યક્ષરે. જીનજી૦ ૪ વ્રત લેઇ વિસારીયાંજી, વળી ભાગ્યાં પચ્ચખ્ખાણ; કપટ હેતુ કીરીયા કરીજી, કીધાં આપ વખાણરે. જીનજી૦ ૫ ત્રણે ઢાળે આઠે દુહેજી, આલોયા અતિચાર; શિવ ગતિ આરાધન તણોજી, એ પેહેલો અધિકારરે. જીનજી૦ ૬

## ઢાળ ચોથી.

( સાહેલડીજી. એ દેશી. )

પંચ મહાવ્રત આદરો સાહેલડીરે, અથવા લ્યો વ્રતબાર તો; યથાશક્તિ વ્રત આદરી સાહેલડીરે, પાળો નિરતિચાર તો. ૧ વ્રત લીધાં સંભારીએ. સા૦ હૈડે ધરીએ વિચારતો, શિવગતિ આરાધન તણો. સા૦ એ બીજો અધિકારતો. ૨ જીવ સવે ખમાવીએ. સા૦ યોનિ ચોરાશી લાખતો, મન શુદ્ધે કરી ખામણાં. સા૦ કોઇશું રોષ ન રાખતો. ૩ સર્વ મિત્ર કરી ચિંતવો. સા૦ કોઈ ન જાણો શત્રુતો, રાગદ્વેષ એમ પરિહરો. સા૦ કીજે જન્મ પવિત્રતો. ૪ સામી સંઘ ખમાવીએ. સા૦ જે ઉપની અપ્રીતતો, સજ્જન કુટુંબ કરી ખામણાં, સા૦ એ જીન શાસન રીતતો. ૫ ખમીએ ને ખ-

માત્રીએ. સા૦ એહજ ધર્મનું સારતો, શિવગતિ આરાધન તણો. સા૦ એ ત્રીજો અધિકારતો. ૬ મૃષાવાદ હિંસા ચોરી. સા૦ ધન મુરછા મૈથુનતો, ક્રોધ માન માયા તૃષ્ણા. સા૦ પ્રેમ દ્વેષ પૈશુન્ય તો. ૭ નિંદા કલહ ન કીજીએ સા૦ કુડો ન દીજે આળ તો. ર-તિ અરતિ મિથ્યા તજો. સા૦ માયા મોહ જંજાળતો. ૮ ત્રિવિધ ત્રિવિધ વોસરાવિએ, સા૦ પાપસ્થાન અઢારતો, શિવગતિ આરાધ-નતણો, સા૦ એ ચોથો અધિકારતો. ૯

### ઢાળ પાંચમી.

### (હવે નિગુણા ઈહાં આવીયા એ દેશી.)

જનમ જરા મરણે કરીએ, આ સંસાર અસારતો;
કર્યાં કર્મ સહુ અનુભવે એ, કોઇ ન રાખણ હારતો. ૧
શરણ એક અરિહંતનું એ, શરણ સિદ્ધ ભગવંત તો;
શરણ ધર્મ શ્રી જૈનનો એ, સાધુ શરણ ગુણવંત તો. ૨
અવર મોહ સવિ પરિહરીએ, ચાર શરણ ચિત્ત ધાર તો;
શિવગતિ આરાધન તણો એ, એ પંચમો અધિકારતો. ૩
આભવ પરભવ જે કર્યાં એ, પાપ કર્મ કેઇ લાખ તો;
આત્મ સાખે તે નિંદીએ એ, પડિકમિએ ગુરૂ સાખતો. ૪
મિથ્યા મતિ વર્તાવિયા એ, જે ભાખ્યાં ઉત્સૂત્ર તો;
કુમતિ કદાગ્રહને વશે એ, જે ઉથાપ્યાં સૂત્ર તો. ૫
ઘડયાં ઘડાવ્યાં જે ઘણાંએ, ઘરંટી હળ હથીયાર તો;
ભવ ભવ મેલી મુકીયાં એ, કરતાં જીવ સંહારતો. ૬
પાપ કરીને પોષીયાં એ, જનમ જનમ પરિવારતો;
જનમાંતર પોહોત્યા પછીએ, કોણે ન કીધી સારતો. ૭
આ ભવ પરભવ જે કર્યાં એ, એમ અધિકરણ અનેક તો;
ત્રિવિધે ત્રિવિધે વોસરાવીએ, આણી રૂદય વિવેક તો. ૮

દુષ્કૃતનિંદા એમ કરીએ, પાપ કરો પરિહાર તો;
શિવગતિ આરાધન તણોએ, એ છઠ્ઠો અધિકાર તો. ૯

## ઢાળ છઠી.

### (આઘે તું જોયને જીવડા એ દેશી.)

ધનધન તે દિન માહરો, જીહાં કીધો ધર્મ;
દાન શિયળ તપ ભાવના, ટાળ્યાં દુષ્કૃત કર્મ. ધન૦ ૧
શેત્રુંજાદિક તીર્થની, જે કીધી જાત્ર;
જુગતે જીનવર પુજીયા, વળી પોખ્યાં પાત્ર. ધન૦ ૨
પુસ્તક જ્ઞાન લખાવીયાં, જીણુદ્ધર જીન ચૈત્ય;
સંઘચતુરવિધ સાચવ્યા, એ સાતે ખેત્ર. ધન. ૩
પડિકમણાં સુપરે કર્યા, અનુકંપા દાન;
સાધુ સૂરિ ઉવઝાયને, દીધાં બહુ માન. ધન૦ ૪
ધર્મ કાજ અનુમોદિએ, એમ વારોવાર;
શિવગતિ આરાધન તણો એ સાતમો અધિકાર. ધન૦ ૫
ભાવ ભલો મન આણીએ, ચિત્ત આણી ઠામ;
સમતા ભાવે ભાવીએ, એ આતમરામ. ધન૦ ૬
સુખ દુઃખ કારણ જીવને, કોઈ અવર ન હોય;
કર્મ આપ જે આચર્યાં, ભોગવિએ સોય. ધન૦ ૭
સમતા વિણ જે અનુસરે, પ્રાણી પુન્ય કામ;
છાર ઉપર તે લીપણું, ઝાંખર ચિત્રામ. ધન૦ ૮
ભાવ ભલીપરે ભાવીએ, એ ધર્મનો સાર;
શિવગતિ આરાધન તણો, એ આઠમો અધિકાર. ધન૦ ૯

## ઢાળ સાતમી.

### (રૈવતગિરિહુઆં, પ્રભુનાં ત્રિણ કલ્યાણ એ દેશી.)

હવે અવસર જાણી, કરી સંલેખણ સાર, અણુસણ આદરિએ;

પચ્ચખી ચારે આહાર, લલુતા સવિ મુકી. છાંડી મમતા અંગ, એ આતમ ખેલે. સમતા જ્ઞાન તરંગ. ૧ ગતિચારે કીધાં, આહાર અનંત નિશંક; પણ તૃપ્તિ ન પામ્યો, જીવ લાલચીઓ રંક. દુલહો એ વળી વળી, અણસણનો પરિણામ. એહથી પામી જે. શિવપદ સુરપદ ઠામ. ૨ ધન ધનાશાલિભદ્ર, ખંધો મેઘકુમાર, અણસણ આરાધી, પામ્યા ભવનો પાર; શિવ મંદિર જાશે. કરી એક અવતાર, આરાધન કેરો, એ નવમો અધિકાર. ૩ દશમે અધિકારે, મહામંત્ર નવકાર, મનથી નવિ મુકો, શિવ સુખ ફલ સહકાર, એહ જપતાં જાયે, દુર્ગતિ દોષ વિકાર, સુપરે એ સમરો, ચૌદ પુરવનું સાર. ૪ જનમાંતર જાતાં જો પામે નવકાર, તો પાતીક ગાળી. પામે સુર અવતાર, એ નવ પદ સરિખો, મંત્ર ન કો સંસાર, એહ ભવ ને પરભવ, સુખ સંપતિ દાતાર. ૫ જાુઉં ભીલ ભીલડી, રાજા રાણી થાય, નવપદ મહિમાથી, રાજસિંહ મહારાય, રાણી રતનવતી બેહુ, પામ્યાંછે સુરભોગ, એક ભવ પછી લેશે, શિવ વધુ સંજોગ. ૬ શ્રીમતીને એ વલી, મંત્ર ફલ્યો તતકાલ, ફણીધર ફીટીને પ્રગટ થયો ફુલ માલ, શિવકુમરે જોગી, સોવન પૂરીશો કીધ, એમ એણે મંત્રે, કાજ ઘણાનાં સિદ્ધ. ૭ એ દશ અધિકારે, વીર જીણેસર ભાખ્યો, આરાધન કેરો વિધિ, જેણે ચિત્તમાંહી રાખ્યો, તેણે પાપ પખાળી, ભવ ભય દુરે નાખ્યો, જીન વિનય કરંતાં, સુગતિ અમૃતરસ ચાખ્યો. ૮

## ઢાળ આઠમી.

### (નમો ભવિ ભાવશું. એ દેશી.)

સીધારથ રાય કુલ તિલો એ, ત્રિસલા માત મલ્હારતો;
અવનિ તલે તમે અવતરયા એ, કરવા અમ ઉપકાર તો.
જયોજીન વિરજીએ. ૧

મેં અપરાધ કરયા ઘણાએ, કહેતાં ન લહુ પારતો;
તુમ ચરણે આવ્યા ભણી એ, જો તારેતો તારતો. જયો૦ ૨
આશ કરીને આવીયો એ, તુમ ચરણે મહારાજ તો;
આવ્યાને ઉવેખશો એ, તો કેમ રહેશે લાજતો. જયો૦ ૩
કરમ અલુજણ આકરાં એ, જનમ મરણ જંજાલતો;
હું.છું એહથી ઊભગો એ, છોડવ દેવ દયાલતો. જયો૦ ૪
આજ મનોરથ મુજ ફલ્યા એ, નાઠાં દુઃખ દંદોલતો;
તુઠો જીન ચોવીશમો એ, પ્રગટયો પુન્ય કલ્લોલ તો. જયો૦ ૫
ભવે ભવે વિનય તુમારડો એ, ભાવ ભક્તિ તુમ પાયતો;
દેવ દયા કરી દીજીએ એ, બોધ બીજ સુપસાય તો. જયો૦ ૬

**કલશ.**

એહ તરણ તારણ સુગતિ કારણ, દુઃખ નિવારણ જગ જયો;
શ્રીવીરજીનવર ચરણ થુણતાં, અધિક મન ઉલ્લટ થયો. ૧
શ્રીવિજયદેવ સુરીંદ પટધર, તિરથ જંગમ એણીજગે;
તપ ગચ્છપતિ શ્રીવિજય પ્રભસૂરિ, સૂરિ તેજે ઝગમગે. ૨
શ્રીહીરવિજય સૂરી શિષ્ય વાચક, કીર્ત્તિવિજય સુરગુરુ સમો;
તસ શિષ્ય વાચક વિનય વિજયે, થુણ્યો જીન ચૌવીશમો. ૩
સઇસત્તર સંવત ઓગણત્રીશે, રહી રાંદેર ચોમાસએ;
વિજય દશમી વિજય કારણ, કીયો ગુણ અભ્યાસ એ. ૪
નર ભવ આરાધન સિદ્ધિ સાધન, સુકૃત લીલવિલાસએ;
નિર્જરા હેતે સ્તવન રચિયું, નામે પુન્યપ્રકાશ એ. ૫

# अथ श्रीमहावीर स्वामीनुं पारणुं.

માતા ત્રિશલાયે પુત્ર રત્ન જાઇઓ, ચોશઠ ઈંદ્રનાં આસન કંપે સાર;
અવધિજ્ઞાને જોઈ ધાયો શ્રીજીનવીરને, આવે ક્ષત્રિયકુંડ નયર મોઝાર.મા.૧

વીર પ્રતિબિંબ મૂકી માતા કને, અવસરપિણી નિદ્રા દીએ સાર; એમ મેરૂ શિખરે જીનને લાવે ભક્તિશું, હરિ પંચરૂપ કરી મનોહાર. મા.૨ એમ અસંખ્ય કોડાકોટી ગમી દેવતા, પ્રભુને ઓછ્વ મં-ડાણે લઇ જાય; પાંડુક વન શિલાયે જીનને લાવે ભક્તિશું, હરિ અંગે થાપે ઇંદ્ર ઘણું ઓછાય. મા. ૩ એક કોડી સાઠ લાખ કલશેં કરી વીરનો સનાત્ર મહોચ્છવ કરે સાર; અનુક્રમે વીર કુમારને લાવે જ-નની મંદિરે, દાસી પ્રિયવંદા જાએ તેણી વાર. મા. ૪ રાજા સિ. દ્ધારથને દીધી વધામણી, દાસીને દાનને માન દિએ મનોહાર; ક્ષત્રી કુંડ માંહે ઓચ્છવ મંડાવિઓ, પ્રજા લોકને હરખ અપાર. મા. ૫ ઘરઘર શ્રીફળ તોરણ લાટજ બાંધિઆં, ગોરી ગાવે મંગલ ગીત રસાલ; રાજા સિદ્ધારથે જન્મ મહોત્સવ કર્યો, માતા ત્રિશલા થઈ ઉ-જમાલ. મા. ૬ માતા ત્રિસલા ઝુલાવે પુત્ર પારણે, ઝુલે લાડકડા પ્રભુજી આનંદ ભેર; હરખી નિરખીને ઇંદ્રાણીયો જાએ વારણે, આજ આનંદ શ્રીવીરકુમરને ઘેર. મા. ૭ વીરના મુખડા ઉપર વારૂ કોટી ચંદ્રમા, પંકજ લોચન સુંદર વિશાલ કપોલ; શુક ચંચૂ સરખી દીસે નિર્મળ નાસિકા, કોમલ અધર અરૂણ રંગ રોળ. મા. ૮ ઓખધિ સોવન મઢીરે શોભે હાલરે, નાજુક આભરણ સઘળાં કંચન મોતીહાર; કર અંગુઠો ધાવે વીરકુમર હર્ષે કરી, કાંઈ બો-લાવતાં કરે કિલકાર. મા. ૯ વીરને નિલાડે કીધોછે કુંકુમ ચાંદલો, શોભે જડિત મરકત મણિમાં દીસે લાલ; ત્રિશલાએ જુગતે આંજી અણિયાલી બેહુ આંખડી, સુંદર કસ્તુરીનું ટબકું કીધું ગાલ. મા. ૧૦ કંચન શોભે જાતનાં રત્ને જડીયું પારણું, ઝુલાવતી વેલા થા-એ ઘુઘરનો ઘમકાર; ત્રિશલા વિવિધ વચને હરખી જાએ હાલરૂં, ખેંચે કુમતિઆલી કંચન દોરી સાર. મા. ૧૧ મારો લાડકવાયો

સરખા સંગે રમવા જશે, મનોહર સુખડલી હું આપીશ એહને હાથ; ભોજન વેલા રમઝમ કરતો આવશે, હું તો ધાઈને ભીડાવીશ હૃદય સાથ. મા. ૧૨ હંસ કારંડવ કોકિલ પોપટ પારેવડાં, માંહી બપૈયા ને સારસ ચકોર; મેનાં મોર મેલ્યાંછે રમકડાં રમવા તણાં, ઘમઘમ ઘૂઘરા બજાવે ત્રિશલા કિશોર. મા. ૧૩ મારો વીર કુમાર નિશાળે ભણવા જાયશે, સાથે સજ્જન કુટુંબ પરિવાર; હાથી રથ ઘોડા પાલાયે ભલું શોભતું, કરી નિશાળ ગરણું અતિ મનોહાર. મા. ૧૪ મારા વીર સમાણી કન્યા સારી લાવશું, મારા કુમારને પરણાવીશ મોહોટે ઘેર; મારો લાડકડો વર રાજા ઘોડે બેસસે, મારો વીર કરશે સદાય લીલા લહેર. મા. ૧૫ માતા ત્રિશલા ગાવે વીર કુંવરનું હાલરૂં, મારો નંદન જીવજો કોડી વરસ; એતો રાજ રાજેસર થાશે ભલો દીપતો, મારા મનના મનોરથ પૂરશે જગીશ. મા. ૧૬ ધન્ય ધન્ય ક્ષત્રિ કુંડ ગામ મનોહરૂં, જીહાં વીર કુંવરનો જનમ ગવાય; રાજા સિદ્ધારથના કુલમાંહે દિનમણી, ધન્ય ધન્ય ત્રિશલા રાણી જેહની માય. મા. ૧૭ એમ સૈયર ટોલી ભોલી ગાવે હાલરૂં, થાશે મનના મનોરથ તેહને ઘેર; અનુક્રમે મહોદય પદવી રૂપ વિજય પદ પામશે, ગાએ અમિય વિજય કહે થાશે લીલા લહેર, મા. ૧૮

ઇતિશ્રી વીર કુંવરનું પારણું સંપૂર્ણ.

# अथ स्तुतियो.

## अथ श्रीशंखेश्वर पार्श्वजिन स्तुति.

સંખેશ્વર પાસજી પુજીએ, નરભવનો લાહો લીજીએ;
મનવંછિત પુરણ સુરતરૂ, જયવામાસુત અલવેસરૂ. ૧
દોયા રાતા જીનવર અતિ ભલા, દોય ધોળા જીનવર ગુણ નીલા;

દોય લીલા દોય સામલ કહ્યા, સોળે જીન કંચન વર્ણું લહ્યા. ૨
આગમ તે જીનવરે ભાખિઓ, ગણધર તે હઈડે રાખીઓ;
તેહનો રસ જેણે ચાખીઓ, તે હુવો શિવ સુખ સાખીઓ. ૩
ધરણીધર રાય પદ્માવતી, પ્રભુ પાર્શ્વ તણા ગુણ ગાવતી;
સહુ સંઘનાં સંકટ ચૂરતી, નય વિમલનાં વંછીત પૂરતી. ૪

# अथ श्री पजूसणनी स्तुति.

સતરભેદી જીન પુજા રચીને, સનાત્ર મહોછવ કીજેજી;
ઢોલ દદામા ભેરીને ફેરી, ઝલરી નાદ સુણીજેજી,
વિરજીન આગળ ભાવના ભાવી. માનવ ભવ ફળ લીજેજી;
પરવ પજુસણ પુરવ પુન્યે, આવ્યાં એમ જાણીજેજી. ૧
માસ પાસ વળી દસમ દુવાલસ, ચત્તારી અઠ કીજેજી;
ઉપર વળી દસ દોય કરીને, જીન ચોવીસે પુજેજી;
વડા કલ્પનો છઠ કરીને, વીર ચરીત્ર સુણીજેજી;
પડવેને દીન જન્મ મહોચ્છવ, ધવળ મંગળ વરતીજેજી. ૨
આઠ દીવસ લગે અમર પળાવી, અઠમનો તપ કીજેજી;
નાગકેતુની પરે કેવળ લહીએ, જો સુભ ભાવે રહીએજી.
તેલાધર દીન ત્રણ કલ્યાણક, ગણધર વાદ વદીજેજી;
પાસ નેમીસર અંતર ત્રીજે, રીખભ ચરીત્ર સુણીજેજી. ૩
બારસેં સૂત્ર ને સમાચારી, સંવછરી પડીકમીએજી;
ચૈત્ર પ્રવાડી વીધિસ્યું કીજે, સકળ જંતુને ખામીએજી.
પારણાને દીન સ્વામીવચ્છળ, કીજે અધીક વડાઇજી;
માન વીજય કહે સકળ મનોરથ, પૂરે દેવી સીધાઇજી. ૪

# अथ श्री सीद्धचक्रजीनी.

જીન સાસન વંછીત, પુરણ દેવ રસાળ;

ભાવે ભવીભણીએ, સીધચક્ર ગુણ માળ;
ત્રિહું કાળે એહની, પૂજા કરે ઉજમાળ;
તે અમર અમર પદ, સુખ પામે સુવીશાળ; ૧
અરિહંત સીદ્ધ વંદો, આચારજ ઉવઝાય;
મુની દરસણ નાણ, ચરણ તપ એ સમુદાય;
એ નવ પદ સમુદીત, સિદ્ધચક્ર સુખદાય;
એ ધ્યાને ભવિનાં, ભવ કોટી દુઃખ જાય. ૨
આસો ચઇતરમાં, સુદી સાતમથી સાર;
પુનમ લગી કીજે, નવ આંબીલ નિરધાર;
દોય સહસ ગણેવું, પદ સમ સાડાચાર;
એકાશી આંબીલ, તપ આગમ અનુસાર. ૩
શ્રી સિદ્ધચક્ર શેવક, શ્રી વિમલેસર દેવ;
શ્રીપાળ તણી પરે, સુખપુરે સ્વયમેવ;
દુખ દોહગ નાવે, જે કરે એહની સેવ;
શ્રી સુમતી સુગુરૂનો, રામ કહે નિત્ય મેવ. ૪

# अथ सिद्धाचळनी.

શ્રી શેત્રુંજો તિરથ સાર, ગીરીવરમાં જેમ મેરૂ ઉદ્ધાર;
ઠાકોર રામા પાર, મંત્ર મહી નવકારજ જાણું;
તારામાં જેમ ચંદ્ર વખાણું, જળધર જળમાં જાણું;
પંખીમાં જેમ ઉત્તગ હંશ, કુળ માંહી જેમ રીખવનો વંશ,
નાભિ તણો એ અંશ, ક્ષમાવંતમાં શ્રી અરિહંત;
તપસુરામાં માહા મુનિવંત, શેત્રુંજે ગયાં ગુણવંત.

૨ જી.

પુંડરગીરી મહીમા, આગમમાં પરસિધ્ધ.

વિમલાચળ ભેટી, લહીએ અવિચળ રિદ્ધ,
પંચમ ગતિ પોહોંચ્યા, મુનિવર કોડા કોડ;
એણે તિરથે આવી, કર્મ વિપાતક છોડ.

# अथ बीज तिथिनी स्तुति.

દિન સકલ મનોહર, બીજ દિવસ સુવિશેષ રાયરાણા પ્રણમે, ચંદ્ર તણી જીહાંરેખ. તિહાંચંદ્ર વિમાને, શાશ્વતા જીનવર જેહ; હું બીજ તણે દિન, પ્રણમું આણીનેહ. ૧ અભિનંદન ચંદન, શીતલ શીતલ નાથ; અરનાથ સુમતિજીન, વાસુ પુજ્ય શિવ સાથ. ઇત્યાદિક જીનવર, જન્મ ગ્નાન નિર્વાણ; હું બીજ તણે દિન, પ્રણમું તે સુવિહાણ. ૨ પરકાસ્યો બીજે, દુવિધ ધર્મ ભગવંત; જેમ વિમલા કમલા, વિઉલ નયન વિકસંત. આગમ અતિ અનુપમ, જિહાં નિશ્રય વ્યવહાર; બીજે સવિ કીજે, પાતકનો પરિહાર. ૩ ગજ ગામિની કામિની, કમલ સુકોમલ ચીર ચકેશરી કેશરી. સરસ સુગંધ શરીર, કરજોડી બીજે, હું પ્રણમું તસપાય; એમ લબ્ધિ વિજય કહે, પૂરો મનોરથ માય. ૪

# अथ पंचमीनी स्तुति.

શ્રાવણ શુદિ દિનપંચમીએ, જનમ્યા નેમ જિણંદ તો;
શ્યામવરણ તનુ શોભતું એ, મુખ શારદકો ચંદ તો;
સહસ વરસ પ્રભુ આઉખુંએ, બ્રહ્મચારી ભગવંત તો;
અષ્ટકરમ હેલે હણિએ, પોહોતા મુક્તિ મહંત તો. ૧
અષ્ટાપદપર આદિ જિનએ, પહોતા મુકિત મોઝાર તો;
વાસુપુજ્ય ચંપાપુરીએ, નેમ મુકિત ગિરનારતો;
પાવાપુરી નગરીમાં વલિએ, શ્રીવીરતણું નિર્વાણતો;

સમેત શિખર વીશ શિદ્ધ હુઆએ, શિરવહું તેહની આણુતો. ૨
નેમનાગ જ્ઞાની હુવાએ, ભાખે સાર વચન તો;
જીવ દયા ગુણ વેલડીએ, કીજે તાસ જતન તો;
મૃષા ન બોલો માનવીએ, ચોરી ચિત્ત નિવારતો;
અનંત તીર્થંકર એમ કહેએ, પરહરિયે પરનારનો. ૩
ગોમેદ નામે જક્ષ ભલોએ, દેવી શ્રીઅંબિકા નામતો;
શાસન સાનિધ્ય જે કરેએ, કરે વલિ ધર્મનાં કામ તો;
તપ ગચ્છ નાયક ગુણ નિલોએ, શ્રી વિજયસેન સૂરિરાયતો;
રિખભદાસ પાય સેવતાંએ, સફળ કરો અવતાર તો. ૪

# अथ अष्टमीनी स्तुती.

મંગલ આઠ કરી જસ આગલ, ભાવ ધરિ સુરરાજજિ; આઠ જાતિના કલશ ભરીને, ન્હવરાવે જીનરાજજિ. વીરજીનેશ્વર જન્મ મહોત્સવ, કરતાં શિવ સુખ સાધેજિ; આઠમનું તપ કરતાં અમઘર, મંગલ કમલા વાધેજી. ૧ અષ્ટ કરમ વયરી ગજગંજન, અષ્ટા પદ્મપરે બળીયાજી; આઠમે આઠ સુરૂપ વિચારી, મદ આઠે તસ ગલીયાજી. અષ્ટમી ગતિપરે પહોતા જીનવર, ફરસ આઠ નહિં અંગજી; આઠમનું તપ કરતાં અમઘર, નિત્ય નિત્ય વાધે રંગજી. ૨ પ્રાતિહાર્જ આઠ બિરાજે, સમવસરણ જીનરાજેજી; આઠમે આઠશો આગમ ભાંખી, ભવિ મન શંશય ભાંજેજી. આઠે જે પ્રવચનની માતા, પાળે નિરતિચારોજી; આઠમને દિન અષ્ટ પ્રકારે, જીવ દયા ચિત્ત ધારોજી. ૩ અષ્ટ પ્રકારી પૂજા કરીને, માનવ ભવફલ લીજેજી; સિધ્ધાઇ દેવી જીનવર સેવી, અષ્ટ મહાસિધ્ધિ દિજેજી. આઠમનું તપ **કરતાં લીજે, નિર્મલ કેવલ જ્ઞાનજી; ધીર વિમલ કવિ સેવક નય કહે, તપથી કોડ કલ્યાણજી. ૪.**

# एकादशीनी स्तुति.

એકાદશી અતિ રૂઅડી, ગોવિંદ પૂછે નેમ; કોણ કારણ એ પર્વ મોહોટું, કહો મુજશું તેમ, જીનવર કલ્યાણક અતિ ઘણા, એ-કશોને પચાસ; તેણે કારણ એ પર્વ મહોટું, કરો મૌન ઉપવાસ. ૧ અગિઆર શ્રાવક તણી પ્રતિમા, કહે તે જીનવર દેવ; એકાદશી એ-મ અધિક સેવો, વન ગજા જીમરેવ. ચોવીસ જીનવર સયલ સુખકર, જેસા સુરત રૂચંગ; જેમ ગંગ નિર્મલ નીર જેહવું, કરો જીન શું રંગ. ૨ અગીઆર અંગ લખાવિયે, અગીયાર પાઠાં સાર; અગી-આર કવલી વિંટણાં, ઠવણી પૂંજણીસાર; ચાબખી ચંગી વિવિધ રંગી, શાસ્ત્ર તણે અનુસાર, એકાદશી એમ ઉજવો, જેમ પામીયે ભવ પાર. ૩ વર કમલ નયણી કમલ વયણી, કમલ સુકોમલ કાય, ભુજ દંડ ચંડ અખંડ જેહને, સમરતાં સુખ થાય, એકાદશી એમ મન વશી, ગણિ હર્ષ પંડિત શિષ્ય, શાસનદેવી વિઘન નિવારો, સં-ઘ તણાં નિશ દિશ. ૪

# अथ सिद्धचक्र स्तुति.

અરિહંત નમો વળી સિદ્ધ નમો, આચારજ વાચક સાહુ નમો;
દર્શન જ્ઞાન ચારિત્ર નમો તપ, એ સિદ્ધચક્ર સદા પ્રણમો. ૧
અરિહંત અનંત થયા થાશે, વળી ભાવ નિક્ષેપે ગુણ ગાશે,
પડિક્કમણાં દેવ વંદન વિધિશું, આંબિલ તપ ગણણું ગણો વિધિશું ૨
છરિ પાળી જે તપ કરશે, શ્રીપાલ તણી પેરે ભવ તરશે;
સિદ્ધ ચક્રને કુણ આવે તોલે, એહવા જીન આગમ ગુણ બોલે. ૩
સાઢા ચારે વરસે તપ પૂરૂં, એ કર્મ વિદારણ તપ શૂરૂં;
સિદ્ધ ચક્ર મન મંદિર થાપો, નય વિમલેસર વર આપો. ૪

# अथ आदिजिन स्तुति.

આદિ જીનવર રાયા. જાસ સોવન્ન કાયા; મરૂદેવી માયા ધોરી લંછન પાયા, જગતસ્થિતિ નિપાયા શુદ્ધ ચારિત્ર પાયા, કેવલ સિરિરાયા, મોક્ષ નગરે સધાયા. ૧ સવિજન સુખકારિ, મોહમિથ્યા નિવારી, દુરગતિ દુઃખ ભારી, શોક સંતાપ વારી, શ્રેણીક્ષપક સુધારી, કેવલાનંત ધારી, નમીએ નરનારી, જેહ વિશ્વોપકારી. ૨ સમવસરણ બેઠા લાગે જે જીન મીઠા, કરે ગણપ પઈઠા, ઇંદ્રચંદ્રાદિ દીઠા, દ્વાદશાંગી વરિઠા, ગુંથતા ટાલે રિઠા, ભવિજન હોય હિઠા, દેખી પુણ્યે ગરિઠા. ૩ સુર સમકિત વંતા, જેહ રિધ્ધે મહંતા જેહ સુજન સંતા, ટાળિયે મુજ ચિંતા, જિનવર સેવંતા, વિઘ્નવારે દુરંતા, જિન ઉત્તમ થુણંતા, પદ્મને સુખદિંતા. ૪

# अथ शाश्वतजिन स्तुति.

રૂષભચંદ્રાનન વંદન કીજે, વારિખેણ દુઃખ વારેજી;
વર્દ્ધમાન જિનવર વલી પ્રણમો, શાશ્વત નામ એ ચારેજી;
ભરતાદિક ખેત્રે મલી હોવે, ચાર નામ ચિત્ત ધારેજી;
તેણે ચારે એ શાશ્વત જિનવર, નમીએ નિત્ય સવારેજી; ૧
ઉર્દ્ધ્વ અધો ત્રીછેલોકે થઇ, કોડી પન્નરસે જાણોજી;
ઉપર કોડી બેતાલીસ પ્રણમો, અડવન્ન લખ મન આણોજી;
છત્રીશ સહસ એંશી તે ઉપર, બિંબતણો પરિમાણોજી;
અસંખ્યાત વ્યંતર જ્યોતિષીમાં, પ્રણમું તે સુવિહાણોજી. ૨
રાયપશેણી જીવાભિગમેં, ભગવતી સુત્રેં ભાખીજી;
જંબુદ્વીપ પન્નત્તી ઠાણાંગેં, વિવરીને ઘણું દાખીજી;
વલી અશાશ્વતી જ્ઞાતા કલ્પમાં, વ્યવહાર પ્રમુખેં આખીજી;

તે જીન પ્રતિમા લોપે પાપી, જિહાં બહુ સુત્ર છે સાખીજી. ૩
એ જિન પૂજાથી આરાધક, ઇશાન ઇંદ્ર કહાયાજી;
જેમ સુરીયાભ પ્રમુખ બહુ સુરવર, દેવી તણા સમુદાયાજી;
નંદીસર અઠ્ઠાઇ મહોત્સવ, કરે અતિ હર્ષ ભરાયાજી;
જિન ઉત્તમ કલ્યાણક દિવસેં, પદ્મવિજય નમે પાયાજી;

# अथ मंदिरस्वामीनी.

શ્રી શ્રીમંધર જીનવર, સુખકર સાહેબ દેવ;
અરીહંત સકળની, ભાવ ધરી કરૂં શેવ;
સકળ આગમ પારક, ગણધર ભાખિત વાણી;
જયવંતી આણા, જ્ઞાનવિમળ ગુણ ખાંણી.

૨

મહાવિદેહ ખેત્રમાં મંદિરસ્વામી, સોનાનું સિંહાસનજી;
રૂપાનું ત્યાં છત્ર બિરાજે, રત્નમણીમાં દિવા ચ્યારજી.
કુમકુમ વરણી ત્યાં ધુમરી બિરાજે, મોતીના અક્ષર સારજી;
ત્યાં બેઠા શ્રી મંદિર સ્વામી, બોલે મધુરી વાણીજી.
કેસર ચંદન ભર્યાં કચોળાં, કસ્તુરી બરાસોજી;
પેહેલી પુજા અમારી હોજો, ઉગમતે પ્રભાતેજી.

# अथ पार्श्वनाथनी.

પાસ જીણંદા વામાનંદા, જબ ગરભે ફળી;
સુપના દેખે અર્થ વિષેખે, કહે મઘવા મળી.
જીનવર જાયા સુર હુલરાયા, હુઆ રમણી પ્રિયે;
નેમિ રાજી ચિત્ત વિરાજી, વિલોકત વ્રત લીએ.

# अथ मौन एकादशीनी स्तुति.

અરસ્ય પ્રવ્રજ્યા, નમિજીન પતેર્જ્ઞાન મતુલં,
તથા મલ્લે ર્જન્મ, વ્રત મપમલં કેવલમલં;
બલક્ષૈકાદસ્યાં, સહસિલ સદુદ્દામ મહસિ,
ક્ષિતૌ કલ્યાણાનાં, ક્ષપતુ વિપદઃ પંચકમદઃ ૧
સુપર્વેદ્ર શ્રેણ્યા, ગમન ગમનૈ ર્ભૂમિ વલયં,
સદા સ્વર્ગત્યૈવા, હમહમકયા યત્ર સલયં;
જીનાના મપ્યાયું, ક્ષણ મતિ સુખં નારકસદઃ. ક્ષિતૌ. ૨
જીના એવં યાનિ, પ્રણિ જગ દુરાત્મીય સમયે,
ફલંયત્કર્દ્દણા, મિતિ ચ વિદિતં શુદ્ધ સમયે;
અનિષ્ટા રિષ્ટાનાં, ક્ષિતિ રનુભવેયુ બ્હુમુદઃ ક્ષિતૌ. ૩
સુરા સ્સેદ્રાસ્સર્વે, સકલ જીન ચંદ્ર પ્રમુદિતાઃ
તથા ચ જ્યોતિષ્કા, ખિલભવનનાથાઃ સમુદિતાઃ
તપો યત્કર્દ્દણાં, વિદધતિ સુખં વિસ્મિત હૃદઃ ક્ષિતૌ. ૪

# अथ पार्श्वनाथजीनी स्तुति.

દ્રેંદ્રેંકિ ધપમપ ધુધુમિ ધોંધોં ધ્રસકિધ્ધર ધપ ધોરવં,
દોંદોંકિ દોંદોં દ્રાગ્ડિદિ દ્રાગ્ડિદિકિ દ્રમ કિદ્રણરણ દ્રેણવં;
ઝઝિંઝૂંકિ ઝૂંઝૂં ઝૂણુણુરણુરણ નિજકિનિજજન રંજનં,
સુરશૈલ શિખરે ભવિત સુખદં પાર્શ્વજીનપતિ મજ્જનં. ૧
કટરે ગિનિથોં ગિનિ કિટતિ ગિગ્ડદાં ધુધુકિ ધુટનટ પાટવં,
ગુણ ગુણુણ ગુણુગણુ રણકિણેંણેં ગુણુણ ગુણુગણુ ગૌરવં.
ઝઝિંઝૂંકિઝૂંઝૂંઝૂણુણુરણુરણુ નિજ કિનિજ જન સજ્જનાઃ
કલયંતિ કમલા કલિત કલમલ મુકલ મીસમહે જીનાઃ ૨

દોંદોંકિ દોંદોં દ્રિહઠદ્રિહક દ્રિહ પટ્ટા તાડયતે,
તલલોંકિલોંલોં ત્રિત્રિંનિ ડેપિડેપિનિ વાદને;
ઓંઓંકિ ઓંઓં થુંગિથુંગિનિ ધોંગિધોંગિનિ કલરવે.
જીનમત મનંત મહિમતનુતા નમતિ સુરનર મુત્સવે. ૩
ઝુંદાંકિ ઝુઝુદાં ઝુઝુડદિ ઝુંદાં ઝુઝુડદિ દોંદોં અંબરે,
ચાચપટ ચચપટ રણકિણે ડણણ ડેડે ડંબરે;
તિહાંરગ મપધુનિ નિધપ મગરસ સસ સરસ સુરસેવતા,
જીન નાટયરંગે કુશલમુનીસં દિશતુ શાસન દેવતા. ૪

# अथ श्रीपंचतीर्थनी स्तुति.

શ્રી શત્રુંજય મુખ્ય તીર્થ તિલકં, શ્રી નાભિરાજાંગજં,
વંદે રૈવત શૈલ મૌલિ મુકુટં, શ્રીનેમિનાથં યથા;
તારંગે અજીતં જીનં ભૃગુપુરે, શ્રીસુવ્રતં સ્તંભને,
શ્રી પાર્શ્વ પ્રણમામિ સત્ય નગરે, શ્રી વર્ધમાનં ત્રિધા. ૧
વંદેઽનુત્તર કલ્પ તલ્પ ભુવને, ગ્રૈવેયક વ્યંતરા:
જ્યોતિષ્યામર મંદરાદ્રિ વસતીં સ્તીર્થંકરાનાદશન.
જંબુ પુષ્કર ધાતકીષુ રૂચકે, નંદીશ્વરે કુંડલે,
યે ચાન્યેઽપિ જીના નમામિ સતતં તાન્ કૃત્રિમા કૃત્રિમાન્. ૨
શ્રીમદ્વીર જીનસ્ય પદ્મ હૃદતો, નિર્ગમ્યતે ગૌતમં,
ગંગા વર્તન મેલ યા પ્રવિભિદે, મિથ્યાત્વ વૈતાઢયકં;
ઉત્પત્તિ સ્થિતિ સંહૃતિ ત્રિપથગા, જ્ઞાનાંબુદા વૃદ્ધિગા,
સીમે કર્મમલં હરત્વ વિકલં, શ્રીદ્વાદશાંગી નદી. ૩
શુક્ર શ્ચંદ્ર રવિ ગ્રહાશ્ચ ધરણુ, શ્ચક્રેંદ્ર શાંત્યંબિકા,
દિક્પાલાઃ સકપર્દિ ગોમુખ ગણિ, શ્ચક્રેશ્વરી ભારતી;

યેઽન્યે જ્ઞાનતપઃ ક્રિયાવ્રત વિધિ, શ્રીતીર્થ યાત્રાદિષુ,
શ્રી સંઘસ્ય તુરા ચતુર્વિધ સુરા, સ્તેસંતુ ભદ્રં કરાઃ ૪

# अथ महावीरजिननी स्तुति.

કનકસમ શરીરં પ્રાપ્ત સંસાર તીરં, કુમત ઘન સમીરં ક્રોધ દાવાગ્નિ નીરં; જલધિ જલ ગભીરં દંભભૂસારસીરં, સુરગિરિસમ ધીરં, સ્તૌમિ ભક્ત્યા ચવીરં. ૧ નમ દખિલ સુરેંદ્રાઃ પાપપંકે દિનેંદ્રાઃ; કુમત મૃગમૃગેંદ્રાઃ કર્મ વૃક્ષે ગજેંદ્રાઃ; સુગુણ મણિ સમુદ્રાઃ સાધુ ચક્રોર ચંદ્રાઃ; ગતઘનતર તંદ્રાઃ પાંતુવઃ શ્રી જીનેંદ્રાઃ ૨ જીન વદન હૃદન્તાત્ નિર્ગતા વાર્થકાંતા, સુપદ મલિલપૂતા, પાપ પંકૌઘહર્તા, જનન મરણ નિત્યા, દ્વાદશાંગી વિચિત્રા; મુનિજન હિતકર્તા' મોક્ષ સુખ પ્રદાતા. ૩ જીન નયન કુરંગી, શ્યામ વેણી ભુજંગી, જીનમુખકજ ભૃંગી, શ્વેત વસ્ત્રે વૃત્તાંગી, નિવડ જડિમ રોગિ ધ્વંસને માતુલિંગી, શ્રુત નિચય વરાંગી, દેહિ મે દેવી સદ્દૃગી. ૪

# अथ ज्ञानपंचमीनी स्तुति.

શ્રી નેમિઃ પંચ રૂપ, ત્રિદશ પતિકૃત, પ્રાજ્યજન્માભિષેકઃ, ચંચત્પંચાક્ષ મત્ત, દ્વિરદ મદ ભિદા, પંચ વક્ત્રોપમાનઃ, નિર્મુક્તઃ પંચ દેહ્યાઃ, પરમ સુખમય, પ્રાસ્તકર્મ પ્રપંચઃ; કલ્યાણં પંચમીસ, ત્તપસિ વિતનુતાં, પંચમોજ્ઞાનવાન્તઃ ૧ સંપ્રીણન્ સચ્ચકોરાન, શિવ તિલક સમઃ, કૌશિકાનંદ મૂર્તિઃ, પુણ્યાબ્ધિ પ્રીતિદાયી, સિતરૂચી રિવ યઃ, સ્વીય ગોભિ સ્તમાંસિ, સાંદ્રાણિ ધ્વંસમાનઃ, સકલ કુવલયો લ્લાસ મુચ્ચૈ શ્રકાર, જ્ઞાનં પુષ્યાજ્જિનૌઘઃ, સતપસિ ભવિનાં, પંચમી વાસરસ્ય. ૨ પીત્વા નાનાભિ ધાર્થા, મૃતરસમસમં, યાંતિ યાસ્યંતિ જગ્મુઃ; જીવાયસ્માદનેકે, વિવિધદમરતાં, પ્રાજ્ય નિર્વાણપુર્યાં; યાત્વા

દેવાવિદેવા, ગમદ્દશગસુત્રા, કુંડમાનંદહેતુઃ; તત્પંચમ્યાસ્તપસ્યુ, ઘત વિશદ ધિયાં, ભાવિનામસ્તુ નિત્યં. ૩ સ્વર્ણાલંકાર વલ્ગન, મણિકિરણગણુ, ધ્વસ્તનિત્યાંધકારા, હુંકારારાવદૂરી, કૃતસુકૃતજન, વ્રાતવિઘ્ન પ્રચારા, દેવી શ્રી અંબિકાખ્યા, જીનવર ચરણાં, ભોજભૃંગીસમાના પંચમ્યન્હસ્તપોઽર્થે, વિતરતુ કુશલં, ધીમતાં સાવધાના. ૪

# अथ श्रीसझायो.

## १ अथ क्रोधनी.

કડવાં ફળછે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે;
રીસ તણો રસ જાણીએ, હલાહલ તોલે. ક. ૧
ક્રોધે ક્રોડ પૂરવ તણું, સંજમ ફલ જાય;
ક્રોધ સહિત તપ જે કરે, તેતો લેખે ન થાય. ક. ૨
સાધુ ઘણો તપિયો હતો, ધરતો મન વૈરાગ;
શિષ્યના ક્રોધ થકી થયો; ચંડ કોશીયો નાગ. ક. ૩
આગ ઉઠે જે ઘર થકી, તે પહેલું ઘર બાલે;
જળનો જોગ જો નવિ મળે, તો પાસેનું પરજાલે. ક. ૪
ક્રોધ તણી ગતિ એહવી, કહે કેવળ નાણી;
હાણ કરે જે હેતની, જાલવજો એમ જાણી. ક. ૫
ઉદય રત્ન કહે ક્રોધને, કાઢજો ગલે સાહી;
કાયા કરજો નિરમળી, ઉપસમ રસ નાહી. ક. ૬

## २ अथ माननी.

રે જીવ માન ન કીજીયે, માને વિનય ન આવેરે;
વિનય વિના વિદ્યા નહીં, તો કિમ સમકિત પાવેરે. રે. ૧

સમકિત વિણ ચારિત્ર નહીં, ચારિત્ર વિણ નહીં મુક્તરે;
મુકિતનાં સુખછે શાસ્વતાં, તે કેમ લહિયે જુક્તિરે. રે. ૨
વિનય વડો સંસારમાં, ગુણમાં અધિકારીરે;
માને ગુણ જાયે ગલી, પ્રાણી જોજો વિચારીરે. રે. ૩
માન કર્યું જો રાવણે, તેતો રામે મારયોરે;
દુર્યોધન ગરવે કરી, અંતે સવિતે હારયોરે. રે. ૪
સુકાં લાકડાં સરિખો, દુઃખદાયી એ ખોટોરે;
ઉદય રત્ન કહે માનને, દેજો તમે દેસવટોરે. રે. ૫

# ३ अथ मायानी.

સમકિતનું મૂલ જાણીયેજી, સત્ય વચન સાક્ષાત;
સાચામાં સમકિત વસેજી, માયામાં મિથ્યાત્વરે;
પ્રાણી મ કરીશ માયા લગાર, એ આંકણી. ૧
મુખ મીઠો જુઠે મનેજી, કૂડ કપટનો કોટ;
જીભેતો જીજી કરેજી, ચિત્તમાંહે તાકે ચોટરે. પ્રા. ૨
આપ ગરજે આઘો પડેજી, પણ ન ધરે વિશ્વાસ;
મનશું રાખે આંતરોજી, એ માયાનો પાસરે. પ્રા. ૩
જેહશું બાંધે પ્રીતડીજી, તેહશું રહે પ્રતિકૂલ;
મેલ ન છંડે મન તણોજી, એ માયાનું મુલરે. પ્રા. ૪
તપ કીધો માયા કરીજી, મિત્રશું રાખ્યોરે ભેદ;
મલ્લીજીનેશ્વર જાણજોજી, તે પામ્યા સ્ત્રી વેદરે. પ્રા. ૫
ઉદય રત્ન કહે સાંભળોજી, મેલો માયાની બુદ્ધ;
મુકિત પુરી જાવા તણોજી, એ મારગછે શુદ્ધરે, પ્રા. ૬

# ४ अथ लोभनी.

તુમેં લક્ષણ જોજો લોભનાંરે, લોભે જન પામે ક્ષોભનારે;

લોભે ડાહ્યા મન ડોલ્યા કરેરે, લોભે દુર્ઘટ પંથે સંચરેરે. તું. ૧
તજે લોભ તેહનાં લેઉં ભામણાંરે, વળી પાયે નમીને કરૂં ખાંમણાંરે;
લોભે મરજાદા ન રહે કેહનીરે, તુમે સંગત મેલો તેહનીરે. તું. ૨
લોભે ઘર મેહેલી રણમાં મરેરે, લોભે ઉંચ તે નીચું આચરેરે;
લોભે પાપ ભણી પગલાં ભરેરે, લોભે અકારજ કરતાં ન ઓસરેરે. તું.૩
લોભે મન ન રહે નિર્મલુંરે, લોભે સગપણ નાસે વેગલુંરે;
લોભે ન રહે પ્રીતીને પાવઠુંરે, લોભે ધન મલે બહુ એકઠુંરે. તું. ૪
લોભે પુત્ર પ્રત્યે પિતા હણેરે, લોભે હત્યા પાતક નવિ ગણેરે;
તેનો દામ તણે લોભે કરીરે, ઉપર મણિધર થાયે તે મરીરે. તું. ૫
જોતાં લોભનો થોભ દિસે નહીરે, એવું સૂત્ર સિદ્ધાંતે કહ્યું સહીરે;
લોભે ચક્રી સંભુમ નામે જુઓરે, તેનો સમુદ્રમાંહે ડુબી મુવોરે. તું.૬
એમ જાણીને લોભને છંડજોરે, એક ધર્મશું મગતા મંડજોરે;
કવિ ઉદય રત્ન ભાખે મુદારે, વંદૂ લોભ તેજ તેહને સદારે. તું. ૭

## ૯ अथ जंबुस्वामीनी.

રાજગૃહી નયરી વસે, રૂષભદત્ત વ્યવહારીરે;
તસ સુત જંબુકુમાર નમું, બાલપણે બ્રહ્મચારીરે. જંબુ. ૧
જંબુ કહે જનની સુણો, સ્વામિ સુધર્મા આયારે;
દિક્ષા લેશું તે કને, અનુમતિ દ્યો મોરી માયારે. જંબુ. ૨
માય કહે સુણો બેટડા, વાત વિચારી કીજેરે;
તરૂણપણે તરૂણિ વરી, છાંડી કેમ છુટીજેરે. જંબુ. ૩
આગે અરણીક મુનીવરા, ફરી પાછા ઘર આયારે;
નાટકણી નેહે કરી, અષાઢ ભૂતિ ભોલાયારે. જંબુ. ૪
વેશ્યાવશ પડિયા પછી, નંદીષેણ નગીનોરે;
આર્દ્ર દેશનો પાટવી. આર્દ્ર કુમારકાં કીનોરે. જંબુ. ૫

સહસ વરસ સંયમલીયો, તોહી પાર ન પાયારે;
કુડકને કર્મે કરી, પછી ઘણું પસ્તાયારે. જંબુ. ૬
મુનિવર શ્રી રહનેમિજી, નેમિજીનેશ્વર ભાઇરે;
રાજેમતિ દેખી કરી, વિષય તણી મતિ આઇરે. જંબુ. ૭
દિક્ષાછે વત્સ દોહિલી, પાળવી ખંડાનિ ધારારે;
સરસ નિરસ અન્ન જમવું, સૂવું ડાભ સંથારારે. જંબુ. ૮
દિક્ષાછે વત્સ દોહિલી, કહ્યો અમારો કીજેરે;
પરણો પનોતા પદમણી, અમ મનોરથ પુરીજેરે. જંબુ. ૯
જંબુ કહે જનની સુણો, ધન્ય ધન્નો અણુગારોરે;
મેઘ મુનીશ્વર મોટકો, શાળીભદ્ર સંભારોરે. જંબુ. ૧૦
ગજસુકુમાલ ગુણે ભર્યો, આતમ સાધન કીધોરે;
ષટમાસી તપ પારણે, ઢંઢણે કેવલ લીધોરે. જંબુ. ૧૧
દશાર્ણ ભદ્ર કેવલ લહી, પાય લગાડો ઇંદ્રોરે;
પ્રસન્ન ચંદ્ર કેવલ લહી, પામ્યો છે પરમાનંદોરે. જંબુ. ૧૨
એમ અનેક મુનિવર હુઆ, કહેતાં પાર ન પાયરે;
અનુમતિ દો મોરી માતજી, ક્ષણુ લાખિણો જાયરે. જંબુ. ૧૩
પાંચશેં સત્તાવીસશું, જંબુકુંવર પરિવરીઓરે;
પંચમહાવ્રત ઉચરી, ભવજલ સાયર તરીયોરે. જંબુ. ૧૪
જંબુ ચરમજ કેવળી, તાસ તણા ગુણ ગાયારે;
પંડિત લલિત વિજય તણો, હિત વિજય સુપસાયારે. જંબુ. ૧૫

## ૬ अथ रात्रीभोजननी.

પુન્ય સંજોગે નરભવ લાધ્યો, સાધો આતમ કાજ;
વિખયારસ જાણો વીખ સરીખો, ઇમ ભાખે જીનરાજરે.
પ્રાણી રાત્રીભોજન વારો, આગમ વાણી સાચી જાણી;

સમકીત ગુણ સહી નાંણીરે. પ્રાણી૦ આંકણી.
અભક્ષ બાવીસમાં રયણીભોજન, દોખ કહ્યા પરધાન;
તેણે કારણ રાત્રે મત જમો, જો હુવે હઇડે સાનરે. પ્રા૦ ૧
દાન સ્નાન આયુધ ને ભોજન, એટલા રાત્રે ન કીજે;
એ કરવું સુરજની સાખે, નીતિ વચન સમજી જોરે. પ્રા૦ ૨
ઉત્તમ પશુ પંખી પણ રાત્રે, ટાળે ભોજન ટાણો;
તુમે તો માનવી નામ ધરાવો, કેમ સંતોષ ન આણોરે. પ્રા૦૩
માંખી જુ કીડી કોલીઆવડો, ભોજનમાં જો આવે;
કોડ જલોદર વમન વિકલતા, એહવા રોગ ઉપાવેરે. પ્રા૦ ૪
છન્નું ભવ જીવ હત્યા કરતાં, પાતીક જેહ ઉપાયો;
એક તલાવ તોડતાં તેટલો, દોષણ સુગુરૂ બતાયોરે. પ્રા૦ ૫
ઇકલોતર ભવ સર ફોડયા સમ, એક દવ દેતાં પાપ;
આઠલોતર ભવ દવ દિધા જીમ, એક કુવણજ સંતાપરે. પ્રા૦૬
એકસો ને ચુંવાલીસ ભવ લગે, કુવણજના જે દોષ;
કુડો એક કલંક દિયંતાં, તેહવો પાપનો પોષરે. પ્રા૦ ૭
એકસો એકાવન ભવ લગે દિધાં, કુડાં કલંક અપાર;
એકવાર શિલ ખંડયા જેહવો, અનરથનો વિસ્તારરે. પ્રા૦ ૮
એકસો નવાણું ભવ લગે ખંડયાં, સિલ વિષય સંબંધ;
એક રાત્રીભોજને તેહવો, કર્મ નિકાચીત બંધરે. પ્રા૦ ૯
રાત્રીભોજનમાં દોષ ઘણા છે, સ્યો કહીએ વિસ્તાર;
કેવલી કહેતાં પાર ન પાવે, પુરવ કોડી મોઝારરે. પ્રા૦ ૧૦
રાત્રે નિત્ય ચોવીહાર કરીને, શુભ પરિણામ ધરીજે;
માસ માસે પાસખમણનો, લાભ ઘણીપરે લીજેરે. પ્રા૦ ૧૧
મુનિ વસતાની એ શિખામણ, જે પાળે નર નારી;
સુરનર સુખ વિલસીને હોવે, મોક્ષ તણા અધિકારીરે. પ્રા૦ ૧૨

# ૭ अथ आपस्वभावनी.

આપસ્વભાવમાંરે, અબધૂ સદા મગનમેં રહેનાં;
જગત જીવહે કર્માધીના, અચરિજ કછુઅન લીના. આ૦ ૧
તું નહી કેરા કોઈ નહી તેરા, કયા કરે મેરા મેરા;
તેરા હેસો તેરી પાસ, અવર સબે અનેરા. આ૦ ૨
વપુ વિનાશી તું અવિનાશી, અબહે ઇનકું વિલાસી;
વપુ સંઘ જબ દૂર નિકાશી, તબ તુમ શીવકા વાશી. આ૦ ૩
રાગને રીસા દોયખવીશા, એ તુમ દુઃખકા દીશા;
જબ તુમ ઇનકું દૂર કરીશા, તબ તુમ જગકા ઇસા. આ૦ ૪
પરકી આસા સદા નિરાશા, એહે જગ જન પાસા;
તે કાટનકું કરો અભ્યાસા, લહો સદા સુખ વાસા. આ૦ ૫
કબહીંક કાજી કબહીંક પાજી, કબહીંક હુંઆ અપ ભ્રાજી;
કબહીંક જગમે કીર્તિ ગાજી, સબ પુદ્ગલકી બાજી. આ૦ ૬
શુદ્ધ ઉપયોગને સમતા ધારી, જ્ઞાન ધ્યાન મનોહારી;
કર્મ કલંકકું દૂર નિવારી જીવ, વરે શિવ નારી. આ૦ ૭

# ૮ अथ इलाचीपुत्रनी.

નામ ઇલાપુત્ર જાણીએ, ધનદત્ત શેઠના પુત;
નટવી દેખાને મોહીઓ, જે રાખે ઘર સુત.
કરમ ન છુટેરે પ્રાણીયા, પુરવ નેહ વિકાર;
નિજ કુળ છંડીરે નટ થયો, નાંણી શરમ લગાર. કરમ૦ ૨
ઇક પુર આવ્યોરે નાચવા, ઊંચો વાંસ વિશેષ;
તીહાં રાય જોવારે આવીઓ, મળીયા લોક અનેક. કરમ૦ ૩
દોય પગ પહેરીરે પાવડી, વાંસ ચડયો ગજ ગેલ;
નિરધાર ઉપર નાચતો, ખેલે નવ નવા ખેલ. કરમ૦ ૪

ઢોલ બજાવેરે નટવી, ગાવે કિંન્નર સાદ;
પાયતલ ઘુઘરારે ધમ ધમે, ગાજે અંબર નાદ. કરમ૦ ૫
તિહાં રાય ચિત્તમેરે ચિંતવે, લુબધો નટવીને સાથ;
જો નટ પડેરે નાચતો, તો નટવી મુજ હાથ. કરમ૦ ૬
દાન ન આપેરે ભુપતી, નટ જાણે નૃપ વાત;
હું ધન વંછુરે રાયનો, રાય વંછે મુજ ઘાત. કરમ૦ ૭
તવ તિહાં મુનીવર પેખીઓ, ધન ધન સાધુ નિરાગ;
ધિગ ધિગ વિખયારે જીવને, એમ પામ્યો વૈરાગ. કરમ૦ ૮
થાળ ભરી શુદ્ધ મોદકે, પદમણી ઉભેલાં બાર;
લો લો કેછે લેતા નથી, ધન ધન મુનિ અવતાર. કરમ૦ ૯
સંવર ભાવેરે કેવળી, થયો મુની કર્મ ખપાય;
કેવળ મહીમાજી સુર કરે, લબ્ધીવિજે ગુણ ગાય. કરમ૦ ૧૦

## ९ अथ संतोषनी.

સજ્જા ભલીરે સંતોષની, કીજીએ ધર્મ રસાલરે; ટેક.

મુગતી મંદીર માંહી પોઢીયા, સુતાં સુખ અપારરે. સ૦ ૧
સંજમ તલાઇ ભલી પાથરી, વિનય ઓસીસાં સારરે;
સમતાએ ગાલ મસુરીયાં, વેજણીયો વ્રત ધારીરે. સ૦ ૨
ઉપસમ ખાટ પછે વડી, સોલડીયે વેરાગરે;
ધર્મ શીખ ભલી ઓઢણી, ઓડે તે ધર્મ ને જાણુરે. સ૦ ૩
એ સજ્જાએ કોણ પોઢશે, પોઢશે શીયળવંતી નારીરે;
કવિયન મુખ ઇમ ઉચરે, પોઢશે પુરૂષ વ્રત ધારીરે. સ૦ ૪
ધર્મ કરો તુમે પ્રાણીયા, આતમને હિતકારીરે;
વિનય વિજય ઉવઝાયનો, લ્યો કેવળ સુખકારીરે. સ૦ ૫

(ઇતિ સજ્જાયો સંપુર્ણ.)

# अथ लावणीयो.

## श्री अजितनाथ महाराजनी लावणी.

શ્રી અજિતનાથ મહારાજ, ગરીબ નિવાજ, જરૂર જિનવર-જી ॥૨॥ સેવક શિરનામી તને ઉચ્ચારે અરજી, કર મારી મારા વાંક, રઝળીઓ રાંક, અનંતા ભવમે ॥૨॥ આવ્યો છું તારા શરણુ બલ દુઃખ દવમેં, ક્રોધાધિક ધુકતા ચાર, ખરેખર ખાર, લગ્યા મુજ કેડે ॥૨॥ વળી પાપી મારો નાથ, છેક છંછેડે, આ મુજરો મુજ ભગવાન, કરૂં ગુણુગાન, ધ્યાનમાં ધરજી ॥૨॥ સેવક૦ ॥૧॥ મેં પુરણુ કર્યાં છે પાપ, સુણજો આપ, કહું કરજોડી, મુજ ભુંડામાં ભગવાન, ભુલ નહી થોડી, જીવ હિંસા અપરંપાર, કરી કિરતાર, હવે શું કરવું ॥૨॥ જુઠું બહુ બોલી, સાચને શું હરવું, તુજ ખોળામાં મુજ શીશ, જાણુ જગદીશ, ગમે તે કરજી ॥૨॥ સેવક૦ ॥૨॥ મેં કર્યાં બહુ કુકર્મ, ધરી નહીં ધર્મ, પુરણુ હું પાપી, ॥૨॥ અવળો થઇ તારી આણુ, મેંજ ઉથાપી, મેં મુરખ નિંદા ઘણી, મુનિવર તણી, કરી હરખાયો ॥૨॥ પરદારા દેખી લબાડ હું લલચાયો, કિંકર કહે કેશવલાલ, આણીને વ્હાલ, દુઃખ તું હરજી ॥૨॥ સેવક૦૩

## श्री केसरीयाजिनी लावणी.

શ્રી રીખભદેવ મહારાજ, કેસરીયા બેઠે પહાડોમે,
આસપાસ ગુલજાર ઝાડી, લગ લહી પાહાડોમે;
ટુંક ટુંકપર ધજા ધજાપર, ચોકી બીલનકી,
સબ શ્રાવક મીલ પુજા કરતે, કેસર ચંદનકી. શ્રી૦ ૧
ખાશા દેવલ બના દેવલપર, કલી ચડાઇ;

અષ્ટદ્રવ લઇ પુજા કરને, જોય સવાઇ. શ્રી૦ ૨
શેત્રુંજા ગીરનાર જીવ તુમ, અષ્ટાપદ જાના;
સોનાગીરકે દરસન કરકે, ચંપા પુરી આના. શ્રી૦ ૩
ચંપાપુર ઓર પાવાપુર, જીવ સમેત શીખર જાના;
મુગતાગીરકે દરસન કરકે, આબુજી આના. શ્રી૦ ૪
રાયણપુર ઓર ગઢ આબુજી, માગી તુંગી જાના;
મગશ્રીજીકે દરસન કરકે, ગોડીજી આના. શ્રી૦ ૫
શ્રીશંખેશ્વર દરસન કર ચલ, તારંગે જાના;
પુરપટણકે દરશન કરકે, કલ્સી કુંડ આના. શ્રી૦ ૬
સબ તીરથકી કરી જાતરા, ઘરકુ ભી જાના;
કહે શ્રી ગંગાદાસ ભાઇ વાણી, ભગવતકી લેના. શ્રી૦ ૭

# श्री संसारना अथीरपणा विषे लावणी.

ખબર નહી આ જુગમે પલકી; (૨)
સુકૃત કરના હોયસો કરલે, કોન જાણે કલકી;
આ દોસ્તી હે જગ વાસકી, કાયા મંડળકી; (૨)
સાસ ઉસાસ સમરલે સાહેબ, આયુ ઘટે પલકી. ખ૦ ૧
તારા મંડળ રવી ચંદ્રમા, સબહે ચલનેકી; (૨)
દિવશ ચારકા ચમત્કાર જયુ, વીજળીયાં ઝળકી. ખ૦ ૨
કુડ કપટકર માયા જોડી, કર બાતાં છલકી; (૨)
પાપકી પોટલી બાંધી શિરપર, કેસે હોય હલકી. ખ૦ ૩
યે જુગહે સુપનેકી માયા, જેસી બુંદા જલકી; (૨)
વણસતાતો વાર ન લાગે, દુનિયા જાય ખલકી. ખ૦ ૪
માત તાત સુત બંધવ ભાઇ, સબ જુગ મતલબકી; (૨)
કાયા માયા નાર હવેલી, એ તેરી કબકી. ખ૦ ૫

મન માવત તન ચંચળ હસ્તી, મસ્તી હે બલકી; (૨)
સતગુરૂ અંકુશ ધરો શિરપર, ચલ મારગ સતકી. ખ૦ ૬
જબ લગ હંસા રહે દેહમાં, ખુશીયા મંગલકી; (૨)
હંસા છોડ ચલ્યા જબ દેહી, મટીયાં જંગલકી. ખ૦ ૭
દયા ધરમ સાહેબકો સમસ્ત, એ બાતા સતકી; (૨)
રાગ દ્વેષ ઉપજે નહી જીનકુ, વીનતિ અખમલકી. ખ૦ ૮

(ઈતિ લાવણીયો સંપૂર્ણ.)

# अथ शांती जिननी आरती.

જય જય આરતી શાંતિ તુમારી,
તોરા ચરણ કમળકી મેં જાઉં બલિહારી. જ૦ ૧
વિશ્વસેન અચિરાજીકો નંદા, શાંતિનાથ મુખ પુનમચંદા. જ૦ ૨
ચાલીશ ધનુષ્ય સોવન મય કાયા, મૃગલંછન પ્રભુ ચરણ સુહાયા. જ૦ ૩
ચક્રવર્તી પ્રભુ પાંચમા સોહે, સોળમા જિનવર જગ સહુ મોહે. જ૦ ૪
મંગળ આરતી તોરી કીજે, જન્મ જન્મનો લાહો લીજે. જ૦ ૫
કરજોડી સેવક ગુણ ગાવે, સો નર નારી અમરપદ પાવે. જ૦ ૬

# अथ मंगळ चार.

ચારો મંગળ ચાર આજ મ્હારે ચારો મંગળ ચાર;
દેખ્યો દરસ સરસ જીનજીકો, સોભા સુંદર સાર. આજ૦ ૧
છિનું છિનું છિનું મન મોહન ચરચો, ઘસી કેસર ઘનસાર. આજ૦ ૨
વિવિધ જાતીકે પુષ્પ મંગાવો, મોઘર લાલ ગુલાલ. આજ૦ ૩
ધુપ ઉખેવોને કરો આરતી, મુખ બોલો જયકાર. આજ૦ ૪
હર્ષ ધરી આદીસર પુજો, ચૌમુખ પ્રતિમા ચાર. આજ૦ ૫
હૈયે ધરી ભાવ ભાવના ભાવો, જિમ પામો ભવ પાર. આજ૦ ૬

સકળચંદ સેવક જિનજીકે, આનંદઘન ઉપગાર. આ૦ ૭

દીવોરે દીવો મંગળીક દીવો, આરતી ઉતારોને બહુ ચિરંજીવો;
સોહામણો ઘેર પરવ દીવાળી, અમર ખેલે અબળા નારી.
દીપાળ ભણે એને કળે અજુઆળી, ભાવે ભકને વદન નિહાળી;
દીપાળ ભણે જેણે એ કળીકાળે, આરતી ઉતારી રાજા કુમારપાળે.
અમ ઘેર મંગળીક તમ ઘેર મંગળીક, મંગળીક ચતુરવીધ સંઘને હોજો;
દીવોરે દીવો મંગળીક દીવો, આરતી ઉતારોને બહુ ચિરંજીવો.

## ओछव.

ઓચ્છવ રંગ વધામણાં, પ્રભુ પાસને નામે;
કલ્યાણક ઓચ્છવ કીયો, ચડતે પરીણામે.
સતવર્ષ આયુ જીવીને, અક્ષય સુખ સ્વામી;
તુમ પદ સેવા ભક્તિમાં, નહીં રાખું ખામી.
સાચીરે ભક્તિ સાહેબા, રીઝો એક વેળા;
શ્રી સુભવિર હોવે સદા, મત વંછીત મેળા.

## अथ श्रावक दीन कृत्य.

શ્રાવકે બે ઘડી પાછલી રાતે ઉઠવું. મનમાં નવકાર મંત્ર સ્મરણ કરવો. પછી પોતાના દેવ ગુરૂ ધર્મ તથા આત્મા તથા પોતાનાં કૃત્યનો વિચાર કરવો. પછી સામાયિક કરવું અને રાઇપડિક્કમણું કરી રાત્રિયે કરેલાં પાપની આલોયણ લેવી. યથાશક્તિ પચ્ચખાણ કરવું. પછી પ્રભુનાં સ્તવન તથા સઝાય વીગેરે કરવું. પછી ચઉદ નિયમ ધારવા. પછીથી યત્નાપૂર્વક દેહેરે જઈ પ્રભુની દ્રવ્ય તથા ભાવ પૂજા કરવી. તેની કિંચિત્ વિધિ નિચે બતાવે છે. લીલ ફુલ તથા જીવ રહિત

શુદ્ધ ભૂમિ જોઇને સ્નાન કરીને અંગુચાવતી દીલ સાફ કરવું. પછી પૂજાને વાસ્તે જુદાં રાખેલાં વસ્ત્ર પહેરવાં, એક સાડી ઉતરાસણ કરવું. આઠ પડો મૂખકોશ બાંધવો, દેરાસરમાં ૮૪ આશાતના ટાળવી, તેમાની મહોટી દસ આશાતનાઓ નીચે પ્રમાણે—૧ પાન સોપારી આદિ કંઈ ચીજ ખાવી. ૨ પાણી પીવું. ૩ ભોજન કરવું. ૪ પગરખાં પહેરી રાખવાં. ૫ મૈથુન સેવવું. ૬ પથારી કરી સુવું. ૭ થુકવું, ગળફો વીગેરે નાંખવું. ૮ પેશાબ કરવો. ૯ કળશે જવું. ૧૦ જુગટું રમવું. એ અશાતના તો અવશ્યે ટાળવી. પછી જીન પ્રતિમાની વિનય પૂર્વક પોથો તથા વાળા કુંચી કરવી. અંગલોહણા કરી દ્રવ્યથી એટલે કેશર તથા ફુલથી પૂજા કરવી તેનું નામ દ્રવ્ય અંગપૂજા. અને અક્ષત, ધૂપ, અગર, દીપવીગેરેથી પૂજા કરવી તે દ્રવ્ય અગ્રપૂજા કહેવાયછે. પૂજા કરવાની આંગળીના નખને કેશરમાં બોળવી નહીં, તેમજ પ્રતિમાજીને પણ અડકે નહીં, તેમ પ્રભુના નવ અંગે પૂજા કરવી. ૧ જમણા તથા ડાબા અંગુઠે. ૨ જમણા તથા ડાબા ઢીંચણે. ૩ જમણા તથા ડાબા કાંડે. ૪ જમણા તથા ડાબા ખભે. ૫ મસ્તકે. ૬ લલાટે. ૭ કંઠે. ૮ છાતીમાં. ૯ નાભિએ. એ નવ અંગે પૂજા કરવી તથા સિદ્ધચક્રની પૂજા કરતાં અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ એ નવપદની અનુક્રમે પૂજા કરવી. પછી મંગળિકને અર્થે અષ્ટ મંગળીક આળેખે પછી ત્રણ ખમાસમણ દઇ ઇરિયા વહીયા પડિક્કમિ ચૈત્યવંદન કરવું. જેની વિધિ આ પુસ્તકમાં આગળ આવીછે. વળી દેહેરાસરમાં દસ ત્રીક સાચવવા તે કહેછે. **૧ ત્રણ નિસિહિ—ઘર** બ્યાપાર છોડવા રૂપ પ્રથમ નિસિહિ દેહેરાસરના પ્રથમ બારણે કહેવી. બીજી દેહેરા સંબંધી બ્યાપાર છોડવા રૂપ ગભારામાં પેસતાં

કહેવી ત્રીજી દ્રવ્યપૂજા છોડવા રૂપ ચૈત્યવંદન કરતા પહેલાં કહેવી. **૨. ત્રણ પ્રદક્ષણા**—જ્ઞાન, દર્શન અને ચારિત્ર આરાધવા રૂપ. **૩. ત્રણ પ્રણામ**—બે હાથ જોડીને પ્રણામ કરવો તે. કેડ ઉપરનો ભાગ નમાવીને કરવો તે. ખમાસમણો દેઈ પ્રણામ કરવા. **૪. ત્રણ પૂજા**—અંગપૂજા, અગ્રપૂજા, ભાવપૂજા. **૫. ત્રણ અવસ્થા પ્રભુની ભાવવી**—છદ્મસ્થ. કેવલિ તથા ત્રિજી સિદ્ધની અવસ્થા. **૬. દિશી ત્રિક**—ત્રણદિશિ ટાળીને ફકત પ્રભુના મુખની દિશિમાંજ નજર રાખવી. **૭. ત્રણવાર ભૂમિ પ્રમાર્જન** કરવું. **૮. વર્ણ ત્રિક.** અક્ષર આલંબન, વર્ણ આલંબન, અને ત્રિજું પ્રતિમા આલંબન. **૯. ત્રણમુદ્રા**—૧ યોગ મુદ્રા તે બે હાથ જોડી માંહો માંહે આંગળીઓ રાખવી. ૨ જીનમુદ્રા બે પગની વચ્ચે ચાર આંગળ માર્ગ મૂકી કાઉસ્સગ્ગ કરવો. ૩ મુકતા શુક્તિ મુદ્રા કમળના ડોડાને આકારે બે હાથ જોડી સ્તુતિ કરવી. **૧૦ ત્રણપ્રણિધાન**—૧ જાવંતિ ચેઇઆઇં. ૨ જાવંત કેવિસાહુ. ૩ જયવિઅરાય. ઇતિદસત્રિક સંપૂર્ણં. **દેરાસરમાં જતાં પાંચ અભિગમન સાચવવાં તેના નામ** ૧ સચિત ફળાદિકનો ત્યાગ. ૨ અચિત્ત વસ્ત્રાદિનું ધારણ કરવું. ૩ અખંડ એકસાડી ઉત્તરાસણ કરવું. ૪ એકાગ્રચિત્ત કરવું. ૫ દૂરથકી પ્રણામ કરવા. **રાજાના પાંચ અભિગમન,** ખડ્ગ, છત્ર, ચામર, મુકુટ અને મોજડીઓ. એ પાંચે દેહેરાસર બાહાર મૂકવાં. એ રીતે દ્રવ્ય તથા ભાવપૂજા કરવી. પછી ગુરૂવંદન વાસ્તે ઉપાશ્રય જાય ત્યાં વ્યાખ્યાણ એકચિત્તે સાંભળવું. પછી દોષરહિત સૂઝતો આહાર સાધુને વહોરાવીને પછી ભોજન કરે. પછી વ્યાપાર શુદ્ધ કરવો. ઓછું અધિકું આપવું લેવું નહીં જુઠી સાખ ન પૂરવી તથા જુઠાં લેખ ન કરવા. વળી અનંતકાય બાવીશ અભક્ષ્ય વીગેરે ખાવાં નહીં.

રાત્રિભોજન કરવું નહીં એમાં અતિશે પાપછે. વળી સાજી, સાબુ, લોહ, ગળી, મધુ, ધાવડી વીગેરે જણુસો શ્રાવકે વેચવી નહીં. તેમાં ઘણા દોષછે પાણી બેવાર ગળવું. બ્રહ્મચર્ય પાળવું. પાપનું મૂળ જે પંદર કર્માદાન તે ટાળવાં. અનર્થ દંડ કરવો નહીં. અસત્ય વચન ભાખવું નહીં. શુદ્ધ સમકીત પાળવું. ઓછામાં ઓછી પાંચ તિથિ આરંભ કરવો નહીં. સુપાત્રે દાન કરવું. સારા કાર્યમાં દ્રવ્યનો ઉપયોગ કરવો. પરોપકાર કરવો. દિવસ થોડો બાકી રહે ત્યારે ચઉવિહાર કરવો. પછી દેવસીપ્રતિક્રમણ કરી દીવસના પાપ આલોવવાં. પછી મનમાં અરિહંત, સિદ્ધ, સાહુ અને કેવલિ ભાષિત ધર્મ એ ચાર શરણ યાદ કરવાં. મનમાં શેત્રુંજાદિકની યાત્રાનો ભાવ રાખવો. અને પછી સુઇ જવું આ કરણી શ્રાવક બરોબર પાળે તો તેના કર્મ પાતળા પડે ને અનુક્રમે મોક્ષનું સ્થાનક પામે.

ઇતિ શ્રાવકની કરણી સમાપ્ત.



# શુદ્ધિપત્ર.



| પાનું. | લિટી. | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૨૦ | ગુિપ્ત | ગુપ્તિ |
| ૧૧ | ૧૧ | માયિક | સામાયિક |
| ૨૧ | ૧૭ | સંપુર્ણ | સંપુર્ણ |
| ૨૧ | ૨૦ | અર્ચાત | અર્ચીત |
| ૨૨ | ૧૨ | કાઉસ્સ | કાઉસ્સગ્ગ |
| ૨૫ | ૧૮ | જિણુંદ | જિણુંદં |
| ૨૮ | ૧૮ | સવ | સર્વં |
| ૨૯ | ૧૯ | પાઠ | આઠ |
| ૩૦ | ૮ | જીવ | જીન |
| ૩૮ | ૧૮ | પમય | પમાય |
| ૪૨ | ૨૧ | નિદ્દે | નિંદ્દે |
| ૪૫ | ૭ | જે | જેમ |
| ૪૮ | ૧૦ | અબ્ભિંતર, | અબ્ભિંતર |
| ૫૫ | ૧૪ | જે | તે |
| ૫૫ | ૨૩ | વિજયે | વિજયા |
| ૫૬ | ૪ | વિજય | વિજયે |
| ૫૬ | ૮ | વર્નો | વર્તો |
| ૬૦ | ૧૧ | ચંદ્રજ | ચંદ્રરાજ |
| ૬૨ | ૬ | દ્દૌપદી | દ્રૌપદી |
| ૬૭ | ૧૧ | ત | તે |
| ૭૩ | ૧૭ | કિરીડ | કિરીટ |
| ૮૦ | ૧૪ | શલ્લાભધઃ | શૈલાભિધઃ |
| ૮[illegible] | ૨૧ | જ્ઞાનોપગરણુ, | જ્ઞાનોપગરણુ |
| ૮[illegible] | ૯ | મકયા | મુંકયા |
| ૮૯ | ૧ | ઢેરા | ઢોર |
| ૮૯ | ૩ | ધાંટ | ઘંટિ |
| ૮૯ | ૪ | અંધાસે | અંધોસે |
| ૯૭ | ૨૩ | કુણુંડિ | કુણહિ |
| ૧૧૧ | ૨૧ | મત્ર | મંત્ર |
| ૧૧૨ | ૧૪ | લખતા | લખવાં |
| ૧૧૨ | ૧૭ | સત્તરિ | સત્તરિં |
| ૧૧૨ | ૧૯ | વિવિધ | વિવિધ |
| ૧૧૭ | ૨૨ | સમ્યક્ | સમ્યક્ |
| ૧૧૮ | ૧૭ | સવ્વાઇ | સવ્વાઇં |
| ૧૧૯ | ૧૭ | વતો | વર્તો |
| ૧૧૯ | ૧૯ | અઠ્ઠારસ | અઠ્ઠારસ્સ |
| ૧૪૧ | ૧ | નિત્યં: | નિત્યં |
| ૧૪૧ | ૧૫ | શત્રઓ | શત્રુઓ |
| ૧૪૯ | ૮ | દેવના | દેવતા |
| ૧૫૨ | ૩ | નવંતુ | નૈ ાંતુ |
| ૧૫૬ | ૧૩ | વિધાન | વિધાન |
| ૧૫૬ | ૧૮ | કયાંથા | કયાંથી |
| ૧૫૮ | ૨૧ | અંભોનિધા | અંભોનિધૈ |
| ૧૬૫ | ૧૧ | ભગ્ય | ભવ્ય |
| ૧૭૧ | ૨ | ૨ ત | ગ્રસ્ત |
| ૧૭૧ | ૪ | દર્જિત | દૂર્જિત |
| ૧૭૯ | ૪ | આપ્યા | આપ્પા |
| ૧૮૦ | ૧૦ | પરિખ | પખ્ખિ |

| પાનું. | લિટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૮૦ | ૧૮ | અપત્તિય | અપત્તિયં |
| ૧૮૧ | ૨ | સદ્દિસહ | સંદ્દિસહ |
| ૧૮૧ | ૨૪ | અભ્મિંતર | અભ્મિંતરં |
| ૧૮૮ | ૨ | ખાઇગ | ખાઇમં |
| ૧૮૯ | ૨ | પોરિસં | પોરિસિં |
| ૧૯૧ | ૧ | પચ્ચખ્ખાઇ | પચ્ચખ્ખાઇ |
| ૧૯૨ | ૧ | રિમઠ્ઠ | રિમઠ્ઠં |
| ૧૯૨ | ૨૧ | સદ્દિઅ | સદ્દિઅં |
| ૧૯૫ | ૧ | અગાર | આગાર |
| ૧૯૬ | ૧૧ | દુક્કડ | દુક્કડં |
| ૧૯૭ | ૧૦ | જગત્રયાધાર | જગત્ત્રયાધાર |
| ૧૯૮ | ૩ | સારે | સારો |
| ૨૦૦ | ૧૦ | નિદ્દિતા | નિંદ્દિતા |
| ૨૧૧ | ૨ | સા૦ | સાગરોપમઅધિક |
| ૨૧૧ | ૧૨ | બ્રહ્ય | બ્રહ્ય |
| ૨૧૬ | ૨૧ | પાંખડી | પાખંડી |
| ૨૧૭ | ૯ | પાપ | ... |
| ૨૨૫ | ૧૦ | ગોમ | ગોત્ર |
| ૨૨૫ | ૧૦ | અતરાય | અંતરાય |
| ૨૨૫ | ૨૧ | વેદકર્મની | વેદનીકર્મની |
| ૨૩૨ | ૧૬ | ખેદ | ખેદં |
| ૨૩૨ | ૨૧ | ભાવા | ભાવો |
| ૨૩૬ | ૧૮ | અગ | અંગી |
| ૨૩૭ | ૩ | સદ્ધ | સિદ્ધ |
| ૨૩૯ | ૭ | નિર્થંકરનું | તિર્થંકરનો |
| ૨૩૯ | ૧૨ | સંપૂણ | સંપૂર્ણ |
| ૨૪૪ | ૨૪ | અરહ્રતે | ઐરહ્રતે |
| ૨૪૬ | ૩ | શ્રી | શ્રી |
| ૨૪૯ | ૬ | સુંદરવાગે | સુંદરવાગ |
| ૨૫૩ | ૧૮ | પેઢાણ | પેઢાલ |
| ૨૫૩ | ૨૨ | જન્મા | જન્મ્યા |
| ૨૫૯ | ૧૮ | શુગ | શુભ |
| ૨૬૨ | ૨૪ | લીલી | લીલા |
| ૨૬૫ | ૨૩ | જસ | જેની |
| ૩૦૪ | ૨૩ | વિવિધદ | વિવિવદ |

## જાહેર ખબર.

આ પુસ્તક નીચે લખેલે ઠેકાણેથી રોકડી કીંમતે મળશે. પરદેશીને રૂ ૦–૨–૦ પોસ્ટેજના જુદા પડશે.

**અમદાવાદ—**શા. હરીલાલ મગનલાલ ઠા. માંડવીનીપોળમાં નાગજીભુદરની પોળ.

**અમદાવાદ—**શા. વાડીલાલ હઠીસંગ ઠા. માંડવીનીપોળમાં સમેત શીખરજીની પોળ.

**લી. પ્રસિદ્ધ કર્ત્તા.**